"ગુજરાતી"ની ૬૫ મી ભેટ　　　　સને ૧૯૪૮

# રાજબા

અથવા

# વિધિના વિધાન

લેખક :

હરિશંકર દુર્ગાશંકર દવે

"વાલમનો વીર રત્નસિંહ"ના કર્તા

પ્રકાશકો :

"ગુજરાતી" પ્રેસના માલિકો

સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ ૧

સંવત ૨૦૦૪ ]　　　　[ સને ૧૯૪૮

કિંમત રૂ. ૪-૦-૦　　　　પાકું પૂઠું રૂ. ૪-૧૨-૦

પુસ્તક મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" પ્રેસની ઓફીસ

સાસૂન બિલ્ડીંગ, રીઝર્વ બેંકની પાછળ, બજારગેટ સ્ટ્રીટને નાકે,
એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ-મુંબઇ, ૧



એન. એમ. ત્રિપાઠીની કું., લી., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨
આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨
એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા, અમદાવાદ.



મુદ્રક અને પ્રકાશક:-નટવરલાલ ઇચ્છારામ દેસાઇ બી. એ.
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસૂન બિલ્ડીંગ, રીઝર્વ બેંકની પાછળ, બજારગેટ સ્ટ્રીટને નાકે,
એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ-મુંબઈ ૧.

# ‘ગુજરાતી’ એ આપેલી ઐતિહાસિક વાર્તાની ૬૫ ભેટો

| | નામ | સન | કિંમત |
|---|---|---|---|
| અ. | પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે. ના. દે.... ... | (૧૮૮૬) | નથી |
| અ. | ગૃહધર્મ ના. દે. .... ... ... | (૧૮૮૬) | નથી |
| ૧ | રાસેલાસ અથવા ઍબિસિનિયાનો રાજપુત્ર ઇ.સુ.દેસાઇ | (૧૮૮૬) | નથી |
| | દીનાર્બસ અથવા ઉત્તર રાસેલાસ ર. અ. મહેતા | | ૦-૮ |
| ૨ | હિન્દ-બ્રિટાનિયા(રાજભક્તિવિડંબણ-ભાષ્ય સહિત) ઇ.સુ.દે. | (૧૮૮૭) | ૨-૦ |
| ૩ | ગંગાગોવિંદસિંહ-વૉરન હેસ્ટિંગ્સનો જમણો હાથ ના.દે. | (૧૮૮૮) | ૧-૮ |
| ૪ | મહારાણી વિક્ટોરીયાનું જીવનચરિત ઇ. સુ. દેસાઈ | (૧૮૮૮) | ૧-૮ |
| ૫ | સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો ઇ. સુ. દેસાઇ | (૧૮૮૯) | ૦-૪ |
| ૬ | ટીપુ સુલ્તાન-શ્રીરંગપટ્ટણનો ઘેરો (પ્રથમભાગ) ઇ. સુ. દે. | (૧૮૯૦) | નથી |
| ૭ | દિલ્હીપર હલ્લો-ભરતખંડના પરવશપણાનો પ્રારંભ ઇ.સુ.દે. | (૧૮૯૫) | ૨-૦ |
| ૮ | અઢારમી સદીનું હિન્દુસ્તાન Epoch પેસ્તનજી જ. સહા | (૧૮૯૬) | ૨-૦ |
| ૯ | ઓરંગઝેબ અને રાજપૂતો વા મો.શા.પડતીનો પ્રા. ક.મો.ઝ. | (૧૮૯૭) | નથી |
| ૧૦ | શાહજાદો અને ભીખારી-પેસ્તનજી જમશેદજી સહા | (૧૮૯૮) | ૨-૦ |
| ૧૧ | હેસ્ટિંગ્સની સોટી-પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ પ્રા.ક. | (૧૮૯૯) | ૨-૦ |
| ૧૨ | પાણીપતનું યુદ્ધ-નાના ફડનવીસ વકીલ દેસાઇ ધી. ન. વ. | (૧૯૦૦) | નથી |
| ૧૩ | બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન પ્રા. હ. શાસ્ત્રી | (૧૯૦૧) | નથી |
| ૧૪ | નૂરજહાન અથવા સૌન્દર્યવિજય પ્રા. હ. શાસ્ત્રી | (૧૯૦૨) | નથી |
| ૧૫ | બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાઇનો ઉદયકાળ ધી. ન. દેસાઇ | (૧૯૦૩) | નથી |
| ૧૬ | રૂપનગરની રાજકુંવરી અથવા મહારાણા રાજસિંહ ના. દે. | (૧૯૦૪) | નથી |
| ૧૭ | ઇન્દુકુમારી અથવા બંગાળમાં મરેઠાની દોડ છ. ના. મેત્રી | (૧૯૦૪) | નથી |
| ૧૮ | પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ કલાઈવનું કપટતંત્ર ના. વિ. ઠક્કર | (૧૯૦૫) | નથી |
| ૧૯ | શિવાજીનો વાઘનખ અથવા અફઝુલખાનનું ખૂન પુ. વિ. મા. | (૧૯૦૬) | ૦-૧૨ |
| ૨૦ | હળદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય ના. વિ. ઠ. | (૧૯૦૬) | ૦-૧૨ |
| ૨૧ | નંદનવનનો નાશ વા આ તે રામની અયોધ્યા! છ.ના.મેત્રી | (૧૯૦૭) | ૩-૦ |
| ૨૨ | પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ-લાલજી વેરાગણ ઇ. ઈ. મ. | (૧૯૦૮) | નથી |
| ૨૩ | ઓરંગઝેબનો ઉદય અથવા આ તે મહાન્ મોગલો મો.મ.દે. | (૧૯૦૯) | ૨-૦ |
| ૨૪ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ ના. વિ. ઠક્કર | (૧૯૧૦) | નથી |
| ૨૫ | કત્લેઆમ અથવા દિલ્હીનો ડગમગતો રાજમુકુટ ના. વિ. ઠ. | (૧૯૧૧) | ૨-૦ |
| ૨૬ | પુરાતન દિલ્હીઃ ૪૦ ચિત્રો સાથે-મણિલાલ ઇ. દેસાઇ | (૧૯૧૧) | ૨-૦ |
| ૨૭ | કુંભનમીમાંસા-મણિલાલ ઇચ્છારામ દેસાઈ | (૧૯૧૧) | નથી |
| ૨૮ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ના. વિ. ઠક્કુર | (૧૯૧૨) | ૨-૦ |
| ૨૯ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ના. વિ. ઠક્કુર | (૧૯૧૩) | નથી |
| ૩૦ | હમીરહઠ અથવા રણથંભોરનો ઘેરો ના. વિ. ઠક્કર | (૧૯૧૪) | નથી |
| ૩૧ | ભુજબળથી ભાગ્યપરીક્ષા-રમણિકલાલ અ. મહેતા | (૧૯૧૫) | ૨-૦ |
| ૩૨ | પાટણની પ્રભુતા-કનૈયાલાલ માણેકલાલ મુનશી | (૧૯૧૬) | ૪-૦ |
| ૩૩ | ચાણક્યનંદિની અથવા ચન્દ્ર અને સુંહધી ના. વિ. ઠ. | (૧૯૧૭) | નથી |

| | | | |
|---|---|---|---|
| ૩૪ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ના. વિ. ઠક્કુર | (૧૯૧૮) | ૨– ૦ |
| ૩૫ | રૈનક મહેલની રાજખટપટ–રમણિકલાલ અ. મહેતા | (૧૯૧૯) | ૨– ૦ |
| ૩૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઈસલામ ના. વિ. ઠક્કુર | (૧૯૨૦) | ૧– ૦ |
| ૩૭ | ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર ના. વિ. ઠ. | (૧૯૨૧) | ૧– ૦ |
| ૩૮ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર અંગાર ના. વિ. ઠ. | (૧૯૨૨) | ૨– ૦ |
| ૩૯ | અનારકલી અથવા અપરાધી અકબર ના. વિ. ઠક્કુર | (૧૯૨૩) | ૨– ૦ |
| ૪૦ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા ના. વિ. ઠ. | (૧૯૨૪) | ૪– ૮ |
| ૪૧ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય ના. વિ. ઠ. | (૧૯૨૫) | ૩– ૦ |
| ૪૨ | નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ ના. વિ. ઠ. | (૧૯૨૬) | ૨– ૦ |
| ૪૩ | મુરીદે શયતાન–મલબારનો મોપલા અત્યાચાર ના. વિ. ઠ. | (૧૯૨૭) | ૧– ૦ |
| ૪૪ | સિતમગર સુલ્તાન અથવા તલવાર અને કુરાન ના. વિ. ઠ. | (૧૯૨૮) | ૩– ૦ |
| ૪૫ | કચ્છનો કેસરી અથવા ધોધો અને સનેસર ના. વિ. ઠક્કુર | (૧૯૨૯) | ૩– ૦ |
| ૪૬ | અમરગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ ના. વિ. ઠ. | (૧૯૩૦) | ૨– ૦ |
| ૪૭ | અમરેશરી કટારી–છગનલાલ અમથારામ બ્રહ્મભટ | (૧૯૩૧) | ૨– ૦ |
| ૪૮ | તોગારી તલવાર અને રાયસિંહજીરી હથેલી છ. અ. | (૧૯૩૧) | |
| ૪૯ | શત્રુંજયનો શ્યામ અને જોગણીનું ખપ્પર જે. હ. મે. | (૧૯૩૨) | ૩– ૦ |
| ૫૦ | પાટણની પ્રતિષ્ઠા–માધવલાલ ત્રિભુવન રાવળ | (૧૯૩૩) | ૩– ૦ |
| ૫૧ | મહારાણી લક્ષ્મીબાઈ અથવા ખાલસાનું ખપ્પર ન. વ. દ્વિ. | (૧૯૩૪) | ૩– ૦ |
| ૫૨ | મહારાજાધિરાજ મા. ત્રિ. રાવળ | (૧૯૩૫) | ૩– ૦ |
| ૫૩ | ગુજરાતનો બુઝાતો દીપક ને ઇસ્લામી સત્તાનો ઉદય ન. વ. દ્વિ. | ૧૯૩૬ | ૩– ૦ |
| ૫૪ | ગુજરાતના વેરની વસુલાત–નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી | (૧૯૩૭) | ૩– ૦ |
| ૫૫ | રક્તપિપાસુ રાજકુમારી જેઠાલાલ હરજીવન મેહતા | (૧૯૩૮) | ૩– ૦ |
| ૫૬ | જળસમાધિ ગુણવંતરાય આચાર્ય | (૧૯૩૯) | ૩– ૦ |
| ૫૭ | ડગમગતી શહેનશાહત અમૃતલાલ રતનજી ત્રિવેદી | (૧૯૪૦) | ૩– ૦ |
| ૫૮ | સોલંકીનો સૂર્યાસ્ત જેઠાલાલ ના. ત્રિવેદી | (૧૯૪૧) | ૩– ૦ |
| ૫૯ | પિતૃહત્યા ઉછરંગરાય કે. ઓઝા. | (૧૯૪૨) | ૩– ૦ |
| ૬૦ | જીત કોની? ચંદુલાલ એમ. શાહ | (૧૯૪૩) | ૩– ૦ |
| ૬૧ | ઘરની આગ ર. અ. મેહતા | (૧૯૪૪) | ૩– ૦ |
| ૬૨ | પચ્ચીસો વર્ષ પૂર્વનું હિંદુસ્થાન–નારાયણ વિ. ઠક્કર | (૧૯૪૫) | ૩– ૦ |
| ૬૨ | લીલા વાને આનડાનો ઘેરા–જ. વે. વે. | (૧૯૪૫) | નથી |
| ૬૩ | મહારાણા પ્રતાપી પ્રતાપ–છગનલાલ અ. બ્રહ્મભટ | (૧૯૪૬) | ૩– ૦ |
| ૬૪ | વાલમનો વીર રત્નસિંહ–નાગરોની હિંમત | (૧૯૪૭) | ૩– ૦ |
| ૬૫ | રાજબા અને વિધિના ખેલ | (૧૯૪૮) | ૪–૦ |

પાકા પૂઠામાં બાંધેલીની કિંમતમાં છ આના, આઠઆના, બારઆના અલગ વધુ ગણવા.

આખું સૂચિપત્ર મંગાવો. દરેકનું છથી આઠ આના રજીસ્ટર ટપાલ ખર્ચ જુદું.

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, સાસુન બીલ્ડીંગ, રીઝર્વ બેંકની પાછળ,
બજારગેટ સ્ટ્રીટને નાકે, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

# રાજબા અને વિધિના વિધાન

## પ્રસ્તાવના

'વાલમનાં વહેતાં વારિ'નું આ બીજું પુસ્તક છે. પ્રથમ પુસ્તક 'વાલમને વીર રત્નસિંહ અને નાગરોની હિઝરત' 'ગુજરાતી' સાપ્તાહિકના ગ્રાહકોને ૧૯૪૭ ની ભેટ તરીકે અપાઇ ગયું છે.

રત્નસિંહનું વીરોચિત મૃત્યુ અને નાગરોની હિઝરત ઉપર પંદર પંદર વર્ષનો ગાળો પદ્મનાભ અને તેના સાથીઓને સમયની પરિપક્વતાની રાહ જોવડાવતાં વહી જાય છે. મહેરામણની પ્રતિજ્ઞા અને રાજબાની પતિના અધૂરા કાર્યને પૂર્ણ કરવાની ઉત્કટ ઇચ્છા, પરિપક્વ સમયની રાહ જોતા વાલમના આગેવાનોની શિથિલ જણાતી પ્રવૃત્તિથી વિરૂદ્ધ જઇ યેન કેન પ્રકારેણ મહેરામણ અને રાજબાને સ્વકાર્યની સિદ્ધિ અર્થે સંતત જાગૃત રાખે છે.

યુવાનીના તોરમાં, કપટપૂર્ણ નીતિના પારંગત હોવાના અભિમાનમાં અને પીઠબળના મહાન સામર્થ્યમાં રચ્યાપચ્યા રહેતા બારમલને જીવનના છેલ્લા દિવસો તેણે કરેલા કૃત્યોના પડઘા પાડતા જીવનને માનસિક અસ્વસ્થતા તરફ દોરી જાય છે. વાર્તા અહીંથી શરૂ થાય છે.

પ્રથમ પુસ્તકમાં 'બાવાજી' તરીકે જાણીતો મએલો ભગવાન આ પુસ્તકમાં વરણાગના મઠાધીશ તરીકે આપણને જોવા મળે છે. વરણાગના મઠનું મહત્વ એ કાળે વિશેષ હતું. સિદ્ધપુર ફરતા પચ્ચીસ પચ્ચીસ કોશમાં સિદ્ધપુરના (રાજ)મઠીના મહંતની

આણ ફરતી. તેમનો હુકમ સર્વમાન્ય અને અફર ગણાતો. વરણાગ અને વાલમના ગિરિ મહંતોની ગાદીઓ ગઢીના મહંતની આણ નીચે હતી. વાલમના મહંતોનો ઇતિહાસ કહે છે કે નૃસિંહગિરિ પછી ભીમગિરિ વાલમના મહંતની ગાદીએ આવ્યા તે પૂર્વે તેઓ વરણાગના મહંત હતા. આજ્ઞાની અવગણના કરવા બદલ સિદ્ધપુરના (રાજ)ગઢીના તે કાળના મહંતે તેમને પદભ્રષ્ટ કરેલા, તેમનો મઠ લૂંટી લીધેલો અને મઠના દરવાજાના ફીંગરના કમાડ સિદ્ધપુર મંગાવી લીધેલાં. આજે પણ તે ફીંગરના કમાડ ગઢીના મઠમાં પડેલાં છે અને દ્રષ્ટાઓને વરણાગના મઠની મહત્તાનાં માપ કાઢવા લલચાવે છે. ગઢીના છેલ્લા મહંતશ્રી કલ્યાણભારતીને ત્રણેક વર્ષ ઉપર નામદાર ગાયકવાડ સરકારે પદભ્રષ્ટ કર્યા હોઇ મઠનો બધળો કારભાર સરકાર હસ્તક છે. વાલમના ગિરિ મહંતોનો ઇતિહાસ કહે છે કે ભીમગિરિને પદભ્રષ્ટ કરનારું ફરમાન તેમણે (ભીમગિરિએ) માન્યું ન હતું અને ખુલ્લી લડાઇને આવકારી લીધી હતી. પરિણામે વૈરાગીઓ અને ગોદ્ધાઓ મળી આશરે ત્રણસો મણસોને મૃત્યુએ ભરખી લીધાં હતાં. સિદ્ધપુરના મહંતે મઠનો કબજો લઇ એ ત્રણસો મૃત દેહોથી મઠના કૂવાને ભરી દીધો હતો.

મારા દિલ ઉપર ભીમગિરિ વિશેની જે છાપ પડેલી છે એ છાપને કાયમ રાખીને ઇતિહાસના ક્રમને ક્ષતિ ન પહોંચે તેવી રીતે વાર્તાને વહેવા દીધી છે. ત્રણસો માણસોનો નાશ કરાવવા જેટલું અવિચારી પગલું ભીમગિરિ ન ભરે, એ ભીમગિરિના જીવન વિશે મારા દિલપર પડેલી ઊંડી છાપને સત્ય માની પદભ્રષ્ટ થતા ભીમગિરિ પાછળ લોહીની નીકો નથી વહેવા દીધી અને એમ કરવા હું ઇતિહાસનું ખૂન કરતો હોઉં એમ મને નથી લાગ્યું.

ડાકરડાઓના ત્રાસથી બચવા ભાથી રજપૂતોને વાલમે બોલાવેલા. ભાથીઓને પોષણ માટે જે જમીન કાઢી આપવામાં આવેલી તે આજે પણ ભાથીઓના વાટા તરીકે જાણીતી છે. છેલ્લાં પચીસ વર્ષથી વાલમમાંથી ભાથીઓ નિર્મૂળ થયાં છે. તેમને બચાવ માટે વાલમે બોલાવેલા પણ તેમની કારકીર્દી વિશે વાલમનો ઇતિહ

ખાસ કંઇ કહેતો નથી એટલે જ મેં તેમને રાજબા અને મહેરામણના સહાયક જ જણાવ્યા છે.

ઠાકરડાઓનું પતન એ ઐતિહાસિક બીના છે. કંસારા, નાગરો અને ઠાકરડાઓના પતન પછી વાલમમાં એક માન્યતા પ્રચલિત થઇ ગઇ છે કે, જે જ્ઞાતિનાં સાતસો ઘર વાલમમાં થાય તે જ્ઞાતિનો વાલમમાંથી પગ જાય. બારમલ અને તેના સાથી ઠાકરડાઓનું પતન કરવામાં ભાથી રજપુતોની સહાય મુખ્યત્વે ગણાવવામાં આવે છે, પણ મને તે બાબત વધારે મહત્વની નથી લાગી, કારણ કે, ભાથીઓએ આવીને શું કર્યું તેની વિગતવાર સ્પષ્ટતા કોઇને મુખેથી પણ સાંભળવા મળતી નથી. ફક્ત ભાથીઓએ આવી ઠાકરડાઓને નસાડયા, એ કથનને સત્ય ગણી ભાથીઓના બળ કરતાં પણ વિશેષ અસરકારક શિવજીના ભૂતને મેં વાર્તામાં વિશેષ મહત્વ આપ્યું છે.

સોળમી સદીના વાલમને સ્પષ્ટ કરતું આ બીજું પુસ્તક પ્રગટ થાય છે ત્યારે મારે પણ ભીમગિરિના શબ્દોમાં કહેવું જોઇએ કે, "તે વિધિનું વિધાન છે.' 'વાલમનો વીર રત્નસિંહ' લખાતું હતું ત્યારે વાલમના જ એક ભાઇએ તે પ્રકાશિત કરવા માગણી કરેલી. અમુક જ દિવસોમાં વાર્તા તૈયાર થઇ જવી જોઇએ, એવી તેમની માગણીને માન આપી વખતસર વાર્તા તૈયાર કરી આપી. તે વાર્તા તેમણે પોતાના એક નાગર ગૃહસ્થ મિત્રને વંચાવી અને કોણ જાણે કેમ તે ભાઈ ત્યાર પછી તે પુસ્તકના પ્રકાશન અંગે કંઇજ બોલ્યા નહિ, ત્યારે મને લાગ્યું કે વિધિનું વિધાન હશે કે વાલમની એ ઐતિહાસિક વાર્તા પ્રગટ થવા માટે નહિ લખાઇ હોય; પણ મારી એ માન્યતા ખોટી ઠરી. સુપ્રસિદ્ધ 'ગુજરાતી' સાપ્તાહિકના મેનેજર શ્રી મદનલાલ ઇચ્છારામ દેસાઇએ તે વાર્તાની માગણી કરી, વાર્તા પ્રગટ થઇ અને આજે દેનું બીજું પુસ્તક પણ પ્રગટ થાય છે. તે વિધિનું વિધાન નહિ તો બીજું શું?

આ વાર્તા પૂરી થતાં વાલમના ઇતિહાસમાં મહત્વનો ભાગ ભજવનાર પંદર અને સોળમા સૈકાની સમાપ્તિ થાય છે. વળી

ભવિષ્યમાં જો સમય અને સાધનો દુર્લભ નહિ હોય તો ઓગણીસમી સદીના વાલમનું પ્રાણવાન ચિત્ર ખડું કરતી 'કૃષ્ણની આણ' નામે વાલમનું ગૌરવ વધારનાર અને ન્યાયની ખાતર તોપને મોઢે ચઢનાર ભાણદાસ પટેલની ન્યાયપ્રિયતાને અમર કરતી વાર્તા લખવા પ્રયત્ન કરીશ.

વાર્તાને વધુ ઐતિહાસિક બનાવવામાં વાલમના મોટા મઠના વયોવૃદ્ધ મહંતશ્રી શંભુગિરિ તેમજ યુવાનીમાં જાડણનો અટલ વેશ ભજવનાર પણ હાલમાં શ્રીકૃષ્ણ મંદિરના વૃદ્ધ પૂજારી શ્રી મણિલાલ નાયક એ બન્ને મહાનુભાવે એ મને જોઈતી ઐતિહાસિક સામગ્રી પૂરી પાડી છે, તે બદલ તેમનો હું આભાર માનું છું.

વળી 'વાલમનો વીર રત્નસિંહ' પછી તરતજ આ પુસ્તકને 'ગુજરાતી'ના ભેટ પુસ્તક તરીકે પ્રગટ કરવાની ઇચ્છા દર્શાવી મને વિશેષ વાર્તાઓ લખવાનું પ્રત્યક્ષ પ્રોત્સાહન આપનાર 'ગુજરાતી'ના વ્યવસ્થાપક અને માલીકો શ્રી. નટવરલાલ, મદનલાલ અને બાબુભાઈ દેસાઇનો આ સ્થળે આભાર માનું તો યોગ્ય જ લેખાય.

ચરખેવાલાન
દિલ્હી તા० ૧-૮-૪૭ } હરિશંકર દુર્ગાશંકર દવે.

# ગુજરાતી પત્રે પ્રકટ કરેલી ઐતિહાસિક નવલકથાઓ

"ગુજરાતી" પત્રના આદ્ય તંત્રી અને સંસ્થાપક

## (૧) સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇકૃત

| | | |
|---|---|---|
| ૧ | રાસેલાસ અથવા એબિસિનિયાનો રાજપુત્ર | (૧૮૮૬) નથી |
| ૨ | હિન્દ અને બ્રિટાનિયા, (રાજકીય સંવાદ) રાજભક્તિ વિડંબણ- (ભાણુ નાટકનો એક પ્રકાર) | (૧૮૮૭) ૨-૦ |
| ૩ | મહારાણી વિક્ટોરિયાનું જીવન ચરિત્ર | (૧૮૮૮) ૧-૮ |
| (૪ | સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો | (૧૮૮૯) ૦-૪) |
| ૫ | ટીપુ સુલ્તાન અથવા શ્રીરંગ પટ્ટણનો ઘેરો ભાગ ૧ લો | (૧૮૯૦) નથી |
| ૬ | દિલ્હીપર હલ્લો અથવા ભરતખંડના પરવશપણાનો પ્રારંભ | (૧૮૯૫) ૨-૦ |

## (૨) સ્વ. નારાયણ હેમચન્દ્રકૃત

| | | |
|---|---|---|
| { ૧ | વિધવા વિવાહ શાસ્ત્ર સંમત છે | (૧૮૮૬) નથી } |
| { ૨ | ગૃહધર્મ | (૧૮૮૬) નથી } |
| ૩ | ગંગા ગોવિંદસિંહ અથવા વારન હેસ્ટીંગનો જમણો હાથ | (૧૮૮૮) ૧-૮ |
| ૪ | રૂપનગરની રાજકુમારી અથવા મહારાણા રાજસિંહ | (૧૯૦૪) નથી |

## (૩) સ્વ૦ પેસ્તનજી જમશેદજી સહા (Epoch) કૃત.

| | | |
|---|---|---|
| ૧ | અઢારમી સદીનું હિંદુસ્તાન | (૧૮૯૬) ૨-૦ |
| ૨ | શાહજાદો અને ભીખારી | (૧૮૯૮) ૧-૮ |

## (૪) દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીકૃત

| | | |
|---|---|---|
| ૧ | ઓરંગઝેબ અને રાજપુતો અથવા મોગલ શાહનશાહતની પડતીનો પ્રારંભ | (૧૮૯૭) ૨-૦ |

## (૫) સ્વ૦ શાસ્ત્રી પ્રાણજીવન હરિહરકૃત

| | | |
|---|---|---|
| ૧ | હેસ્ટીંગ્સની સોટી અથવા પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ | (૧૮૯૯) ૨-૦ |
| ૨ | બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન | (૧૯૦૧) નથી |
| ૩ | નૂરજહાન અથવા સૌન્દર્ય વિજય | (૧૯૦૨) નથી |

(૬) સ્વ૦ વકીલ ધીરજરામ નરભેરામ દેસાઇકૃત

૧ પાણીપતનું યુદ્ધ અથવા નાના ફડનવીસ (૧૯૦૦) નથી
૨ બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાનો ઉદયકાળ (૧૯૦૩) નથી

(૭) સ્વ૦ છગનલાલ નારાયણભાઈ મેસ્રીકૃત

૧ ઇન્દુકુમારી અથવા બંગાળામાં મરાઠાની દોડ (૧૯૦૪) નથી
૨ નન્દનવનનો નાશ અથવા આ તે રામની અયોધ્યા? (૧૯૦૭) ૩–૦

(૮) સ્વ૦ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીકૃત

૧ શિવાજીનો વાઘનખ અથવા અફઝૂલખાનનું ખૂન. (૧૯૦૬) ૧–૦

રા. મોર્રિખ

૧ હલદીઘાટનું યુદ્ધ અને અકબરનો પરાજય ૧૯૦૬ ૧–૦

(૯) સ્વ૦ ઇશ્વરદાસ ઇચ્છારામ મશરૂવાળાકૃત

૧ પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ અથવા લાલણુ વેરાગણુ. (૧૯૦૮) ૨–૦
૨ કત્લેઆમ (સ્વ. નારાયણ વિસનજી ઠક્કુરે પૂર્ણ કરી) (૧૯૧૧) નથી

(૧૦) રા. મોહનલાલ મગનલાલ દેસાઇ એડવોકેટકૃત

૧ ઔરંગઝેબનો હૃદય અથવા આ તે મહાન મોગલ? (૧૯૦૭) ૨–૦

(૧૧) સ્વ૦ મણિલાલ ઇચ્છારામ દેસાઈકૃત

૧ પુરાતન દિલ્લી (સચિત્ર) (૧૯૧૧) ૨–૦
૨ ચુંબનમીમાંસા નથી

(૧૨) રા. રમણિકલાલ અમૃતરામ મહેતાકૃત

૧ ભુજબળથી ભાગ્યપરીક્ષા (૧૯૧૫) ૨–૦
૨ રૈનક મહેલની રાજખટપટ (૧૯૧૭) ૨–૦
૩ ઘરની આગ (૧૯૪૪) ૩–૦
૪ દીનારબસ (અથવા ઉત્તર રાસેલાસ) ૧–૦

(૧૩) રા. ઘનશ્યામકૃત (શ્રી ક. મા. મુનશીકૃત)

૧ પાટણની પ્રભુતા (૧૯૧૬) ૪–૦

(૧૪) સ્વ. છગનલાલ અમથારામ બ્રહ્મભટ્ટકૃત

૧ અમરેસરી કટારી (૧૯૩૧)
૨ તોગારી તરવાર અને રાયસિંગજીરી હવેલી } (૧૯૩૧) ૨–૦
૩ મહારાણા પ્રતાપી પ્રતાપ (૧૯૪૧) ૨–૦

### (૧૫) રા૦ જેઠાલાલ હરજીવન મહેતાકૃત

૧ શત્રુંજયનો શ્યામ અથવા જોગણીનું ખપ્પર (૧૯૩૨) ૩-૦
૨ રક્તપિપાસુ રાજકુમારી (૧૯૩૮) ૩-૦

### (૧૬) રા૦ માધવલાલ ત્રિભુવન રાવળકૃત

૧ પાટણની પ્રતિષ્ઠા (૧૯૩૩) ૩ ૦
૨ મહારાજાધિરાજ (૧૯૩૫) ૩-૦

### (૧૭) રા. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદીકૃત

૧ મહારાણી લક્ષ્મીબાઇ અથવા ખાલસાનું ખપ્પર (૧૯૩૪) ૩-૦
૨ ગુજરાતનો બુઝાતો દીપક અથવા ઈસ્લામી સત્તાનો ઉદય (૧૯૩૬) ૩-૦
૩ ગુજરાતના વેરની વસુલાત (૧૯૩૭) ૩-૦

### (૧૮) રા. ગુણવંતરાય આચાર્યકૃત

૧ જળસમાધિ (અથવા વાસ્કો ડ ગામાનો અત્યાચાર) (૧૯૩૯)

### (૧૯) રા. અમૃતલાલ રતનજી ત્રિવેદીકૃત

૧ ડગમગતી શહેનશાહત (૧૯૪૦) [illegible]-૦

### (૨૦) રા૦ જેઠાલાલ નારાયણ ત્રિવેદીકૃત

૧ સોલંકીનો સૂર્યાસ્ત (૧૯૪૧) ૩-૦

### ૨૧ ઉછરંગરાય કે. ઓઝાકૃત

૧ પિતૃહત્યા (૧૯૪૨) ૩-૦

### ૨૨ ચંદુલાલ એમ. શાહ

૧ જિત કોની ? (૧૯૪૩) ૩-૦

### ૨૩ હરિશંકર દુર્ગાશંકર દવે

૧ વાલમનો વીર રત્નસિંહ (૧૯૪૭) ૩-૦
૩ રાજબા (૧૯૪૮) ૪-૦

## (૮) રા૦ નારાયણ વિશનજી ઠક્કુરકૃત

| | | | |
|---|---|---|---|
| ૧ | પ્લાસીનું યુદ્ધ અથવા લોર્ડ કલાઇવનું ષડતંત્ર | (૧૯૦૫) | નથી |
| ૨ | હલદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય | (૧૯૦૬) | ૧–૦ |
| ૩ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિતોડ | (૧૯૧૦) | નથી |
| ૪ | કત્લેઆમ અથવા દિલ્લીનો ડગમગતો રાજમુકુટ | (૧૯૧૧) | ૨–૦ |
| ૫ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય | (૧૯૧૨) | ૨–૦ |
| ૬ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય | (૧૯૧૩) | નથી |
| ૭ | હમ્મીર હઠ અથવા રણથંભોરનો ઘેરો | (૧૯૧૪) | નથી |
| ૮ | ચાણાક્ય નન્દિની અથવા ચચ્ચ અને સુહધી | (૧૯૧૭) | નથી |
| ૯ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ | (૧૯૧૮) | ૨–૦ |
| ૧૦ | બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ | (૧૯૨૦) | ૨–૦ |
| ૧૧ | ચક્રવર્તી હમ્મીર અથવા ચિતોડનો પુનરૂદ્ધાર | (૧૯૨૧) | ૨–૦ |
| ૧૨ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર | (૧૯૨૨) | ૨–૦ |
| ૧૩ | અનારકલી અથવા અપરાધી અકબર | (૧૯૨૩) | ૨–૦ |
| ૧૪ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા | (૧૯૨૪) | ૪–૮ |
| ૧૫ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય | (૧૯૨૫) | ૨–૦ |
| ૧૬ | નાના સાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ | (૧૯૨૬) | ૨–૦ |
| ૧૭ | મુરીદે શયતાનઅથવા મલબારનો મોપલા અત્યાચાર | (૧૯૨૭) | ૨–૦ |
| ૧૮ | સિતમગર સુલ્તાન અથવા તલ્વાર કે કુરાન ? | (૧૯૨૮) | ૩–૦ |
| ૧૯ | કચ્છનો કેસરી અથવા ધીંધો અને ચનેસર | (૧૯૨૯) | ૩–૦ |
| ૨૦ | અમર ગર્જના અથવા સુષુપ્તિ કે જાગ્રતિ ? | (૧૯૩૦) | ૨–૦ |
| ૨૧ | ૨૫૦૦ વર્ષ પૂર્વનું હિંદુસ્તાન અથવા ચન્દ્રગુપ્ત અને ચાણાક્ય | (૧૯૪૫) | ૩–૦ |

ગુજરાતી પ્રિ. પ્રેસ, સાસૂન બિલ્ડિંગ, રીઝર્વ બેંકની પાછળ,
બઝારગેટ સ્ટ્રીટને નાકે, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

---

### ગુજરાતના એક મહાન-અજોડ અમર લેખક
## સ્વ. નારાયણ વિશનજી ઠક્કરના રચેલાં ઉપયોગી પુસ્તકો

### તત્ત્વજ્ઞાન અને ધાર્મિક ગ્રંથો

### સ્વામીશ્રી વિવેકાનંદની વિચારમાળા-પાંચ પુષ્પો

| | |
|---|---|
| પ્રથમ – કર્મયોગ, ભક્તિયોગ અને વૈરાગ્યયોગ | રૂ. ૩– ૦–૦ |
| બીજું – રાજયોગ–(પાતંજલ યોગસૂત્રો સહિત) | રૂ. ૩– ૦–૦ |
| ત્રીજું – જ્ઞાનયોગ (૨૧ વ્યાખ્યાનો) | નથી |
| ચોથું – સાંખ્યયોગ (૧૫ વ્યાખ્યાનો) | રૂ. ૩– ૦–૦ |
| પાંચમું – ૨૦ પ્રકીર્ણ વ્યાખ્યાનો | રૂ. ૩– ૦–૦ |

(૬–૭–૮) **સાર્થઅમૃતાનુભવ, હરિપાઠ અને ચાંગદેવપાસષ્ટિ**
(સંત શિરોમણી જ્ઞાનેશ્વર મહારાજકૃત
ત્રણ મરાઠી ગ્રંથોનો સરળ સુબોધ અનુવાદ) રૂ. ૨– ૦–૦

(૯) **અનન્તાનુભૂતિ અથવા અનન્તજીવન**
(અમેરિકન સંત રાલ્ફ વાલ્ડોટ્રાઇનના પુસ્તકનો
સરળ સુબોધ અનુવાદ) રૂ. ૨– ૪–૦

---

### ભારત લોકકથાઓ

**બેગમ બજાર અથવા રંગમહાલયમાં રતિ તાંડવ**
ભાગ ૧ લો અને ભાગ ૨ જો દરેકના રૂ. ૧–૮–૦

(૩–૪–૫–૬) બંગાળ દેશની લોકકથાઓ
ભાગ ૧ લો, ૨ જો, ૩ જો અને ૪થો દરેકના રૂ. ૧–૮–૦

(૭) વિક્રમ અને કાપાલિક (પરકાયા પ્રવેશ) રૂ. ૦–૧૨–૦

આ સિવાય ભારત લોકકથાના બીજા ૪ ભાગો છે. તેમાં જુદા જુદા લેખકોની લખેલી રજપુત વીર રસકથાઓ અને કેટલીક સામાજિક નાની રસમય વાર્તાઓ છે જે વાંચવા લાયક છે. દરેકનો રૂ. ૧–૮–૦

## ઐતિહાસિક નવલકથાઓ

| | | |
|---|---|---|
| ૧ | હલદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય | રૂ. ૧—૦—૦ |
| ૨ | અનારકલી અથવા અપરાધી અકબર | રૂ. ૨—૦—૦ |
| ૩ | ચક્રવર્તી હમીર અથવા ચિત્તોડનો પુનરૂદ્ધાર | રૂ. ૨—૦—૦ |
| ૪ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય | રૂ. ૨—૦—૦ |
| ૫ | અનંગમદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ | રૂ. ૨—૦—૦ |
| ૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ | રૂ. ૨—૦—૦ |
| ૭ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર | રૂ. ૨—૦—૦ |
| ૮ | કચ્છનો કેસરી અથવા ઘોઘો અને ચનેસર | રૂ. ૩—૦—૦ |
| ૯ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની રાજમાતા | રૂ. ૪—૮—૦ |
| ૧૦ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય | રૂ. ૩—૦—૦ |
| ૧૧ | નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ | રૂ. ૨—૦—૦ |
| ૧૨ | મુરીદેશયતાન અથવા મલબારના માપલાઓનો અત્યાચાર | ૨—૦—૦ |
| ૧૩ | સિતમગર સુલતાન અથવા તલવાર અને કુરાન | રૂ. ૨—૦—૦ |
| ૧૪ | અમર ગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ | રૂ. ૨—૦—૦ |
| ૧૫ | લાલ ઉદેરો અથવા લૂહાણાના દેવનો ઇતિહાસ | રૂ. ૨—૦—૦ |
| ૧૬ | વીર જયમલ અથવા ચિતોડનો ઘેરો | રૂ. ૦—૮—૦ |
| ૧૭ | જ્યોતિર્લિંગ સોમનાથની મૂર્તિ | રૂ. ૦-૧૨-૦ |

---

## સામાજિક નવલકથાઓ

| | | |
|---|---|---|
| ૧ | સદિગ્વ સંસાર અથવા સાધુ કે શયતાન ? | રૂ. ૩—૦—૦ |
| ૨ | ચૂડેલનો વાંસો—એક નટીની આત્મકથા ભાગ ૧ લો | રૂ. ૩—૦—૦ |
| ૩ | " " ભાગ ૨ જો | રૂ. ૩—૦—૦ |
| ૪ | આત્મહત્યા-કર્તવ્ય કે પાપ ? | રૂ. ૫—૦—૦ |

## ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ

સસૂન બિલ્ડીંગ, રીઝર્વ બેંકની પાછળ, બઝારગેટ સ્ટ્રીટને નાકે,
એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ ૧

# અનુક્રમણિકા



સમાપ્ત

# રાજબા

## પ્રકરણ ૧ લું

### અસ્વસ્થ ભારમલ

**વિક્રમ** સંવતના સોળમા શતકનું પ્રથમ ચરણ હતું. મદમસ્ત ગજરાજની અસીમ બેદરકારી જેવું વર્તન ભારમલજીએ હસ્તગત કર્યું હતું; જાણે સત્તાનો અવતાર.

મગરૂર નાગરોને વિદાય કર્યા હતા. અચાનક ઉતરી પડેલો રત્નસિંહ સ્વર્ગસ્થ થયો હતો. પદ્મનાભ, ગાંગજી અને મોંઘજી વૃદ્ધ અને અશક્તિને બળે શ્રદ્ધાહીન બનતા જતા હતા. મહેરામણમાં ઝાઝી પહોંચ ન હતી. રાજબા અને સામંત નિષ્ક્રિય હતાં. વાલમની શેતરંજનાં સામા પક્ષનાં સઘળાં પ્યાદાં, હાથી, ઉંટ, રાજા અને વજીર સાથે હારી બેઠાં હતાં. ભારમલના એક જ વ્યક્તિત્વની ઓથે જાણે વાલમની ઠાકરડા કોમનો મધ્યાહ્ન તપતો હતો. સાગરની ભરતી વેળા જાણે પૂર્ણિમા હતી.

કુટુંબે સુખી, સમાજજીવનમાં વ્યક્તિત્વના પ્રભાવવાળો, શરીરે વૃદ્ધ છતાં સશક્ત, પ્રભાવે અપ્રતિમ હકુમતવાળો અને કર્તવ્યક્ષેત્રે પોતાને વિધાતા સમાન માનતો ભારમલ પોતાની જીતેલી બાજીનાં પ્યાદાં પર ફક્ત તિરસ્કાર અને અહંભાવથી જોતો હતો. તેનામાં વિજયની ખુમારી હતી. ખુમારી ધરાવનાર વ્યક્તિઓનાં મ્હોંમાં આંગળીઓ નંખાવી તેણે પોતાની મહત્તા સ્થાપિત કરી હતી. તેનું જીવન વહેણ વિજયના જુવાળથી ઉપસી આવી ફીણના ફીસોટા વહેતું વેગથી દોડી રહ્યું હતું.

આજે કોઇ પાર્થિવ સત્તા એવી હતી નહિ કે જે તેને દબાવે. કોઇ વ્યક્તિત્વ તેના પર પ્રભાવ નાખી શકે તેમ ન હતું. વાલમની સંરક્ષણ સંસ્થા તેને મન નિષ્પ્રાણ બનતી જતી હતી. પોતાની શક્તિ પર સાગર તરવાનો મદાર બાંધી સફળતા પામેલ ભારમલ પોતાની કોમ અને વાલમ ગામ પર પોતાનો નિષ્કંટક અમલ બજાવી રહ્યાનો

આત્મસંતોષ અનુભવી રહ્યો હતો. ત્યારે સર્વશક્તિમાન વિધિએ કોઇ નવુંજ શસ્ત્ર ઉગામ્યું, અચિન્ત્યું અને અકલ્પ્ય.

છેલ્લા કેટલાક દિવસોથી ભારમલમાં કોઇ ચિન્તાએ ઘર કર્યું હતું. તે વધુ એકાન્તપ્રિય બનતો જતો હતો. વાતચીતમાં તેના હૃદયની વિહ્વળતા કોઇ કોઇ વખત દેખાઈ આવતી હતી. મોઢા પરની વિજયોન્મત્ત રેખાઓમાં કંટાળાનાં આછાં ચિહ્નો તરી આવતાં હતાં. કડક મુખાકૃતિમાં કોઇ કોઇ વખત નિર્માલ્યતા ઉપસી આવતી હતી.

પોતાનામાં થએલા આ ફેરફારની ભારમલે સખેદ નોંધ લીધી હતી. તેનાં કારણો શોધવામાં અને દૂર કરવામાં તેણે પોતાનો ઘણો સમય વ્યતીત કરવા માંડયો હતો. પણ જેમ જેમ કારણો જાણી તે દૂર કરવા પ્રયત્ન કરતો તેમ તેમ તેની સ્થિતિ વધુ ને વધુ કફોડી બનતી જતી હતી, ત્યારે છેલ્લાં કેટલાંએક વર્ષોથી નિષ્ફળતા ન અનુભવતા, એ વૃદ્ધ પુરુષની આંતરસ્થિતિ દયાપાત્ર બની જતી હતી.

છેલ્લા બે દિવસથી તેણે રાવડીએ બેસવું છોડી દીધું હતું. તેની રાહ જોઇને આખરે થાકીને ઠાકરડા આગેવાનોનું ટોળું નિરાશાથી વિખરાઇ જતું. તેઓથી ભારમલજીની એ મનોવૃત્તિ કળાતી નહતી, અને એ અકળ લીલાથી અજ્ઞાત ઠાકરડાઓ ભારમલજીની એ વર્તણુંક પાછળ કંઇ કંઇ કલ્પના કરતા. કોઇ કહેતું 'કોઇ યોગ સાધે છે' કોઇ કહેતું 'કોઈ વ્રત લીધું છે' જ્યારે કોઈ કહેતું 'જક્ષણી આરાધે છે.' સાચી વાતથી સર્વે અજ્ઞાત હતા.

આજની રાત તો ઉંઘ્યા વિના પસાર થઇ. ત્રણ પહોરની અનિદ્રાના ઉધામાને અંતે ચોથો પહોર શરૂ થતાં તે નિદ્રાવશ થયો ત્યાં તો ચિત્ર વિચિત્ર સ્વપ્નોએ તેના વ્યાકુળ મનની વિચારદશાને આગળ ધપાવી. ઉંઘ પણ નિર્ભેળ આવતી નહતી. રાત્રિનો અંધકાર આછો થયો અને પૂર્વ દિશા ગુલાબી રંગથી રંગાવી શરૂ થઇ ત્યાં તે ઝબકીને ખાટલામાં બેઠો થઇ ગયો.

'ભૂધર !' તેણે પાસે સૂતેલા પોતાના દીકરાને જગાડયો.

'કેમ બાપુ?' ભૂધરે પૂછ્યું.

'તેં કોઇને અહીંથી જતાં જોયો?'

'ના, હું તો ઉંઘતો હતો. કોણ ગયું?'

'કોઈ નહિ, એ તો ખાલી ભ્રમણા,' કહી ભારમલજી સૂઇ ગયો. પોતાની માનસિક નિર્બળતાનો પોતાના પુત્રને અણસાર પણ મળી ગયો તે ખ્યાલે ભારમલને વિશેષ બેચેન બનાવ્યો. પણ 'શું ત્યારે એ સ્વપ્ન જ હશે?' એમ વિચારતા ભારમલે આંખો મીંચી.

ભૂધરજીએ પિતાની આવી વર્તણુક કદિ જોઇ ન હતી. તેને નવાઇ લાગી. છેલ્લા કેટલાક દિવસથી તેનામાં થઇ રહેલો ફેરફાર શું આવી સ્વપ્ન પરંપરામાંથી જન્મતો હશે? તે ઉઠયો. પિતાના ખાટલા નજીક જઈ ઉશીકા નજીક બેઠો. પૂર્વ દિશાના બારણામાંથી ઉષાના સુરેખ રશ્મિ–કિરણો ખુલ્લા મોંએ સૂતેલા ભારમલજીને ગુલાબી તેજથી નવડાવતાં હતાં. ઠંડીનું આછું મોજું ગુલાબી ઠંડીની યાદ આપતું હતું. પળ બે પળ વીતી ગઇ. ભૂધરજીથી સમયની ગણના થઈ શકે તેમ નહતું; કારણ કે તેણે તેના બાપના શરીરમાં ફેરફાર થતો નજરે જોયા. તેણે પિતાનું શાન્ત મુખ કંગાલ બનતું જોયું. અનુકંપાથી ભરેલું એ મુખ ભૂધરજીથી જોઇ ન શકાયું. તેણે મોંપરથી નજર ફેરવી લીધી. ભારમલનું આખું શરીર કંપી રહેલું તેણે જોયું. અને...અને એકેએક અંગમાંથી પ્રસ્વેદનાં બિન્દુ ફૂટી નીકળતાં હતાં. તે બાપની આ સ્થિતિ નજરે નિહાળી શકયો નહિ. આંખો બંધ કરી તેણે બોલવા પ્રયત્ન કર્યો તે પહેલાં તો થરથરતી જીભે તેણે બાપને બોલતાં સાંભળ્યો.

'ના...એ...હું નહિ...મને મને ન...મારો.'

'બાપુ!'

'હં.' કહી ભારમલજી જાગી ગયો.

'શું થાય છે?'

'કંઇ નહિ. એ તો સ્વપ્ન આવ્યું હશે.' કહી ભારમલજી ઉભો થયો.

'એવું તે શું સ્વપ્ન આવ્યું કે આટલો બધો પરસેવો વળી ગયો?'

'હોય એ તો.' કહી ભારમલજીએ ઉઠી ચાલવા માંડયું.

શરીરનો પસીનો લૂછતા બાપુને જોઇ ભૂધરજીથી મનમાં બોલાઈ ગયું. 'કહો ન કહો પણ બાપુને કંઇક ચિંતા છે.'

ભારમલજી વિધુર હતો. ભૂધરજીને પરણાવે બે વર્ષ થયાં હતાં. તેની સ્ત્રી આવતી જતી હતી પણ હાલમાં તે તેને પિયર હતી. એટલે ઘરની સંભાળ ભૂધરજીની વિધવા ભાભી અને નાની બેન કુંવર રાખતાં હતાં. ભારમલજીને કુંવર ઉપર ઝાઝું હેત હતું. તેને પણ પરણાવે બે વર્ષ વીતી ગયાં હતાં, છતાં ભાગ્યે જ તેને બે એક વખત સાસરે મોકલી હશે. કુંવર તેના 'બાપુ'ને માના હેતથી પંપાળતી હતી.

'બાપુ! લો શિરામણી,' કહી કુંવર હાથમાં દૂધ ભર્યો વાડકો અને ઘડેલા રોટલાથી ભરેલી છાબડી લઇ આવી મૂકી ગઇ. નજીકમાં બેઠેલો ભૂધરજી ઉઠી બાપુ પાસે આવી રોટલા ભરેલી છાબડી ખેંચી પોતાની અને બાપુની વચ્ચે રાખી બેઠો. કુંવર તેને દૂધનો બીજો વાડકો આપી ગઇ.

'કુંવર બેટા! મારે શિરામણી નથી જોઇતી.' ભારમલે કહ્યું.

'કેમ, બાપુ?' કહેતી કુંવર પાછી આવી.

'મને આજે ઠીક નથી. આ દૂધ પાછું લઇ જા.'

'અરે! પણ કારણ તો કહેશો? કાલે નહિ જેવું ખાધું છે, એટલે મેં કીધું આજે તો બાજરીનો ઊનો રોટલો બાપુને શિરામણીમાં આપું, અને તમે તો આમ ના પાડો છો.' નિરાશ બની પડી ગએલા મોંએ કુંવર બોલી.

'બેટા! મને ભૂખ નથી. મારે શરીરે કરાર નથી.'

'શું થયું છે? માથું દુઃખે છે? તાવ આવ્યો છે?' કહી કુંવરે બાપુના માથે અને શરીરે હાથ ફેરવી જોયો. માથું ગરમ નહતું, શરીરે તાવ ન હતો. ત્યારે શું ભારમલ જુઠું બોલતો હતો?

'બાપુ! તાવ તો નથી.' બાપના મોં સામે જોઇ કુંવર બોલી.

'તાવ નથી; પણ આવે એમ લાગે છે,' ભારમલે કહ્યું.

'ભલે, બાપુની મરજી એમ છે તો દૂધ પાછું લઇ જા, કુંવર!' બાપની સ્થિતિથી વાકેફ ભૂધર બોલ્યો, અને પિતાએ પુત્ર તરફ જોતાં સંકોચ અનુભવ્યો.

કુંવર દૂધનો વાડકો લઇ ગઇ, તેનું દિલ કહ્યું કરતું ન હતું.

બપોર થયા. પણ રાવડીએ જવાની ભારમલજીએ ઇચ્છા ન કરી. હરભમ ઘેર આવી તપાસ કરી ગયો. તેણે ભારમલને ચુપકીદીથી ઘરને એક ખૂણે વિચારમગ્ન બેઠેલો જોયો. રોજની જેમ 'આજે પણ નહિ આવે' માની તે રાવડીએ ગયો. રાવડી સૂર્ય માથે આવતાં વિખરાઇ.

બપોરના ખાણામાં કુંવરે તાજા ઉન્હાઉન્હા રોટલા, તાજું દહીં અને ભાજીનું શાક લાવી મૂક્યાં. ભારમલજીએ ખાવાની ના પાડી. કુંવરથી બાપુનું શરીર તપાસ્યા વિના ન રહી શકાયું.

'બાપુ! તાવ તો નથી.'

'નથી, પણ આવે એમ લાગે છે.'

'સવારે પણ તમે એમ કહીને જ શિરામણી કરી ન હતી. અત્યારે હું તમારૂં કહ્યું માનીશ નહિ. નહિ ખાઓ તો હું જાતે તમને ખવડાવીશ.' કહી કુંવરે રોટલાની કોર ભાંગી દહીં ચઢાવી ભારમલના મોઢામાં મૂક્યું.

મોં ફાડવાની અનિચ્છાવાળો ભારમલ પુત્રીના પ્રેમ આગળ હાર્યો. તેણે મોં ફાડયું અને રોટલો ચાવી ગળે ઉતાર્યો. ત્યાં કુંવરે બીજો કોળીઓ આગળ ધર્યો.

'બસ બેટા! હવે હું નહિ ખાઉં. મને પાણી લાવી આપ.'

'મારા સમ,' બાપુ! આ કોળીઓ ન ખાઓ તો મને મરતી દેખો.' ભારમલે બીજો કોળીઓ ગળે ઉતાર્યો. પણ પુત્રીના હેતથી હસતા બાપુના હાસ્યમાં તેજસ્વિતા જણાતી નહતી. ફીકકું હાસ્ય દેખી કુંવર છળી ઉઠી અને ખવડાવવાનું છોડી દઈ તે અંદર દોડી ગઇ. બાપુનું આવું હાસ્ય તેણે જીંદગીમાં પ્રથમ જોયું હતું.

બહારથી ભૂધરજી આવ્યો. કુંવરે તેને વાત કરી. ભૂધરજી કંઈ બોલ્યો નહિ. રોટલા ખાઇ તે બાપુ પાસે આવી બેઠો. ભારમલ વિચારમગ્ન હતો.

'બાપુ!'

'હં.'

'શું વિચાર કરો છો?'

'કંઇ નહિ, મારે વળી વિચાર શા?' હસવાનો ડોળ કરતાં ભારમલે કહ્યું પણ તેનું હાસ્ય ખંડિયેર જેવું ભગ્ન હતું, બિહામણું હતું. ભૂધર ચમકી ઉઠયો. તેને વહેમ આવ્યો. તેના બાપને ભૂત તો વળગ્યું ન હતું?

"તો પછી કેમ આમ કરો છો? ઉંઘતા નથી, ખાતા નથી અને વિચારો છોડતા નથી."

'મારા દિલમાં ચરેડાટ થાય છે,'' કંઇક ભેદ ખોલતાં ભારમલે કહ્યું.

'શાનો ચરેડાટ?'

'મને ખબર પડતી નથી પણ ઉંડે ઉંડે દિલ બળ્યા કરે છે.'

'સ્વપ્નાં આવે છે ખરૂં?'

'હા, આવે છે.'

'શાનાં આવે છે?'

'એ કંઇ સમજાતું નથી.' કહું કે ન કહુંની ગુંચવણ ન ઉકલતાં ભારમલે કહ્યું.

'શરીરે કંઇ અસુખ છે?'

'કશું સમજાતું નથી, ભૂધર. હોય, એ તો બે ઘડીના ઉચ્ચાટ મટી જશે.' વાત દાબી દેવાના હેતુથી ભારમલે કહ્યું.

'ના, બાપુ! એવા ઉચ્ચાટ રખાય નહિ. કોરીકોરીને ખાઇ જાય આપણને.' કહી કુંવર નજીક આવી બેઠી અને પિતાને પડખે ખેંચાઇ ગઇ. ભારમલે વહાલથી તેના માથે હાથ મૂકતાં કહ્યું.

'બેટા! આપણે ચિન્તા શું હોય? એ તો બે ઘડીના વિચાર. આજે આવ્યા કાલે ઉડી જશે.'

'પણ શેના વિચાર કરો છો, બાપુ?'

'તારા. હવે તને સાસરે કયારે મોકલવી તેનો વિચાર હું કરી રહ્યો છું. તું જાય ત્યારે તારી ભાભી આવે ને?' કહી ભારમલ હસી પડયો. હાસ્યમાં ભૂતનો ભેંકાર લાગ્યો હોય તેમ કુંવર અને ભૂધરજી ચમકી ઉઠયાં. કુંવર તો એકાએક ઉભી થઇ ગઇ અને બોલી ઉઠી:-

'બાપુ! શા માટે મને ઉડાવો છો? તમને શું થાય છે?'

'કહ્યું ને કે, તને વળાવતાં મને દુઃખ થશે, તેની એ ચિંતા છે!' ન માનતી હોય તેવો અભિનય કરી કુંવર અંદર ચાલી ગઇ.

ભૂધરજીનો જીવ વ્યાકુળ થતો હતો. 'થોડાક જ દિવસોમાં બાપુના હાસ્યમાં એવડો મોટો ફેરફાર!' તેનું મન રડી ઉઠયું. શું વળગાડ તો નહિ હોય?

'કુંવર! અહીં આવ.' ભૂધરે બેનને બોલાવી.

'કેમ ભાઇ?' તેણે આવી કહ્યું.

ભારમલજી ચકળવિકળ નયને બંને તરફ જોઇ રહ્યો.

કુંવર ચમકી ગઈ.

'બાપુ!' તેણે કહ્યું.

'કેમ?' નિશ્ચેષ્ટ ભાવે ભારમલ બોલ્યો.

'કેમ કરડી આંખે જુઓ છો?'

'બેન! તું કેમ આમ વહેમાય છે? મને કંઇ થયું નથી.' ભારમલે કહ્યું.

'બાપુ! તમારૂં ચિત્ત ચકડોળે ચઢયું છે.' ભૂધરે કહ્યું. કુંવર રડી પડી. ભારમલે ઉભા થઇ દીકરીના માથે હાથ ફેરવવા પ્રયત્ન કર્યો.

ભૂતથી ભડકે તેમ કુંવર પાછી હઠી અંદર દોડી ગઇ. ભૂધર બહાર નીકળી ગયો.

ભૂધર રાવઠીએ ગયો ત્યારે બે ચાર વૃદ્ધ દારૂડીઆ સિવાય બીજું કોઇ ત્યાં ન હતું. ત્યાંથી તે સીધો હરભમને ત્યાં ગયો અને પોતાના પિતાની સ્થિતિ કહી. હરભમ બીજા બે વાસતા જુવાન આગેવાનો મેરૂજી અને પ્રતાપજીને મળ્યો. બધા મળી ભારમલજી પાસે આવ્યા. ભારમલજી નિષ્ક્રિય દશામાં એક બાજુ બેઠા હતા. અંદરના ખંડના બારણામાં કુંવર ઉભી હતી.

બધાઓને આવેલા જોઈ ભારમલે ઉંચું જોયું. તેની નજર શુષ્ક હતી.

'આવો.' તેણે આવનાર આગેવાનોને સત્કાર્યા.

'કેમ છો ભારમલ કાકા! શું થયું?' મેરૂજીએ કહ્યું.

'કંઈ નહિ ભાઇ! એ તો એમજ ચાલે.' કહી ભારમલ હસ્યો. એવું જ બિહામણું હાસ્ય.

'કોઇ ચિન્તા વળગી છે ખરૂં, કાકા?' હરભમે પૂછ્યું.

'મને ચિંતા? નારે ભાઇ! મને કાંઈ નથી. તમારા જેવોજ છું.' ભારમલે જવાબ આપ્યો.

'તો પછી ઉંઘતા નથી, ખાતા નથી અને વિચાર્યાજ કરો છો?'

'મને એવું થાય છે ખરૂં. પણ ક્યાં સુધી? એ તો મટી જશે.'

'ઉંઘવા માટે દવા કરો તો?' હરભમે પૂછ્યું.

'ના, દવાથી કંઇ ચિંતા મટે એમ લાગતું નથી.' ભારમલે કહ્યું.

'તો?'

'મારે કોઈ સિદ્ધને મળવું છે.'

'કેમ, યોગ સાધો છો?' હરભમે પૂછ્યું.

'ના,'

'ત્યારે?'

'મારૂં દુઃખ એના વિના કોઇ મટાડે એમ નથી.' ભારમલે કહ્યું.

'તો એમ કરીએ. કયા સિદ્ધ પાસે જઇશું?' ભૂધરે કહ્યું.

'આપણે અહીં ક્યાં વીસ પચીસ સિદ્ધ છે?'

'તો પણ કયા?' હરભમે કહ્યું.

'મને લાગે છે કે વરણાગના* સિદ્ધ મારૂં દુઃખ કાઢશે.'

'હા, ખરા. ભીમગીરી સિદ્ધ ખરા. તેમની પાસે જવું છે?'

'હા, વિચાર છે ખરો.'

'ભલે, ત્યારે વરણાગ જઇએ!' ભૂધરે કહ્યું.

સિંહસમા બાપુની કંગાલિયતપર કુંવરને રડવું આવ્યું. હરભમ-ને શોક થયો અને મેઘજી અને પ્રતાપજી એ પડછંદ પુરુષની નિરાધારતા જોઈ કંપી ઉઠ્યા.

---

## પ્રકરણ ૨ જું

### પદ્મનાભનું મૃત્યુ

રત્નસિંહના વીરોચિત મૃત્યુ ઉપર પંદરેક વર્ષોનાં પાણી વરસી ગયાં હતાં. વાલમના ઠાકરડા કોમનો અગ્રેસર ભારમલજી એક બાજુ અસ્વસ્થ હાલતમાં દિન ગુજારતો હતો ત્યારે બીજી બાજુ ફરીથી શેત-

* આજનું વણાગલા (તાલુકે સિદ્ધપુર)

રંજનાં પ્યાદાં ગોઠવવાની ઉત્કટ ઇચ્છાને, યોગ્ય તક આવે ત્યાં સુધી દબાવી બેઠેલા પદ્મનાભ જીવનની આખરી માંદગી ભોગવતા હતા. વૃદ્ધાવસ્થાએ તેમને નિર્બળ અને નિષ્ક્રિય બનાવી દીધા હતા. સ્વભાવ-માંથી ચપળતા અને એકાગ્રતા ચાલી ગયાં હતાં. તેને સ્થાને જડતા અને અસ્વસ્થતા ઉતરી આવ્યાં હતાં. સફેદ મૂછ પાળાશને વધારતી જતી હતી. ભવ્ય લલાટ દીપ્તિહીણું અને ફીક્કું ભાસતું હતું. કુંજ-રની સુંઢ જેવા હાથોની ચામડી પર વૃદ્ધાવસ્થાની કરચલીઓ ઉપસી આવી હતી. આંખોમાં નિસ્તેજતાએ અને કંઠમાં નિર્બળતાએ વાસ કર્યો હતો. છેલ્લા ત્રણેક માસથી તે જ્વરથી પીડાતા હતા. ઔષધથી તેમને કરાર થતો નહતો.

ગાંગજી, મોંઘજી અને ઘેલાશાના પરમ મિત્ર પદ્મનાભની આવી દશાએ ગામ આખા ઉપર ખેદની અસર ઉપજાવી હતી. વાલમનો એકેએક યુવક, વૃદ્ધ અને બાળક પદ્મનાભના નામપર કંઇ પણ કરી છૂટવા તૈયાર હતો. અનેક ઔષધો અને અનેક વૈદ્યોએ તેમના શરીર પર પોતાનું ઔષધબળ અને વિદ્યાબળ અજમાવ્યું પણ કંઇ કામ ન આવ્યું. અનેક પ્રકારની ગુટિકાઓ, અવલેહો અને ભસ્મો ત્યાં કામ કરતાં અટકી ગયાં હતાં. વૈદ્યકના ધંધામાં સ્થિરતા પ્રાપ્ત કરેલા વૈદ્યોએ વધતી જતી નિર્બળતાને કાબુમાં લાવવાના વિષમ-કામથી પોતાના હાથ ધોઇ નાખ્યા હતા અને છેલ્લા થોડાક દિવસોથી પદ્મનાભ માટે औषधं जाह्नवीतोय वैद्यो नारायणो हरिः। જેવું હતું.

દરદીના બિછાના પાસે કાયમ ઉમા બેસતી. પતો (પતેશ્વર) પિતાની સારવાર માટે ખડે પગે ત્યાંજ રહેતો. કામેશ્વર પિતાની માંદ-ગીને પોતાની પિંછી કરતાં ઓછું મહત્ત્વ આપતો સતત ચિત્ર કાર્યમાં મશગુલ રહેતો. દિવસભરમાં એકાદ વખત બાપની ખબર કાઢવા જતો. તેની પત્ની ગૃહકાર્યનો સર્વ ભાર ઉપાડી લઇ સાસુને, સસરાની પરિચર્યાર્થે ગૃહકાર્યથી મુકત રાખતી હતી. દશેક વર્ષનો તેનો લાડકો દિયર રંગો (રંગેશ્વર) તેને ગૃહકાર્યમાં મદદ કરતો અને નાનકડા ગંગ(ગંગાધર)ને સાચવતો હતો. કાકાભત્રિજાને રમતા રાખી સુરેખા (કામેશ્વરની પત્ની) ગૃહકાર્યપ્રવૃત્ત બનતી.

મોંઘજી, ગાંગજી, ઘેલાશા અને બીજા આગેવાનો દરદીને દરરોજ મળવા આવતા. ભારમલ પણ બેએક વખત તો આવી ગએલો. હરભમજીએ પણ એક વખત આવી પોતાની હમદર્દી જાહેર કરી હતી. દરેકને સમભાવે જોતાં પદ્મનાભ પોતાના જીવનના વધી ગએલા કર્તવ્યક્ષેત્રની સીમાઓને ટુંકાવી રહ્યા હતા. માયા અને મમતા ઉપરથી ભાવ ઉતારી રહ્યા હતા. એક જ પક્ષને ખાતર જીવનની ઉત્તરાવસ્થાનો ઝાઝો સમય વ્યતીત કરવા બદલ શોચ કરતા હતા. અદ્વૈતમાર્ગનો પંથી જીવનમાં દ્વૈતભાવનાને પોષવા બદલ અફસોસ કરી રહ્યો હતો. સુકૃત તો સાથે જવાનું જ હતું પણ વૃદ્ધાવસ્થાનો કરેલો દુરુપયોગ તેમને સતાવી રહ્યો હતો. ઉત્તરજીવનમાં પુત્રના મૃત્યુ કરતાં પણ વિશેષ કારી ઘાવ તેમને રત્નસિંહના મૃત્યુથી થયો હતો. પુત્રોની સુપાત્રતા વિશે તેમને સંશય નહતો. કામેશ્વરની ચિત્રવિદ્યા કુટુંબના ભરણ-પોષણની ચિન્તાને દૂર કરવા સમર્થ હતી. પતેશ્વર વંશપરંપરાથી ચાલતા આવતા જ્યોતિષજ્ઞાનમાં પારંગત થતો જતો હતો. નાનો રંગો કામેશ્વરના હાથ નીચે ઉછરતો હતો. ઉમા અને પોતે સદ્ભાગી હતાં, કારણ કે કામેશ્વરનો પુત્ર ગંગ દાદા દાદીના ખોળા ખૂંદી ચૂકયો હતો. જીંદગીનો એ આખરી લ્હાવ તેમણે બન્નેએ લઈ લીધો હતો. હવે મૃત્યુને કયાં સુધી રોકવું ? ચંચળ જીંદગીમાંથી સરી શાશ્વતશાંતિવાળું મૃત્યુને કાં ન નોંતરવું ? પદ્મનાભ મૃત્યુ ઝંખતા હતા અને આખરે એ આવ્યું પણ ખરૂં.

સૂર્ય ઉત્તરાયણના હતા. દિવસ આથમી ચૂકયો હતો. ધીમે સાદે બોલતા પદ્મનાભે ઉમા મારફત કામેશ્વરને બોલાવ્યો. તે આવ્યો. તે જોઈ પદ્મનાભ બોલ્યા.

'જો કામ ! રાત્રિ પુરી થતાં હું જઈશ.' કામેશ્વરે ક્ષોભ અનુભવ્યો. શું બોલવું તે તેને સુઝતું નહતું.

'મારી અધુરી કામનાઓ તારે પૂર્ણ કરવાની છે.' અલિપ્ત બની ગએલો આત્મા પોતાના જીવનકાર્યની દીક્ષાનો અચંબો પુત્રને આપતો હતો.

'શું ?' કામેશ્વર ગુંચવાતાં બોલ્યો.

'વાલમને મેં મારૂં વતન ગણ્યું છે.'

'હં.'

'તારે તેને વતન ગણવાનું છે.' પદ્મનાભે કહ્યું.

'વાલમ મારૂં વતન છે.' કામેશ્વરે કહ્યું.

'વતન અને વચન ખાતર પ્રાણ આપતાં વિશ્વશર્માંનો વંશજ નહિ અચકાય તેવી પ્રતિજ્ઞા લેવાશે?' નિર્બળ અવાજને કડક બનાવવાનો પ્રયાસ કરતાં પદ્મનાભ બોલ્યા. ઉમા પડખે જ હતી. કામેશ્વરે ઉમા સામે જોયું. ઉમા નિશ્ચેષ્ટ હતી.

'હા, લેવાશે.' કામેશ્વર બોલ્યો.

'તો, મહેરામણ કદાચ ખસી જાય, રાજબા સ્ત્રી બુદ્ધિની બની જાય, સામંત ડરી જાય અને વાલમનાં આદરેલાં અધુરાં રહેવા વખત આવી જાય તો તે વખતે તું મારી ખોટ પડવા દઈશ નહિ.'

'નહિ પડે.'

'શપથ લે.'

'આ પીંછીના શપથ લઈ કહું છું, પિતાજી! કે વાલમને તમારી ખોટ હું પુરીશ. અને તેમ કરતાં નિષ્ફળ નિવડીશ તો રત્નસિંહને માર્ગે કે શવજીને પંથે ચાલી હું આપને પહોંચી જઈશ.' પદ્મનાભ પુત્રના શબ્દોએ શાન્ત બન્યા.

બહારથી પતેશ્વર આવ્યો.

'ભીમગીરી આવે છે,' તેણે કહ્યું.

'ભલે.' પદ્મનાભે કહ્યું.

'સાથે ગાંગજીભાઈ અને ઘેલાશા છે.' પતેશ્વરે આગળ કહ્યું.

'ઉમા! તે બધાઓને બેસવા આસન મૂકો.' પદ્મનાભે કહ્યું.

સુરેખાએ અંદરથી આવી આસન તરીકે વસ્ત્રપટો મૂકી દીધાં અને સૌ આવ્યા.

પ્રથમ ઘેલાશા આવ્યા હસતા અને હાસ્ય વેરતા. તેમની પાછળ ગાંગજીભાઇ હતા; ધીર, ગંભીર છતાં કૈંક આઘે એ બંનેની પાછળ ભીમગીરી હતા. (રત્નસિંહમાંની વાર્તામાં આપણે તેને બાવાજી નામથી ઓળખી ચકયા છીએ.)

'આવો.' બેઠા થવાનો શ્રમ લેતાં પદ્મનાભે કહ્યું.

'ઉઠવાની જરૂર નથી.' ગાંગજીએ કહ્યું. ઉમાએ પદ્મનાભને ઉઠવામાં મદદ કરી.

'મારી ફરજ છે, તમારા સર્વને સત્કાર કરવાની.' હાસ્ય વેરવા પ્રયત્ન કરતાં પદ્મનાભે કહ્યું.

'તમેય પદ્મભાઈ હસવા જેવું જ કરો છો હોં,' હસતા હસતા ઘેલાશા બોલ્યા.

'કેમ?'

'અમારો સત્કાર તમારે કરવાનો કે આ કામેશ્વરે? કેમ ગાંગજી ભાઇ! બોલતા નથી?' ઘેલાશાની એ હળવી મજાક વૃત્તિ પરથી ધ્યાન ખસેડી પદ્મનાભે ભીમગીરીના મોં સામે જોયું. ભીમગીરી ખાસ કામે આવ્યા હોય તેમ લાગતું હતું.

'કેમ આજે એકાએક? વરણાગથી આવ્યા?' પદ્મનાભે પૂછ્યું.

'હા, મહત્વના કામે આવ્યો છું, પદ્મભાઇ!' ભીમગીરીનો રણકાર સંભળાયો. પદ્મનાભે ઓરડામાં ફરતી નજર નાખી. પથારીની બાજુમાં ઉમા બેઠેલી હતી. ભીમગીરીની નજર તે તરફ ઠરેલી તેમણે જોઇ.

'એનો વાંધો નથી, મહંતજી.'

ભીમગીરીએ નજર પાછી ખેંચી જમીન સાથે જડી દીધી. બે પળ, શાંતિ પ્રસરી રહી.

મહંત ભીમગીરીનું લલાટ નૈષ્ટિક બ્રહ્મચર્ય ને યુવાનીના ચળકાટથી ચળકી રહ્યું હતું. તેમના મુખભાવો શાન્ત અને નિશ્ચળ હતા. મુખરેખાઓ પ્રથમ દષ્ટિએ જ જોનારને એમાં વિધિનાં વિધાનો ખાળવાની શક્તિનાં દર્શન થતાં. કંઇક ગૌર અને કંઇક નાજુક દેહરેખા પ્રમાણમાં વધારે ઉંચી કે વધારે નીચી ન હતી. એકંદરે તેમના વ્યકિતત્વમાં પ્રભાવ હતો. આંખમાંથી ધારદાર તેજકિરણો નીકળી સામે જોનારની આંખોને આંજી દેતાં. મહંત આટલી નાની વયે પણ પાટણ પરગણાંમાં મહત્વનું સ્થાન મેળવી ચૂકયા હતા.

'પદ્મભાઈ! આજે તમે જાઓ એ પહેલાં, છેલ્લીવારના મિલન માટે હું આવ્યો છું.' ભીમગીરી બોલ્યા. ઘેલાશાને હસવું આવ્યું.

'હસવા જેવી વાત નથી ઘેલાશા. મહંતનું કહેવું સાચું છે.' પદ્મનાભે કહ્યું.

'ઘેલાશાએ મહંતને મોઢે આ વાત સાંભળી છે ત્યારના હસે છે.' ગાંગજીએ કહ્યું.

'હોય. એ તો.' પદ્મનાભે કહ્યું.

'હું આવ્યો છું. એક વસ્તુ સ્પષ્ટ કરવા,' ભીમગીરી આગળ વધ્યા.

'શું?' પદ્મનાભે પૂછ્યું.

'તમારી પછી તમારૂં પ્રતિનિધિત્વ ધરાવનારની જરૂરીઆત રહેશે,' પદ્મનાભ સમજ્યા. વધુ સ્પષ્ટતા થાય એ હેતુથી તેમણે પૂછ્યું.

'કેમ?'

'રત્નસિંહનો આત્મભોગ નાગરોને અહીંથી જતા ખાળી ન શક્યો, પણ દુશ્મનોને ભીરૂ અને હતાશ બનાવી શક્યો છે.'

વિરક્ત ઈચ્છતા પદ્મનાભે ઘડીભર આંખો મીંચી.

'આંખો બંધ ન રાખો, પદ્મભાઈ! વિરક્તિ તો મારી સાથે પણ જડાએલી છે છતાં ઘણી વખત આવે પ્રસંગે દૂર કરવી પડે છે.'

'વિના હેતુએ?'

'કેમ હેતુ નથી? વાલમના સુખ પાછળ ફના થવા નીકળનારને વાલમ સુખી થાય એ કાર્ય હેતુ વિનાનું લાગે છે?'

'કયું કાર્ય?' પદ્મનાભે ત્રસ્ત નજરે પૂછ્યું.

'અમારે તમારો પ્રતિનિધિ જોઈએ છે.'

'એટલે?'

'તમારા આદર્શોને કર્તવ્યમાં મૂકવા ટાણે અમારે તમારી હયાતી જોઇએ છે અને તે હયાતી વિધિનિર્માણ નથી. માટે અમારે તમે છો એવી ખાત્રી આપે એવી ભાવનાબદ્ધ વ્યક્તિ જોઇએ છે.' ભીમગીરીએ કહ્યું.

કામેશ્વર ચોંકી ઉઠ્યો. ઘડી પૂર્વે પિતાએ શપથથી જે દીક્ષા દીધી હતી તે વસ્તુ ભીમગીરી માગી રહ્યા હતા. વિધિનું કેટલું વૈચિત્ર્ય?

પદ્મનાભ મૌન ધરી રહ્યા.

'વાલમને સુખી બનાવવા જતાં તમને તમારી વિરક્તિ નડે છે?' ભીમગીરીએ નિશ્ચલ અવાજે પૂછ્યું.

'મહંત, મારા આદર્શોની દીક્ષા મેં કામને આપી છે. મેં જે જોયું તેનો તરતજ અમલ કર્યો છે. મારી હયાતી વાલમની ઉન્નતિને બાધક જણાતાં મારે જીવતાં સમાધિ લેવા પ્રસંગ ઉભો થયો છે. મારા આદર્શો, મારી ભાવનાઓ અને મારી મહેચ્છાઓ મેં કામેશ્વરમાં સંક્રાન્ત કરી છે. વિધિનું વિધાન ઉચ્છેદવાની મારી અશક્તિનુ મને ભાન હતું અને તેથી જ મેં આ પગલું લીધું છે.'

ભીમગીરીએ બધું સ્વસ્થતાથી સાંભળ્યું. ગાંગજીભાઈ અને ઘેલાશા કંઈ ન સમજ્યા હોય તેમ વારાફરતી પદ્મનાભ અને ભીમગીરી તરફ જોઇ રહ્યા.

'પિતાજી! જીવતાં સમાધિ લેવાની શી જરૂર છે?' કામેશ્વરે કહ્યું. ઉમા નિશ્ચલ નયને પતિ સામે જોઇ રહી.

'તું ન સમજે, કામ!'

'અસંતુષ્ટ ન રહો, પદ્મભાઇ! અમારી પણ એ જાણવાની ઇચ્છા છે.' ગાંગજીએ કહ્યું; ઉમામાં ઉત્સુકતા વધતી જતી હતી.

'મહંત બધું જાણે છે, તેમને પૂછી લેજો.' પદ્મનાભે કહ્યું.

'તો પણ,' ઉમાએ પૂછ્યું.

'જ્યોતિષનો એ વિષય છે, આપણે એમાં ઝાઝું ન સમજી શકીએ. પતેશ્વર આ બાબત વધારે જાણી શકે.' ભીમગીરીએ કંઇક સમજાવતાં કહ્યું. બધાંની નજર પતેશ્વર તરફ વળી. પતેશ્વર કંઈ પણ કહેવાને ઉત્સુક ન હોય તેમ લાગ્યું. છેવટે ભીમગીરીએ આછી આછી સ્પષ્ટતા કરી.

'પદ્મભાઇને દવાઓની અસર નથી થતી તે તેમની ઇચ્છા શક્તિને બળે. વાલમનું બહેતર થવાનો યોગ હવે આવી લાગ્યો છે. જો તે જીવે તો તેમની હયાતીમાં જ વાલમનું બહેતર થાય પણ તેમ કરતાં તેમને જીંદગીની છેલ્લી અવસ્થાનો દુરુપયોગ થવાનો ડર રહે છે. એમ કરવા જતાં તે મૃત્યુને શાશ્વત શાંતિનું ધામ બનાવી શકતા નથી એમ તેમનું માનવું છે. આજના દિવસની તેમના મૃત્યુની પળ તેમને પુનર્જન્મથી

મુક્તિ અપાવી શકે તેમ છે. વળી તેમના વિના વાલમનું બહેતર થવાનો યોગ નથી. એટલે તેમનું પ્રતિનિધિત્વ—તેમના આદર્શોનું પ્રતિનિધિત્વ ધરાવનારની જરૂર તેમણે કામેશ્વરને આદર્શોની દીક્ષા આપીને પુરી પાડી છે.' ભીમગીરીએ કહ્યું.

'તો પછી તમારી હયાતીને તમે વાલમની ઉન્નતિ બાધક કેમ ગણાવો છો?' ઉમાએ તીર જેવો પ્રશ્ન પૂછ્યો.

'ઉમા! તું ધન્ય બની ગઇ. મારી જીંદગી ધન્ય બની ગઇ. એ ધન્યતાને કાયમ રાખવા માટે જીંદગીના છેલ્લા દિવસોમાં મારે કુટિલ નીતિનો અમલ કરવાનો યોગ જણાયો. જીવનના છેલ્લા દિવસોમાં પણ કુટિલતા? મારો આત્મા તેની ના પાડે છે. અને આત્માના અવાજને માન્ય રાખીને જીવન જીવું તો મારી હયાતી, વાલમને દુઃખ-મુક્ત કરવાના મારા આદર્શોને મારી સાથે દફનાવનારી નીવડે છે. આજે મરવામાં જ મને મારૂં શ્રેય ભાસે છે.' થાક ખાવા પદ્મનાભ બોલ્યા. ઉમા મૂક બની ગઈ.

'મહંત! બીજું કંઇ?' પદ્મનાભે પૂછ્યું.

'બીજું તો શું? સનાતન પંથને માર્ગે આપ નિષ્કંટક આગળ વધો, એવી પ્રભુને પ્રાર્થના સિવાય બીજું તો શું?' મહંત ભીમગીરી બોલ્યા.

'સંયોગોએ મને વાલમ વચ્ચે ઉભો કર્યો હતો. તે પ્રસંગે અપક્વ પરિસ્થિતિને કૃત્રિમ ગરમીથી પકવીને તૈયાર કરી વાલમને કાયમનું સુખ કરી દેવાના મારા નિષ્ફળ પ્રયત્નોએ મને વિધિના વિધાનનો અક્કર બોધ આપ્યો. મને થપ્પડ વાગી. રત્ન જેવો 'રત્નસિંહ' ગુમાવ્યો, છતાં દીલને આરામ છે કે ક્રૂર હાસ્ય હસીને પણ વિધિએ મને આખરે ઉવેખ્યો નથી. મારા આદર્શોને સફળતા મળશે એટલેથી મારૂં સમાજ-જીવન કૃતકૃત્ય બનશે.' પદ્મનાભને વિશેષ થાક લાગ્યો. મહંતે તેમને ન બોલવા સમજાવ્યા.

થોડોક શ્વાસ ખાઇ તેમણે બોલવું ચાલુ રાખ્યું.

'મારી પ્રથમ શેતરંજ, જીતની અણીએ હું હારી બેઠો. રત્ન-સિંહને ગુમાવી રાજબાને દુઃખી કરી. બીજી બાજી માંડયા પૂર્વે વિધિએ પડદો ખુલ્લો કર્યો. પરિપક્વ પરિસ્થિતિની રાહ જોવા ઇચ્છા સેવી એ જ

આપણે યોગ્ય કર્યું છે. ઉતાવળું બીજું પગલું વધારે ઉંડી ગર્તામાં ડૂબાવી દેત. રાહ જોવામાં જ મારૂં, તમારૂં અને વાલમનું શ્રેય છે ભીમગીરી! તમારૂં વ્યક્તિત્વ એ શ્રેયનું સાધક બનશે. તમે દોરશો તેમ વાલમ દોરાશે–બન્ને પક્ષો. રાજબા બાહોશ છે છતાં સ્ત્રી છે, માનેલા પતિના આદર્શ પાછળ ઘેલી બનેલી વીરાંગના છે. તે આદર્શને વધારે ઓજસવંતો અને દીપ્તિમાન બનાવવો એ તમારૂં કામ છે. મહેરામણ અને સામંત તમારા દોર્યા દોરાશે. કામેશ્વરનો જીવન પંથ નિરાળો છે. ફક્ત જરૂર પડે મારૂં પ્રતિનિધિત્વ સાચવવા પૂરતોજ એ કામ આવશે.' વળી થાકી જતાં તે અટક્યા.

'રાત્રિના ત્રણ પ્રહર બાકી છે. મંહતજી, ગાંગજીભાઈ, ઘેલાશા, કામ, ઉમા......વિદાય...' કહી પદ્મનાભ અભાન નિદ્રામાં પડયા.

પ્રાતઃકાળે તેમનો આત્મા દેહ ત્યજી ગયો. ત્યાર પછી સૂર્યોદયે નનામી નીકળી ત્યારે વાલમનો સર્વ પુરુષ વર્ગ પદ્મનાભની સ્મશાન યાત્રામાં સામેલ હતો. મોખરે જતી નનામી પાછળ આગળ ચાલતા મહંત ભીમગીરીની બન્ને બાજુએ વાલમની ન્યાયસભાના સર્વે સભ્યો ગમગીનીથી ચાલતા હતા.

---

## પ્રકરણ ૩ જું

### અશાંત મહેરામણ

**મહેરામણના** દીલના અંતરતલમાં વડવાનલ પ્રકટી રહ્યો હતો. પદ્મનાભના મૃત્યુ સમયે તે ગામમાં ન હતો. કુકા મહેતાએ પોતાના કુટુંબો સહિત વાલમ છોડયું ત્યારથી આજ સુધી તે પોતાની લીધેલી પ્રતિજ્ઞા પાળી રહ્યો હતો. ઠાકરડાઓને ગામથી દૂર કાઢવાના તેના પ્રયાસોને આજ સુધી કોઇએ સક્રિય સાથ આપ્યો ન હતો, સિવાય કે રાજબા અને સામંત. રાત્રે ઉંઘ ન લેવાની પોતે લીધેલી ઉતાવળી પ્રતિજ્ઞાનાં પૂર હવે તેને સાથી વિના ઓસરતાં જણાતાં હતાં. જે ભાવનાના જુવાળ સાથે ઊર્મિલ બની તેણે પ્રતિજ્ઞા લીધી હતી, તે જુવાળ લાવનાર ચન્દ્રકિરણો જ આપમેળે અસ્ત પામી ગયાં હોય તેમ

તેને લાગતું હતું. પ્રૌઢ પદ્મનાભનું થનગનતું યૌવનપૂર જાણે એકાએક શમી ગયું હતું. ગાંગજીભાઇ(તેના પિતા)ની વતન પ્રત્યેની હમદર્દી અને પુત્ર શવજીના મૃત્યુના વેરની તલપ જાણે પ્રશાન્ત બની ગયાં હતાં. કૈલાશ પદ્મનાભને ગાડે અને મોંઘજીભાઇ તેના પિતાને ગાડે ચઢી બેઠા હતા. એ બધું તો ઠીક પણ પોતાની પ્રતિજ્ઞાનું શું?

પંદર પંદર વરસોનાં વહાણાં વાયાં, રાજબાની કાકલુદી અને સામંતની વિનવણીને ગામની ન્યાયસભા દાદ આપતી ન હતી. ઠાકરડાઓને ગામથી દૂર કરવાની અનેક તરકીબોનો ઉગમ અને તેને અમલમાં મૂકવાની માગણી કરતી દરખાસ્તોને ન્યાયસભાએ વગર વિચાર્યે પાછી ધકેલી દીધી હતી. જાણે કુકા મહેતા જતાં ગામની અસ્મિતાનો અર્ક ચાલ્યો ગયો. સમર્થ અને વગીલા બનતા જતા ઠાકરડાઓને ગામ એક શબ્દ કહેતું ન હતું. તેમનાં અવિચારી કૃત્યોને ગામ સહિષ્ણુતાભરી રીતે સહન કરી લેતું. તેમની અસંભવિત માગણીઓને પણ સંતોષવાનો પ્રયત્ન ગામની ન્યાયસભા કરી ચૂકતી હતી. શું થયું હતું વાલમ અને તેની ન્યાયસભાને? કે પછી આગેવાનો તો કોઇ લાલચથી ફૂટયા ન હતા? ગાંગજીભાઇ—તેના પિતા કઈ લાલચે ફૂટે? મોંઘજીભાઇ શું ધારીને ઠાકરડાઓનું ગાયું ગાય? અને પદ્મનાભ? એ તો પરદેશી. એનો શો ભરોસો? કદાચ એણે જ આ બધી સ્થિતિ વણસાડી મૂકી હોય તો? ના, ના, એવો આરોપ એ બ્રાહ્મણ ઉપર મૂકાય ખરો ત્યારે?? ઠાકરડાઓ સાથે શું છૂપી સંતલસ થઇ સમાધાન થયું હશે? જો એમ હોય તો પોતાની પ્રતિજ્ઞાનું શું?

તેણે સામંતને તૈયાર કર્યો. વાલમની ન્યાયસભાની બગડતી જતી સ્થિતિથી વાકેફ કર્યો. રત્નસિંહનું પ્રજ્વળતું વેર તેણે અગ્નિ સંકોરી વિશેષ સતેજ કર્યું. રાજબાને હાથપર લેવા પ્રયત્ન કર્યો અને એક દિવસ ત્રણેએ મળી નિશ્ચય કર્યો, ગામ જો મદદ ન આપે તો બહારથી મદદ લાવવાનો. યેનકેન પ્રકારેણ ઠાકરડાઓ પર વેર ન લેવાય ત્યાં સુધી તેનાથી રાત્રે ઉંઘી શકાય તેમ ન હતું. કરેલો નિશ્ચય અમલમાં લાવવા સામંત અને પોતે એક રાત્રે એકાએક ચાલી નીકળ્યા.

ક્યાં ગયા તે કોઇ જાણતું નહતું. રાજબા જાણતી હતી, પણ તેને પૂછવાની કોઇને દરકાર નહતી. ગાંગજીભાઇએ જાણ્યું. પુત્ર કોઇ કામે બહાર ગયો હશે. ઉમ્મર લાયક દીકરા પાછળ રખવાળાં શાં?

પદ્મનાભના મૃત્યુના ત્રીજા દિવસે મહેરામણ અને સામંત આવ્યા. તેમની સાથે બે રાજપુત મહેમાનો હતાઃ દઢ બાંધાના અને સખ્ત ચહેરાના, રંગે શ્યામ અને વાતચીતમાં કૈંક અસભ્ય.

'કોણ છે તમારી સાથે?' ગાંગજીએ બન્ને મિત્રોને પૂછ્યું.

'જે છે તે, પછી સમજાશે.' કહી મહેરામણ તેમના પ્રશ્નને ગળી ગયો. તેણે ઘરમાં જવા પ્રયત્ન કર્યો.

પુત્રના આ વર્તનથી પિતા ખીજવાઇ ગયા. ઘરમાંથી પૂછ્યા વિના ચાલ્યા જવું છે. મનપસંદ સમયે આવવું છે અને પૂછ્યાનો જવાબ આપવાની દરકાર નથી, એવું વર્તન ચલાવનાર પુત્રને ગમે તેવો પિતા પણ કેમ નિભાવી લે?

'મેરા! સાથે કોણ છે તે પહેલાં કહે, પછી ઘરમાં જા.' સખ્તાઇથી તેમણે કહ્યું.

'નહિ તો?' કંટાળાથી તેનાથી બોલાઇ ગયું.

'ઘરમાં તારે માટે જગા નથી.' પુત્રનાં અક્ષમ્ય વર્તન સામે પિતાએ શિક્ષા ફરમાવી.

જેમની સાથે કાયમના સહવાસી બની રહેવાનું છે તેવા મહેમાનોની હાજરીમાં પિતાએ તેને પડકાર્યો. જેમને પોતાની શક્તિ અને લાગવગની અનેક વાતો કરી આંજી લાવ્યો હતો તેમની રૂબરૂમાં મહેરામણના માનનો ભંગ થયો હતો. તેનાથી ઘરમાં પગ કેમ દેવાય?

કંઇ પણ બોલ્યા વિના તે મહેમાનોને લઇ પાછો વળી ગયો. સામંતે કંઇ બોલવા પ્રયત્ન કર્યો, પણ આ વિષમ સ્થિતિમાં તેનાથી કંઇ કહી શકાયું નહિ. લક્ષ્મીનારાયણનું મંદિર તેમનું આશ્રયસ્થાન બને તેમ હતું. ચારે જણા ત્યાં ગયા. પદ્મનાભના મૃત્યુના સમાચાર તેમણે જાણ્યા હતા, છતાં તેમને ત્યાં જવાનો વિવેક સરખો પણ તેમણે કર્યો નહિ.

'સામંત! દુનિયામાંથી દૈવત પરવાર્યું.'

'કેમ?'

'ન જોયું, બાપુએ રજા આપી તે?'

'એમાં તારી ભૂલ છે, મહેરામણ! વડીલ ખીજાય ત્યારે આપણે નમ્ર બનવું જોઇએ,' સામંતને હવે શિખામણ આપવાનું સૂઝ્યું.

'નમ્ર બનવામાં તો પંદર વર્ષ રાત્રે નિદ્રા લીધા વિના વિતાવ્યા. હજુ કેટલા નમ્ર?' બળતો મહેરામણ બોલ્યો.

પૂજારી આવ્યો. મહેમાનો માટે સ્વાગતની તૈયારીઓ કરી–જમવા માટે સીધાની તૈયારી કરી.

'મહારાજ! અમારા બેનું અહીં રાંધજો.' મહેરામણે સામંત તરફ આંગળી કરી મહારાજને કહ્યું.

'કેમ ભાઈ?'

'એમજ, ઘરે જવું નથી.' મહેરામણે કહ્યું.

'તો પણ?' પૂજારીએ પ્રશ્ન જારી રાખ્યો. મહેરામણ ન બોલ્યો.

'એમ કે બાપ સાથે લડીને આવ્યો છે.' સામંતે ઘટસ્ફોટ કર્યો.

'તો મારાથી કંઇ ન થાય. ગાંગજીભાઇ મને ગામમાં ન રહેવા દે.' આભો બની જતાં પૂજારી બોલ્યો.

'તો પછી ઉપવાસ, બીજું શું?' મહેરામણે નિશ્ચય દર્શાવ્યો.

'એમ તે બને? બાપ સાથે તકરાર કરી બેસાય?' પેલા બેમાંથી એક બોલ્યો.

'કેમ નહિ? બાપને દીકરાની પડી ન હોય, તો દીકરો શા માટે તેમની પરવા કરે?'

'એમ ન બોલ, મહેરામણ! ગાંગજી કાકાની તું અકારણ નિંદા કરે છે. તારે માટે એમણે શું નથી કર્યું? તારી પ્રતિજ્ઞા શાને આભારી છે તે જાણે છે? બાપે તે કાર્યમાં તો જુવાનજોધ દીકરાનો પ્રાણ હોમ્યો છે.' સામંતે કહ્યું.

મહેરામણ કંઇ નરમ પડ્યો, પણ તેના જીદ્દી સ્વભાવનું ઓસડ કોઇની પાસે ન હતું.

પોતાને અને મહેરામણને મંદિરમાં જમવું પડે એ તો ખરાબ ગણાય, એમ સામંત જાણતો હતો. તે મંદિર બહાર આવ્યો. પદ્મનાભને ત્યાંથી ઉઠી ઘેલાશા પોતાના ઘર તરફ જઇ રહ્યા હતા. સામંતે તેમને બોલાવ્યા.

'અરે શેઠકાકા ! અહીં આવોને !' કંઇક હસતાં સામંતે કહ્યું.

'કેમ ?' આજે સામંતને હસતો જોઇ વિચારમાં પડતાં ઘેલાશા બોલ્યા.

'શેઠ ! એક કામ કરો.' ઘેલાશા વિચારમાં પડી ગયા. આજ્ઞાધારી સામંત આજે હુકમ ચલાવતો હતો.

'શું ?'

'ગાંગજી કાકાને અહીં બોલાવી લાવો. મારાથી ખીજવાયા છે, માટે હું જઇ શકું તેમ નથી.'

'શા માટે બોલાવી લાવું ?'

'મહેરામણ મંદિરનું ભોજન લેવા તૈયાર થયો છે.' સામંતે કહ્યું.

'શા માટે ?'

'આપથી રીસાઇને.'

ઘેલાશા સીધા ગાંગજીને ત્યાં ગયા. ક્રોધાવેશમાં ગાંગજી આંગણે બેઠા હતા.

'આવો, ઘેલાશા શેઠ !' તેમણે શેઠને આવકાર્યા.

'આજે કેમ મહેરામણને રીસાવ્યો છે ?'

'શું છે તેનું ?' કંઈક ક્રોધમાં તેમણે પૃછ્યું.

'મંદિરમાં મહારાજનું ખાવા માગે છે.'

'હેં ?' ગાંગજીથી બોલાઈ ગયું. તેમની રીસ ઉતરી ગઈ. ઘર-બહાર પોતાના ઘરની વાત ન જવા દેવામાં મોટાઇ માનનાર ગાંગજી-ભાઈના હોશ ઉડી ગયા.

'ચાલો !' કહી ઝપાટાબંધ તે ઘેલાશા સાથે મંદિરમાં આવ્યા.

મહેરામણ પેલા મહેમાન રાજપુતો સાથે મંદિરમાં બેઠો હતો.

'મેરા ! ઘેર ચાલ.' ગાંગજીભાઇએ સંબોધન કર્યું.

'નહિં બાપુ ! મારાથી નહિ અવાય.'

'કેમ ?'

'મારી સાથે મહેમાનો છે.' તેણે કહ્યું.

'કોણ છે ?'

'રાજપુત છે.'

'કેમ આવ્યા છે ?'

'હું લાવ્યો છું. મારી પ્રતિજ્ઞાનાં પાલન માટે.'

'ભલે, તેમને સાથે લઇ લે.'

'એમ સાથે ન લેવાય. વાલમમાં તેમને સ્થાન અપાવો તો સાથે લઉં.' મહેરામણ વધારે જીદી બન્યો.

'તું લાવ્યો છે તે રાખીશું, પણ હવે ચાલ.'

'એમ નહિ, તેમની સાથે બીજાં વીસ કુટુંબો લાવવાને મેં કબૂલ્યાં છે.' મહેરામણ આગળ વધ્યો.

ગાંગજીભાઇની કસોટી થતી હતી.

'તેમને પણ નિભાવી લઇશું. હવે ચાલ બપોર વીતી જશે.'

'હા, ચાલો બાપુ!' કહી તેણે બે રાજપુતોને સાથે લીધા. સામંત તેમને ઝાંપા સુધી વળાવી પાછો મંદિરમાં ગયો.

'મહારાજ! પદ્મભાઈ કયારે ગુજરી ગયા?'

'ત્રણ દિવસ થયા.' બોલતાં પૂજારી રડી ઉઠયો.

સામંતથી પોક મૂકાઈ ગઇ.

સામંતને રડતો સાંભળી મહેરામણે પાછળ જોયું.

'મારે પદ્મભાઇને ત્યાં જવું છે. મહેમાનોને તમે લઈ જાઓ.' કહી મહેરામણ મંદિરમાં પાછો આવ્યો અને સામંતને લઈ પદ્મનાભને ઘરે ગયો.

માણસોનું ટોળું ઘરના આંગણામાં બેઠેલું હતું. અંદરના ખડકીના ભાગમાં સ્ત્રીઓનો કોલાહલ સંભળાતો હતો. મહેરામણ અને સામંતથી પદ્મનાભને સંભારી પોક મૂકાઈ ગઇ. અવાજ સાંભળી સ્ત્રી મંડળમાં બેઠેલી રાજમા ઉઠી બારણામાં આવી ઊભી. રાજમા ત્રીસેક વર્ષની જાજ્વલ્યમાન રામા બની હતી. તેનું ગૌરવદન સંયમ અને નિશ્ચયના સંમિશ્રણથી અનેરૂં દીપી ઉઠતું હતું. તેણે કાળો સાળુ પહેર્યો હતો. હાથ કંકણ વિનાના હતા. રત્નસિંહની તે અપરિણીત વિધવા હતી.

માણસો વચ્ચે જઈ સામંત અને મહેરામણ બેસે તે પહેલાં તેણે સામંતને બોલાવ્યો.

'સામંત!'

'કેમ?' સામંતે પૂછ્યું.

'શું કરી આવ્યા?'

'કામ પતાવી આવ્યા છીએ.' મહેરામણે વચ્ચે પુરાતાં કહ્યું.

'કેટલા આવે છે?'

'વીસ કુટુંબ. પચીસ જુવાન અને અઢાર આધેડ.'

'બસ?' રાજબાએ તુચ્છતા દર્શક ઉદ્ગાર કાઢ્યો.

'એટલા બહુ છે.' મહેરામણે કહ્યું.

'ભલે,' કહી રાજબા અંદર ચાલી ગઈ.

ટોળાની આંખો જાણે પ્રકાશ પછીના અંધકારમાં ઉતરી પડી. માણસો વેરાયા. સામંત અને મહેરામણ થોડેક સુધી સાથે ચાલ્યા.

'સામંત! આપણી યોજના પદ્મનાભના મૃત્યુથી બર નહિ આવે.'

'કેમ?'

'આપણને કોઇ સાથ નહિ આપે.'

'ભૂલ્યો મહેરામણ! આપણે ત્રણ ધારીશું તે કરી શકીશું.'

'ના, તું ભૂલે છે. પંદર વર્ષસુધી આપણે ધાર્યાં કર્યું. પરિણામ નથી.'

'અને પદ્મભાઇ હોત તો? તું માને છે કે તે આપણને સાથ આપત?'

'હા, રાજબાનું કહ્યું તે માનતા. રત્નસિંહ તરફનું તેમનું હેત રાજબામાં ઉતર્યું હતું.' મહેરામણે કહ્યું.

'જે થાય તે જોઇએ,' સામંતે ભવિષ્યવાદી બની કહ્યું.

'એમાં શું થવાનું છે? આખરે તો છે જ ને!' મહેરામણે કહ્યું.

'કોણ?'

'વરણાગના સિદ્ધ.' કહી મહેરામણ છૂટો પડ્યો. હૃદયતલમાં વડવાનળ હતો.

વિધિનું વિધાન હતું બારમલ, પદ્મનાભ અને મહેરામણને એક સાથે ભીમગીરીની શરણાગતિ સ્વીકારવાનું.

---

# પ્રકરણ ૪ થું

## રાજબાની મનોવ્યથા

પૂનાભાના મૃત્યુ પછીની ચોથી રાત્રિ જામતી હતી. સામંત, મહેરામણ અને રાજબા સામંતની મેડીએ મહત્વના નિર્ણય માટે એકઠાં થયાં હતાં. પરગામી મહેમાનોને નિદ્રાધીન મૂકી મહેરામણે આ કાર્ય કરી લેવાનું ઉચિત ધાર્યું હતું.

મેડીમાં ઝાંખો દીવો પવનના ઝપાટામાંથી બચવા આમતેમ ઝોલે ચડેલો હતો. પ્રકાશ સામે મુખ રાખી રાજબા બેઠી હતી. તેની સામે ડાબી બાજુ સામંત અને જમણી બાજુ મહેરામણ હતા.

'સામંત! જેની આશાએ આપણે જોખમ ખેડ્યું તે ચાલી નીકળ્યા.' ખેદકર્ક સ્વરે પૂનાભાની યાદ આપતી રાજબા બોલી.

'હોય, એ પણ આપણી કસોટી છે. આપ બળે તરવાની આપણે હામ રાખવી જોઈએ.' સામંતે કહ્યું.

'સામંત! મને લાગે છે કે આપણે બાથી રજપૂતો તેડી લાવ્યા તે કોઈને પસંદ નથી.' મહેરામણે કહ્યું.

'શા ઉપરથી કહે છે?' સામંતે પ્રશ્ન કર્યો.

'મારા બાપુનું દીલ નારાજ છે. વેરથી વેર શમાવવાની તેમની વૃત્તિ દબાઈ ગઈ લાગે છે.' મહેરામણે જવાબ આપ્યો.

'તો શું પ્રેમથી વેર શમાવવાનાં હતાં?' રાજબાએ પૂછ્યું.

'હું એમ ક્યાં કહું છું? આ તો આપણું પગલું ગામને પસંદ નથી, એની વાત કરૂં છું.'

'વાત સાચી. પણ તેની સાથે આપણે શું સંબંધ? પંદર વર્ષનો ગાળો આપણને શું શીખવી ગયો, ખબર છે?'' રાજબાએ તેજસ્વી વાણી ઉચ્ચારી.

'હું ક્યાં નથી જાણતો?'

'તો પછી ગામની પસંદગીનો વિચાર શું? જેની પસંદગી માટે વિચારવાનું હતું તે તો હવે ચાલી ગયા. આપણે સ્વતંત્ર છીએ. મહેરામણ! આપણાં વેર બરપાઈ કરવાને.''

'સ્વતંત્ર બનવું એ ઉતાવળું પગલું છે, એમ મને લાગે છે. રાજબા!' સામંતે કહ્યું.

'કેમ ?'

'આપણે ત્રણે બીનઅનુભવી અને અપકવ, ડહાપણની ઉમરની કક્ષાએ ઉભેલા છીએ. ભાથી રજપૂતોનું શૌર્ય પ્રશંસનીય છે. એટલે પૂર્ણ વિચાર કર્યા પહેલા ધનુષ્યથી બાણ છોડયા પછી તેનું વારણ આપણને નહિ મળે. માટે સ્વતંત્ર જાહેર થયા પહેલાં હજુ વિચાર કરીએ. આપણાં કૃત્યનાં ફળ વાલમને ભોગવવાનાં છે. એટલે એની સંમતિ આપણા કાર્યમાં પહેલી જોઇએ. એ સંમતિ ન આપે તો હજુ પણ રાહ જોવામાં સાર છે. રાહ જોવાનું એટલા માટે કહું છું કે જેનાપર મદાર બાંધી આપણે આ પગલું ભરવા નિર્ણય કર્યો હતો તે આજે આપણી સાથે નથી. પદ્મભાઇ વિદેહ થયા છે.' સામંતે સ્પષ્ટતા કરી.

'સામંત ! આવું નિર્માલ્ય બોલી તું મને વધારે ન ચીડવ.' રાજબા બોલી.

'હું નિર્માલ્ય બોલતો નથી. સત્ય જાહેર કરૂં છું. આપણે વગર વિચાર્યું પગલું ભરીશું તો તેની અસર—સારી કે માઠી તો જરૂર થવાની જ અને તે કોના ઉપર ખબર છે ? આપણે જેમને દુશ્મનો માનીએ છીએ તે ઠાકરડા અને આપણા વહાલા ગામ વાલમ ઉપર એ અસર મનમાની થાય તો તો વાંધો નહિ, પણ જો ઉલટી થઇ તો પછી તેનું નિવારણ શકય છે ?' સામંતની વાણી સાંભળી રાજબા વિચારમાં પડી.

'સામંત ! એક માર્ગ છે.' મહેરામણે કહ્યું.

'કયો ?' રાજબાએ પૂછ્યું.

'આપણે બન્ને ભાથીઓને હાલ રજા આપીએ અને જરૂર પડે બોલાવીશું, એમ કહીએ તો ?'

'ભલે, એમ પણ ઠીક છે, પણ જ્યાં સુધી આપણે સંયોગો પારખી શકવાની શકિત પ્રાપ્ત કરી શકીએ નહિ ત્યાં સુધી આપણાથી કોઇ મહત્વનું પગલું ભરી શકાય નહિ. આપણને પરિસ્થિતિ જોઇ દાવ ફેંકી શકે તેવા પુરુષની તો હંમેશને માટે આવશ્યકતા જણાશે. માટે ભાથીઓને રજા આપ્યા પહેલાં એવા માણસની શોધ કરી લેવી જોઇએ કે જે આપણને યથા સમયે દોરી શકે.'

'એ તો મેં તને આગળથી કહ્યું છે.' મહેરામણે કહ્યું.

'શું કહ્યું છે ?' રાજબાએ વચ્ચે ટહૂકો પૂર્યો.

'વરણાગના સિદ્ધની દોરવણી આપણને લાભદાયી થશે. તે.' સામંતે મહેરામણનીવતી જવાબ આપ્યો. રાજબા વિચારમાં પડી ગઇ.

'પેલા બાવાજી, રાજબા! રંભાને શોધવા જતાં અમને મળ્યા હતા તે.' સામંતે ઓળખાણ આપી.

'ઓળખ્યા એ તો; પણ આપણા આ કાર્યમાં તે શું મદદ કરી શકવાના છે? એ તો વેરાગી જોગેન્દ્ર છે.' રાજબાએ કહ્યું.

'જે હોય તે; પણ, મને એમ લાગે છે કે પદ્મનાભ ગયા પછી આપણે તેમનું શરણ લીધેજ છૂટકો છે.' મહેરામણે કહ્યું.

'મને તો એવું કંઇ લાગતું નથી.'

'આજે નહિ લાગતું હોય તો પણ આવતી કાલે શરણ સ્વીકારવું પડશે. વાલમ ફરતી એ જોગેન્દરની આણ ફરે છે.' મહેરામણે કહ્યું.

'એ તો જેવા પડશે તેવા દેવાશે મહેરામણ! પણ આજનું શું? તારી પ્રતિજ્ઞાનો વિચાર કર્યો?'

'મારૂં દિલ પણ કહે છે કે સાહસ કર્યા પહેલાં ભીમગીરીને મળવું. આપણી ધીખતી જ્વાળાઓ શાન્ત કરવાનું તેની પાસે અચૂક ઓસડ હશે.' મહેરામણે કહ્યું.

'સામંત! મહેરામણ! તમે નિરર્થક ભીમગીરીને વચ્ચે લાવો છો. વેરની પ્રબળતા વચ્ચે શાંતિ તમારામાં ક્યાંથી ઘૂસી ગઈ તે મને સમજાતું નથી. વેર લેવુંજ હોય તો અમારે ભીમગીરી જોઇએ, અમારે મહંત જોઇએ, અમારે પદ્મનાભ જોઇએ, એ ખોટાં બ્હાનાં છોડી દો. નહિતર લીધેલી દીક્ષાથી ફારેગ થઈને ગાંગજી, મેઘજી અને પિલાશા સાથે વાલમની ન્યાયસભામાં જઈ બેસી જાઓ. તમારાં આ બ્હાનાં મને અકારાં લાગે છે. પંદર વર્ષ સુધી રાહ જોવડાવી તમે મારી વેરવૃત્તિમાં શિથિલતા લાવવાનું સમયરૂપી ઔષધ મને પાવાનો નિશ્ચય કર્યો લાગે છે. મારી ભૂલ થઇ કે હું તમારી સંગે રહી.' સામંત અને મહેરામણ સાંભળી રહ્યા.

'બ્રહ્મચર્યની દીક્ષા પાછળ પણ સુખની આશા હતી તો શા માટે આવી મોટી પ્રતિજ્ઞા લઇ બેઠો હતો તું મહેરામણ?' રાજબાએ આગળ ચલાવ્યું. મહેરામણે ઉંચી નજર કરી. બિઝાતા દીવાના પ્રકાશમાં રાજબાનું મુખ પૂર્ણિમાના ઉગતા ચન્દ્ર જેવું સુવર્ણાંકિત દેખાતું હતું.

'રાજબા! તારી ભૂલ છે. પ્રતિજ્ઞાનું પાલન તે આજ સુધી કરતો આવ્યો છે. તેનો અજંપો કંઇ ઓછો નથી. પંદર વર્ષની અનિદ્રામાં વહી ગએલી રાત્રિઓનો તેં વિચાર કર્યો? કેવું થતું હશે તેના દિલમાં? તારે તો રત્નસિંહનું દુઃખ છે પણ તેને તો નાગરો, રત્નસિંહ અને પ્રતિજ્ઞા ત્રણેનું દુઃખ એકસામટું પીસી રહ્યું છે.' સામંતે કહ્યું; રાજબા ન બોલી.

'રાજબા ! તારો અજંપો વાજબી નથી. નિરર્થક હોમાઈ જવું એમાં તો પદ્મબાઇની જેમ હું પણ માનતો નથી. સફળતાની પૂરી ખાત્રી વિના કૂદી પડતાં પહેલાં વિચાર કરૂં છું કે 'નિષ્ફળ ગયો તો ?' અને એ પ્રશ્ન ઉદ્ભવેજ નહિ, એવું કોઇ શરણ મળી જાય તો સફળતા હાથ-વેંતમાં મળે, એમ મારૂં માનવું છે.' મહેરામણે કહ્યું.

'શરણ શોધવું હોય મહેરામણ! તો ભલે શોધો. ભીમગીરીને, અરે બારમલજીને જ શોધી લો ને, એ તમને જરૂર શરણ આપશે.' તાતા તીરની જેમ રાજબાએ વાકય છોડયું. મહેરામણ દાઝી ઉઠયો; જાણે છાતી ઉપર કોઇએ અંગારો ચાંપ્યો.

'રાજબા! આજથી આપણાં ક્ષેત્ર જુદાં છે. તારી રીત તું અજમાવજે, મારી રીત હું અજમાવીશ. તારા રત્નસિંહનું તને એકલીને જ દાઝતું હોય તો તલવાર બાંધી સવારે જ રણ ચઢજે. મારી લીધેલી પ્રતિજ્ઞા અધૂરી મૂકી મારે મરવું નથી.' કહી મહેરામણ ઉભો થયો. સામંત તેને રોકતાં બોલ્યો.

'મહેરામણ! ત્રણ જણાં પણ એકમતે રહી કામ નથી કરી શકતાં, તો પછી એ ધીંગાં વેર શી રીતે વાળી શકાશે?'

'નહિ, મારે તમારો સાથ નથી જોઈતો. આખરે રાજબા સ્ત્રી છે. એને પડખે ઉભા રહી મારે ફજેત થવું નથી. એના ડાંભ દેતા શબ્દો કરતાં ભીમગીરીની શીતળ છાયા સારી.'

'હા, ત્યાંજ શાન્ત બની રહેજે, પણ યાદ રાખજે હું સ્ત્રી છું, પણ રણચંડી છું. તારી જેમ નિર્માલ્ય બની તકની રાહ જોવા નહિ ચોછું.' કહી રાજબા પણ ઉભી થઇ ગઇ.

સામંતની દરમ્યાનગીરી નિષ્ફળ નીવડી. મહેરામણ ધૂંધવાતો ધૂંધવાતો ચાલ્યો ગયો. રાજબા નિશ્ચલ હૃદયે અને દઢ પગલે પોતાના ખંડમાં ફરી રહી. દ્વાર ખોલી સામંત પોતાની મેડીમાં ચાલ્યો ગયો. આવતી કાલનું વાલમનું ભાવિ તેને રોજ કરતાંય વધુ ભયંકર ભાસ્યું.

પંદર વર્ષના અજંપા પછી એ રાજબા તેવી ને તેવી જ તીવ્ર હતી. સમયે તેને શાંત પાડી ન હતી. સંયોગોએ તેને દબાવી ન હતી. એકલી રાજબા વૈરનો સમુદ્ર તરી શકવાને પોતાને મૂળથી જ અશકત માનતી હતી એટલે તેણે પદ્મનાભની માંગણી દરમ્યાન મહેરામણનો સાથ સ્વીકાર્યો હતો. બંને એકજ માર્ગનાં પંથી હતાં. ફેર ફકત એટલો જ હતો કે દીલના અનેક ઊધામા, છતાં મહેરામણ ઠંડો

હતો, શાન્ત હતો, પરોપજીવી હતો. જ્યારે રાજબા, આગ જેવી તીખી અને સ્વયંપ્રકાશિત હતી. મહેરામણે અનેકોના આશ્રય માગવાના પ્રયત્ન કરી જોયા. રાજબા પોતાના ઉપર નિર્ભર હતી. ફક્ત રત્નસિંહની જેના ઉપર ભક્તિ હતી હતી તે પદ્મનાભ તરફ તે આશાની મીટ માંડતી. મહેરામણની અશાન્તિએ માઝા મૂકી ત્યારે રાજબાની પ્રેરણા વડે તેણે સાથીઓને આમંત્રણ દીધાં. આમ મહેરામણ દોરાતો હતો, માઝામાં રહી ગુરુજનોથી અને માઝા મૂકીને રાજબાથી.

પણ રાજબા ? તેને દોરવાની હિંમત દાખવનાર ચાલી નીકળ્યો હતો. હવે તો તેની પોતાની પ્રેરણાજ તેને દોરી શકે તેમ હતી. ભૂતકાળના પડદા એક પછી એક રાજબા આગળ ચલચિત્ર પટની જેમ ઝબકી રહ્યા.

જીવન સાથી–રત્નસિંહ સમક્ષ સ્વહૃદયનું પ્રકટીકરણ, રત્નસિંહની પોતાના અસ્વીકાર અને સ્વીકાર અંગેની સ્પષ્ટતા, પદ્મનાભની મહેચ્છાએ રત્નસિંહ ઉપર કરેલો જાદુ–મહાસિદ્ધિ પ્રાપ્ત થતાં સુધી લઘુસિદ્ધિએ રાહ જોવી, રત્નસિંહનું મૃત્યુ અને તે વખતની પોતાની હૃદયવ્યથા, નાગરોની વિદાય, કુકા મહેતાના વિદાય શબ્દો, મહેરામણની પ્રતિજ્ઞા, ભાઇની બહેનનું સ્વાગત, તેની વિદાયગીરી અને છેવટે પોતાની કાર્યપ્રણાલિ.

રાજબા મહેરામણનો જવાબ માગતી હતી ત્યારે તેણે પોતે પંદર વર્ષના ગાળામાં શું કર્યું હતું?

તે ધીખતી જ્વાળા હતી, તેણે પોતે સળગી જઇ ઠાકરડાઓને સળગાવી દેવાનો નિર્ણય કર્યો હતો. એક રાત્રે તેણે સામંતને જગાડી ઠાકરડાઓનો વાસ અને રાવઠી સળગાવી દેવાના કાર્યમાં મદદ માગી હતી

'સામંત ! મારા હૃદયમાં જ્વાળામુખી સળગે છે તેને બહાર આવી ઠાકરડાઓને સળગાવી દેવા છે. તું મારી સાથે ચાલ. તેણે સામંતને ફરમાવેલું.

'પદ્મનાભને પૂછ્યું છે?' સામંતે ખુલાસો માગેલો.

'પદ્મનાભ ગયા ઉંધી. જ્યારે ને ત્યારે તેમને વચ્ચે કેમ લાવે છે?' રાજબાએ કહેલું.

'તેમને પૂછીને આવ પછી આપણે સાથે જઇએ.' કહી સામંત પોતાનું શયનગૃહ બંધ કરી સુઇ ગએલો.

રાજબા એકલી ચાલી નીકળી ઠાકરડાઓની રાવઠીએ પહોંચી. પચાસ ઠાકરડાઓની મધ્યમાં બારમલજી હુક્કો ગડગડાવતો બેઠો હતો. રાજબાની આંખ લાલ થઇ. અઢાર વર્ષની ઉમરની એ યુવતીનું બાહુબળ અણમાપ્યું

હતું. તેને લાગ્યું, 'પચાસને એકજ પળમાં પૂરા કરી શકાશે.' તે કોડી, રાવઠીનું અમસ્તું આડું કરેલું બારણું તેણે ઉઘાડી નાખ્યું. એકાવન માણસોની આંખો એકસામટી તે રણચંડી તરફ ફરી. રાજબાનું લોહી ઉકળતું હતું. શ્વાસ ધમી ઉઠતો હતો. ડાબા હાથમાંની ઉંચે તોળાઇ રહેલી કટાર આછી આછી ધ્રૂજતી હતી. બારમલ ઉભો થઇ ગયો. તેણે હુક્કો પોતાના સાથીદારને આપી દીધો.

'કોણ છે તું રણચંડી?'

'હું? તમારાં લોહીથી ખપ્પર ભરવા નીકળેલી જોગણી.' તેણે એક પગ રાવઠીમાં મુકયો અને પાછળથી કોઇએ તેનો ઉછળેલો કટારવાળો હાથ પકડી લીધો. બેઠેલા પચાસ ઠાકરડા ઉભા થઇ ગયા. રાવઠીના બારણામાં પદ્મનાભનું હસતું મુખ ઉભું હતું.

કેટલાં વર્ષ થઇ ગયાં એ બનાવને? બાર વર્ષ? હા, સામંત તે વખતે કુટયો હતો અને પદ્મનાભને સમજાવી પોતાની પાછળ લઇ આવ્યો હતો.

અને ત્યાર પછી પદ્મનાભે શિખામણનો ધોધ વહેતો મૂકયો. સ્ત્રી જાત, એકલવાયાપણું અને મધ્ય રાત્રે એ ત્રણે બાબતોએ પદ્મનાભને બોલતા કરી દીધા. તેમના બોલની યથાર્થતાએ રાજબાને ડાહી બનાવી દીધેલી, રત્નસિંહનું વેર લેવા જતાં સ્વર્ગસ્થ રત્નસિંહનો આત્મા કલુષિત બની જાય તે ન બને, તેનું દાક્ષિણ્ય તો રાજબામાં હોવુંજ જોઇએ, તે પદ્મનાભનો શિક્ષા–બોધ હતો. કરેલા સાહસમાં રાજબાની સલામતી ન હતી, પદ્મનાભ તેનો એકજ રક્ષણહાર હતો.

ત્યાર પછી તેણે કોઇપણ કાર્ય કર્યાં પહેલાં પોતાની સલામતીનો સવાલ પહેલો વિચાર્યો કર્યો હતો.

અને આજે મહેરામણ તેને છોડી જતો હતો. સામંત સાથે પોતાનો વિચાર મેળ ન હતો. એકલે હાથે તેને આગળ વધવાનું હતું. શું કરવું? કેવી રીતે પ્રિયતમના પ્રિય કાર્યને પૂર્ણ કરી તેનું તર્પણ કરવું?

તેની નિદ્રા ઉડી ગઇ. બાજુની મેડીમાં કેવુબા બોલતી સંભળાઇ.

'આવા ઉજાગરા શરીરને કેટલા દિવસ પોસાશે?'

'તું ન સમજે. ગાંડી!' સામંત જવાબ આપતો હતો.

'હું તો ન સમજું પણ પેલાં ડાહીબા રાજબાને સમજાવજો. રાતના ઉજાગરા રત્નસિંહને પાછો નહિ લાવી આપે. રાતદિવસની ચિંતા રત્નસિંહને સજીવન નહિ કરી આપે.' ઉંઘમાંથી જાગેલી કેવુબા સામંતની પત્ની બોલતી હતી.

રાજબા વિચાર ઝોલે ચઢી. શું દેવુબા તેના કાર્યની ધગશની એટલી જ કિંમત આંકવી હતી? તે શું તેને ઘેલી ધારતી હતી?

સિંહને સજીવન કરવા, રત્નસિંહ સાથેના દેહસુખની અપેક્ષાએ તે આ કાર્ય કરી રહી હતી? અરે શું વાસ્તવિક હતું કે દેવુબા કહે છે તેમ રત્નસિંહ જીવતો થાય? કેટલું અસત્યારોપણ? રત્નસિંહની ભાવનાઓને મૂર્ત સ્વરૂપ આપવામાં તેને શું મળવાનું હતું? જવાબ કેમ જડતો નથી?

કદાચ દેવુબા ખોટી ન પણ હોય. તેનો અંતરાત્મા શું કહેતો હતો? હરેક પળે રત્નસિંહના વિચારો તેને ઘેરી લેતા. એકે ક્ષણ રત્નસિંહના સાંનિધ્ય વિનાની ક્યારે ગઇ? અને એ સતત પરિચિત વાસના દેહ સાથે સાચે જ શું રાજબા જીવન વ્યતીત કરવા ઇચ્છતી હતી? તે વાસનાદેહ શું કહેતો હતો? કયો આદેશ દેતો હતો?

'ઠાકરડાઓ સાથેના સમાધાનને બીજે દિવસે આપણાં લગ્ન થશે.'

'રાજબા! શું એ સમાધાન હજુ અશક્ય હતું? તે શક્ય બનતાંજ રત્નસિંહનો વાસનાદેહ અનંતમાં અથવા પોતાનામાં સમાઇ એકત્વ પામી અદૃશ્ય થશે ?

રાજબાએ આછો કંપ અનુભવ્યો. રત્નસિંહનો વાસનાદેહ જાણે તેની સામે ઉભો હતો. રાજબાની કલ્પના થંભી ગઈ. વાસનાદેહ જાણે સામે ચાલ્યો આવતો હતો. રાજબા પાછી હઠી. પથારીમાં બેસી ગઇ. વાસનાદેહ વધુ નજીક આવ્યો. તેણે આંખો બંધ કરી. વાસનાદેહ હજુ પણ ઉભો હતો, તેની બંધ આંખો ખાત્રી આપતી હતી.

'જાઓ, નાથ! હું અપરિણીતા છું.' રાજબા બોલી. કોણ ચાલ્યું ગયું? શું સાચેજ રત્નસિંહનો વાસનાદેહ તેની આરજૂ સાંભળી પાછો વળતો હતો કે માત્ર સતત ચિંતન કરતા હૃદયને તેનો આભાસ માત્ર થતો હતો?

રાજબા કંઇ નક્કી કરી શકી નહિ. એકાએક તે નિદ્રાથી ઘેરાઇ ગઈ ત્યારે બાજુની મેડીમાં દેવુબા સામંતને જગાડતી હોય તેમ તેનું બોલવું રાજબાએ સાંભળ્યું. "જુઓ, સાંભળો; હું ખોટું કહું છું?'

# પ્રકરણ ૫ મું
## વરણાગના મઠમાં

**પ્ર**ભાત ફૂટતું હતું. સૂર્યનારાયણ સ્વચ્છ આકાશની પૂર્વક્ષિતિજે ડોકાવાની પૂર્ણ તૈયારીઓ કરી રહ્યા હતા; ત્યારે વરણાગના મઠનાં કિંગરનાં કમાડ ઉઘડ્યાં અને ચાખડી પર ચઢી 'ટપ ટપ' અવાજ કરતા મહંત ભીમગીરી 'હરિ ૐ' કહેતા બહાર નીકળ્યા. તેમના ડાબા હાથમાં જળભર્યો તાંબાનો કળશ હતો અને જમણા હાથમાં દંડ હતો. શરીરે એક ભગવું વસ્ત્ર આડું નાખેલું હતું. તેમણે કચ્છ મારીને ધોતીયું પહેરેલું હતું. દરવાજો ઉઘાડનાર માણસ દરવાજેથી અટકી ગયો. મહંતે બહાર નીકળી જંગલનો માર્ગ લીધો.

'કેશરગીરી!' તેમણે થોડેક દૂર જઇ મુખ ફેરવી કહ્યું.

'જી,' દરવાજામાં ઉભેલા માણસે જવાબ આપ્યો. 'હું આવું ત્યાં સુધીમાં કોઇ આવે તો બેસાડજે. મારા આવ્યા પહેલાં ગાયો છોડી દઇશ નહિ.' કહી જવાબની પરવા વિના તેમણે મુખ ફેરવી ચાલવા માંડ્યું.

'જી.' કરી કેશરગીરી અંદર ગયો.

વરણાગના નાનકડા ગામમાં (રત્નસિંહના વખતનો) ભગવાન, ભીમગીરી નામ રાખી મઠનો મહંત બની બેસી ગયો હતો. ગામ નાનું હતું પણ મઠની મહત્તા બહુજ હતી. ભીમગીરી પૂર્વેના મઠપતિઓ વિશે બહુ જાણવાની જરૂર નથી પણ તેનો ગુરૂ સમર્થ હતો. તેના સામર્થ્યની મહત્તાથી અંજાઇ ભગવાને વરણાગના મઠની ગાદીનાં પૂજન આરંભ્યાં અને ગાદીપતિ મહંતનાં ચરણામૃત પીધાં. ગુરૂ કરતાં ચેલો સવાયો, એ ન્યાયે ભગવાનની કીર્તિએ તેમના ગુરૂની કીર્તિને લઘુતા પ્રાપ્ત કરાવી છતાં ગુરૂચરણસેવનમાં ભગવાને મન ચોર્યું નહિ. કાળક્રમે ગુરૂના મૃત્યુ બાદ ભગવાએ ભીમગીરી બની મઠનું આધિપત્ય સ્વીકાર્યું; ત્યારે તેમની કીર્તિ ચોગમ પ્રસરી ચૂકી હતી.

વરણાગનો મઠ નિષ્કલંક અને પ્રતિષ્ઠિત હતો, આદર્શ 'ગીરી' મહંતોથી વિભૂષિત બનેલો હતો. દરેક 'ગીરી' મહંત વિભૂતિરૂપે જ વરણાગ અને તેની આસપાસના ક્ષેત્રમાં પ્રસિદ્ધિ પામી ચૂકેલો હતો. ભીમગીરી તેનના ભૂતપૂર્વ મઠાધિપતિઓ કરતાં પણ શ્રેષ્ઠ હતા, એમ લોકોક્તિ હતી. તેમના પુરોગામીએ તેમને 'સિદ્ધ'ની પદવીનું દાન કરેલું, તે પદવી યથોચિત હતી, એમ દરેકનું માનવું હતું.

માનવી માત્રને ત્યાં આશ્વાસન અને આશરો મળતાં. દુખીઆ-ઓનાં દુઃખ અને ભૂખ્યાઓની ભૂખનું ત્યાં શમન થતું. ચિંતા-તુરોની ચિંતાનો ભાર આ મઠમાં હળવો થતો. નિરાશ્રિતોને આ મઠમાં આશ્રય મળતો. પાપી લોકો પોતાનાં પાપનાં પ્રક્ષાલન સારૂ મહંતની સેવા–કૃપા યાચવા અહીં આવતાં. રાજદરબારીઓ મહંતની ચરણરજ માથે ચઢાવી પાવન થવા વિના સંકોચે આવતા અને મહંતની કૃપાથી અભિષિક્ત થઇ આનંદ પામતા ઘરે જતા.

મઠના વાર્ષિક ખર્ચને પહોંચી વળવા મઠ પાસે બસો વીઘાં સારી જમીન હતી. પચીસ ગાયોનું ત્યાં પાલન થતું અને તે મઠમાં જમતા માનવીઓ માટે દૂધ, દહીં અને ઘી પુરૂં પાડતી. આઠ સાંતી જોડવા પુરતા બળદો, માણસો અને ખેતીનાં સાધનો મઠની આમદાનીમાં મોટો વધારો કરતાં. મંદિર ફરતો ઇંટ ચુનાનો પાકો કોટ હતો. તેને એકજ દરવાજો હતો. દરવાજાનાં અને મંદિરનાં બારણાં સિંગરનાં કમાડનાં બનાવેલાં હતાં. વરણાગના મઠની આર્થિક સ્થિતિ સારી હતી. મઠને લૂંટવાના અનેક પ્રયત્નો કુત્સિત માણસોએ કરેલા પણ ઈષ્ટ દેવની કૃપાએ તેમના પ્રયત્નો નિષ્ફળ નિવડયા હતા. વરણાગ ફરતા ક્ષેત્રમાં મઠ અને મઠાધિપ આદરપાત્ર અને આદર્શ ગણાતાં.

ભીમગીરીના ગયા પછી કેશરગીરીએ ગૌશાળા તપાસી. બધી ગોમા-તાઓ તન્દુરસ્ત, સ્વચ્છ અને પ્રસન્ન હતી. વાછરડાં આનંદપુલકિત અને હર્ષોન્મત્ત બની કુદાકુદ કરતાં હતાં. કેટલીક ગાયો સાંકળ વડે અને કેટલીક દોરડાં વડે બાંધેલી હતી. વાછરડાંને ટૂંકાં દોરડાંના બનાવેલા અછોડાથી બાંધવામાં આવ્યાં હતાં.

થોડીકવાર થઇ અને એક ભરવાડણ બાઇ આવી. તેની સાથે તેની નાની દીકરી હતી. તે બંનેએ સાથે મળી ગમાણ સાફ કરી, ગાયોનું છાણ એકત્ર કરી તે જગાને વાળી નાખી ઝીણી રેતી પાથરી સ્વચ્છ કરી દીધી. એટલામાં ભરવાડ આવ્યો. તેણે દૂધ દેતી ગાયોને મોટાં તાંબડાંમાં એક પછી એક દોહી લીધી. દૂધ દોહવાતું ગયું તેમ તેમ કેશરગીરીએ તેની વ્યવસ્થા કરવા માંડી. ત્રણ તાંબડાં દૂધ તેણે મેળવી દીધું અને બાકીનું બે તાંબડાં દૂધ મંદિરની બાજુની ઓરડીમાં જઇ ગરમ કરી રાખી મૂક્યું. કામથી પરવારેલ ભરવાડ અને ભરવાડણે આગળના દિવસનું દહીં માંગી તાંબાની ગોળીમાં તે વલોવ્યું. વલોણાનો ઘમકાર પેલી ભરવાડ કન્યાના કાનોને

એટલે બધો ગમી ગયો કે ગોળી પાસે બેસી એકધ્યાન બની તે સાંભળી રહી. ભરવાડણે માખણ ઉતાર્યું, થોડુંક તેની દીકરીને આપી બાકીનું ઘી કરવા માટે તાવણીમાં નાખી તાવી ઘી કર્યું. તૈયાર ઘી કેશરગીરીએ ઘીના વાસણમાં ભરી દીધું. આટલું કામ થયું ત્યાં દિવસ ચઢી સરખો થયો, ગામમાંથી દર્શનાર્થે ભક્તજનો આવવા લાગ્યાં. દેવને નમી મહંતને ચરણે મસ્તક મૂકવા ટેવાએલાં ભાવિકો આજે મહંતને ન જોઇ કેશરગીરીને પૂછવા લાગ્યાં.

'મહંત ક્યાં છે ?'

'આવશે. બહાર ગયા છે.' કેશરગીરી જવાબ આપતો. મહંતની રાહ જોઇ ઘણાં ભાવિકો બેઠાં અને અંતે ચાલ્યાં ગયાં. ગાયોને ચરવા છોડવાનો વખત થયો, એટલે ભરવાડણ ગાયોના ગાળા છોડવા ગઇ પણ કેશરગીરીએ ના પાડી.

'કેમ?' પોતાના કાર્યમાં આડખીલી ન સહન થતાં તેણે કહ્યું.

'ગુરુજી આવ્યા પછી,' કેશરગીરીએ જવાબ આપ્યો.

'ગુરુજી આજે ન આવે તો ?' ચીઢાઈને ભરવાડણ બોલી.

'તો નહિ. ગુરુજીનો આદેશ છે.' ભરવાડણ ચૂપ થઈ ગઈ.

એટલામાં બે સાધારણ માણસો આવ્યા. તેમણે વાસીદા વડે આખું ચોગાન સાફ કર્યું, એક બ્રાહ્મણ બાઇ આવી. તેણે પાણીનાં વાસણોમાંથી પાણી કાઢી લઇ તે ફરીથી ગાળી નાખી વરંડાના એક ખૂણે આવેલા કુવામાંથી તાજું પાણી ભરી લાવી પોતાનું કામ પુરૂં કર્યું. આજે મઠમાં કાયમનાં માણસો સિવાય બીજું કોઇ જણાતું ન હતું.

મહંત ભીમગીરી ગઈ કાલે સાંજે જ લાંબી મુસાફરી કરી પાછા આવ્યા હતા. પચિક દિવસની તેમની ગેરહાજરીને કારણે મઠમાં બહારના માણસોની રોકાણ દેખાતી ન હતી.

પહોર દિવસ ચઢયો પણ ભીમગીરી ન આવ્યા. કેશરગીરી દરવાજે આવી જોઈ ગયો. દૂરદૂર નજર નાખતાં છતાં ગુરુજીને આવતા તેણે જોયા નહિ. અંદર આવી ભરવાડ અને ભરવાડણને તેણે રજા આપી. જગા સાફ કરનારા અને પાણી ભરનાર બ્રાહ્મણ બાઈને પણ ઘેર જવાની રજા આપી. પછી નીરાંતે તેણે રસોઇની વ્યવસ્થા કરવા માંડી. જ્યારે વધારે માણસોની રસોઇ કરવાની હોય ત્યારે બ્રાહ્મણ રસોઇઆને બોલાવવામાં આવતો. પણ તે માટે જુદું રસોડું હતું. ગુરુ શિષ્ય માટે રસોઇ ગૃહ

ઘલાયદું હતું, અને કેશરગીરી કાયમ ગુરૂ અને પોતાના માટે જાતે રસોઈ કરતો.

તેણે દેવતા સળગાવવા ઘણા પ્રયત્નો કર્યાં, પણ હઠે ચડેલો અગ્નિ આજે સળગતો ન હતો. ધૂણીમાંથી દશ વખત દેવતા લાવી ચૂલામાં અગ્નિ પ્રગટ કરવાના તેના દશ પ્રયત્નો નકામા ગયા. 'કેમ આમ?' તેનાથી બોલાઇ ગયું.

તે ઉઠયો. દૂધ ઉકાળવા સળગાવેલા ચૂલામાંથી પ્રજ્વલિત અગ્નિ લેવા ગયો. અગ્નિ ભડભડ સળગતો હતો. એક છાણાપર સળગતો દેવતા લઇ તે રસોડામાં ગયો. ચૂલામાં મૂકી બીજાં લાકડાં તેમાં મૂકયાં કે તરતજ સળગતો અગ્નિ ઓલવાઇ ગયો. કેશરગીરી અચંબો પામ્યો.

બીજી વખત સળગતાં લાકડાં લાવી તેણે રસોડાના ચૂલામાં દેવતા પ્રગટ કરવા પ્રયત્ન કર્યો પણ તે નકામો ગયો. કેશરગીરીનો અચંબો વધ્યો. તે મુંઝાયો અને રસોડામાંથી બહાર નીકળ્યો ત્યાં તેણે દૂરથી ચાંખડીઓનો 'ટપટપ' અવાજ સાંભળ્યો. દરવાજામાં ભીમગીરી આવતા હતા.

'કેશરગીરી! કેમ રડે છે?' હસતાં હસતાં ભીમગીરી બોલ્યા.

'ગુરૂજી! અગ્નિ સળગતો નથી.' તેણે કહ્યું.

'એટલા માટે રડવાનું હોય? હું જતાં તને કહેવાનું ભૂલી ગએલો કે મારે ભોજન લેવું નથી.' ભીમગીરીએ કહ્યું.

'હું રડતો નથી. ધૂમાડાથી આંખો નીતરે છે.' કેશરગીરીએ કહ્યું.

'કયાં છે ધૂમાડો?' કહી ભીમગીરી રસોડાના બારણામાં જઇ ઉભા. કેશરગીરી દૃશ્ય જોઇ અવાક થઇ ગયો. ધૂમાડાથી ધુંધવાતી ઓરડીમાં ધૂમાડો નામે ન હતો અને ચૂલામાં? પોતે પોતાના હાથે મૂકેલાં છાણાં કે લાકડાં અત્યારે ચૂલામાં ન હતાં!

'ગુરૂદેવ!' કેશવગીરી મહંતને પગે પડયો.

'ઉઠ, કેશરગીરી! તારૂં ભવિષ્ય આવી સિદ્ધિઓની અપેક્ષા રાખે છે, એટલું બતાવવાજ આમ કર્યું છે.' ભીમગીરીએ કેશરગીરીને ઉઠાડયો.

'ગુરૂદેવ! આપની કૃપા.'

'જગદીશ પાસે યાચના કર, કેશરગીરી! તારૂં ભવિષ્ય ઉજ્જવળ કરનાર એ એકજ છે. હું તો ફકત તેનો દ્રષ્ટા છું.' ભવિષ્ય વાણી ઉચ્ચારતાં ભીમગીરી બોલ્યા. કેશરગીરી કિંકરસમાન ભાવે આકાશ સામે હાથ જોડી ઉભો રહ્યો.

દરવાજામાં ચાર માણસોની વચ્ચે ચાલતો બારમલ આવી રહ્યો હતો. તેની એક બાજુ હરભમ અને બુધર હતા, બીજી બાજુ પ્રતાપ અને મેરૂ હતા.

ભીમગીરીએ બારમલને જોતાંજ તેણે દરવાજામાં દૂરથી મહંતને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં. તેની સાથેના માણસોએ તેનું અનુકરણ કર્યું.

'આવ, બારમલ ! અત્યારે આમ ક્યાંથી?' બારમલને ઓળખતાં ભીમગીરી બોલ્યા. બારમલ નજીક આવી બોલ્યો.

'ગુરૂદેવનાં દર્શને.'

'આવો, બેસો.' ભીમગીરીએ બીજાઓને આવકાર્યા.

બારમલ મહંતની ચરણરજ માથે ચઢાવી બાજુ પર એક ભીંતને અઢેલીને બેઠો. બીજાઓએ તેનું અનુકરણ કર્યું.

ભીમગીરીએ ધોતીઆનો કચ્છ કાઢી લીધો. છુટી પાટલીમાં ફરફર થતા ભગવાં ધોતીઆંના ઉડતા ભાગનો છેડો પકડી તેમણે ખભે નાખ્યો.

'કેશરગીરી ! નારાયણને બોલાવી રસોઇનો બંદોબસ્ત કરાવ.' ભીમગીરીએ વરણાગમાંથી રસોઇઓ બોલાવવાની આજ્ઞા દીધી.

'જી,' કહી કેસરગીરી ગયો.

'ગુરૂજી ! અમે અહીં નથી રહેવાના,' હરભમે કહ્યું.

'ભલે,' ભીમગીરીએ તેના બોલવાની ઉપેક્ષા કરી.

'પછી ભોજન માટેની વ્યવસ્થા શા માટે કરાવો છો?' હરભમે પૂછ્યું.

'તમારે અહીંથી જમીને જવાનું છે. અહીં આવેલા ભૂખ્યા જતા નથી, અહીં આવેલા દુઃખી થઇને જતા નથી, એટલું જાણ્યા છતાં તમે નિરર્થક વાત વધારી મૂકી છે.' ભીમગીરીએ સ્વાભાવિક કહ્યું.

'ગુરૂજી ! ભૂખ્યા નથી પણ દુઃખી છીએ.' બારમલે આજીજીથી કહ્યું.

'હું જાણું છું.' ભીમગીરી બોલ્યા.

'શું આપ સર્વ હકીકત જાણો છો?' આશ્ચર્યથી બારમલ બોલ્યો. તેને ધ્રાસ્કો પડયો.

'ના, તમે દુઃખી છો, એ તમારાં મોઢાં કહે છે.' ભીમગીરીએ સ્પષ્ટ કર્યું. બારમલને પડેલો ધ્રાસ્કો કંઇક ઓછો થયો. છતાં પોતાની હકીકત સ્પષ્ટ કરવાની તો હતી જ. તેણે કહ્યું.

'ગુરૂજી ! નિદ્રા નથી આવતી અને રાતદિવસ અજંપો રહ્યા કરે છે.'

'એ વાત પછી. પહેલાં જમી પરવારો. નમતા પહોરે તમારી વાત સાંભળીશ.' કહી ભીમગીરી મંદિરના અંદરના ભાગમાં થઇ પાછળના ભાગમાં ચાલ્યા ગયા.

કેશરગીરી નારાયણને બોલાવી લાવ્યો. નારાયણે રસોઇની તૈયારી કરવા માંડી. બારમલે કેશરગીરીને પૂછ્યું.

'ગુરુજી મંદિરમાંથી કયારે બહાર નીકળશે ?'

'નમતે પહોરે.' કેશરગીરીએ જવાબ આપ્યો.

'ત્યાં સુધી અમારે શું કરવું ?' હરભમે પૂછ્યું.

'બેસો, પ્રભુનું ભજન કરો, હરોફરો અને આરામ લો.' કહી કેશરગીરી કામે લાગી ગયો.

'કેશરગીરી !' અંદરથી ભીમગીરીનો અવાજ આવ્યો.

'જી !' કહી તે અંદર ગયો.

'જો, આ સામે પડી છે તે તાંબડી બારમલને આપી આપણી 'કપિલા' તેની પાસે દોવડાવી દૂધ અહીં લાવ.' તાંબડી બતાવતાં ભીમગીરી બોલ્યા.

'ગુરુજી ! ગાયો દોવાઇ ગઇ છે.' આશ્ચર્ય પામતાં કેશરગીરી બોલ્યો.

'ભલે.'

કેશરગીરી તાંબડી લઈ બહાર આવ્યો.

'બારમલજી ! ચાલો મારી સાથે.'

બારમલ ઉઠયો. કેશરગીરી તેને કપિલા ગાય પાસે લઇ ગયો અને તાંબડી આપી તે ગાય દોવાનું બારમલને કહ્યું.

બારમલે તાંબડી હાથમાં લીધી.

સવારે દહોવાયેલી ગાયે બપોરે પણ એટલુંજ દૂધ આપ્યું. તાંબડી લગભગ ભરાઇ જવા આવી. ધોળી સમુદ્રફીણ જેવી શેડ તાંબડીમાં વાગી તાંબડીના દૂધને ઉષ્ણ બનાવતી હતી. પણ સાથે સાથે રંગ બદલાવતી હતી એવો કંઇક વહેમ શરૂઆતમાં બારમલને થયો. તાંબડી ભરાઇ આવતાં તેણે ખાત્રી કરી જોઇ તો જણાયું કે સફેદ દૂધનો રંગ પલટાઇને લાલ થઈ ગયો હતો અને એ લાલ લોહી જેવા દૂધથી ભરેલી તાંબડી જોઇ બારમલને સુગ ચઢી આવી. તેના હાથમાંથી તાંબડી નીચે પડી ગઇ અને તે એકાએક ઉભો થઇ ગયો.

'શું થયું ?' કેશરગીરીએ પૂછ્યું.

'કંઇ નહિ.' કહી તેણે ઢોળાઇ જતા દૂધવાળી તાંબડી પકડી લઇ કેશરગીરીને આપતાં કહ્યું.

'ઘડપણની નબળાઇના કારણે હાથમાંથી તાંબડી પડી ગઇ છે તો માફ કરશો.'

તાંબડી લઇ કેશરગીરી ભીમગીરી પાસે ગયો.

'ગુરુજી! આ તાંબડી. દોહતાં તાંબડી ભરાઇ ગઈ હતી પણ તેના હાથમાંથી નબળાઈના કારણે છૂટી જવાથી દૂધ ઢોળાયું છે.' કેશરગીરીએ બનેલી બીના કહી.

'સારું', દૂધ ઢોળાયું હોય ત્યાંની ભીની માટી જુદી કાઢી રાખવાનું કહી દે,' કહી ભીમગીરી ધ્યાનસ્થ બની બેઠા.

ભારમલજીએ ઢોળાએલા દૂધવાળી જગાની ભીની માટી એકઠી કરી એક બાજુ લાવી મૂકી.

જમવા વખત થઇ. પાંચે જણાએ જમી લીધું. બહાર આવી નીરાંત જીવે અડધોએક કલાક બેઠા હશે ત્યાં ભારમલની આંખે ઉંઘ ચઢી બેઠી. જગાનું માહાત્મ્ય માની તેણે લાંબી ખેંચી.

ભૂધરે બાપને ઉંઘતો જોયો ત્યારે તેના દીલે નીરાંત અનુભવી. ઘરમાં ખરી ઉંઘ ન પામનાર પિતા, ભીમગીરીના આશ્રયે મધ્યાહ્ને મીઠી ઉંઘ લઈ રહ્યો હતો.

પ્રતાપ, મેરૂજી અને હરભમ મહંતનાં ખ્યાતિ, વૈભવ અને સિદ્ધિની વાતો કરતા એક બાજુ આડા થયા. કેશરગીરી નારાયણ પાસે રસોડું આટોપવામાં મદદ કરવાના કાર્યમાં રોકાયો હતો. એટલામાં બપોર પછીનો પહેલો પહોર પૂરો થવાની તૈયારી થઈ અને ભીમગીરી બહાર આવ્યા.

---

## પ્રકરણ ૬ ઠું
## ભારમલનો ઓથાર

'ભારમલ !' ભીમગીરીએ બૂમ મારી.

'જી,' કહી ભારમલ ઉંઘમાંથી જાગ્યો, ઉઠ્યો અને ભીમગીરી નજીક આવી મસ્તક તેમનાં ચરણો તરફ ઝુકાવી બેસી ગયો. ભીમગીરી આસનારૂઢ થયા એટલામાં હરભમ, પ્રતાપમેરૂ અને ભૂધર આવી નમન કરી ભારમલની જોડે બેસી ગયા.

'કેશરગીરી!' ભીમગીરીએ કેશરગીરીને બોલાવ્યો.

'જી,' કહી રસોડામાંથી તે બહાર આવ્યો.

'પેલી ભરેલી તાંબડી અહીં લાવી આ પાંચે જણને એક એક પ્યાલો દૂધ આપ.' મહંતે હુકમ કર્યો.

'નહિ ગુરુજી ! અમે જમી લીધું છે.' ભારમલે દૂધનો જોયેલો રંગ નજર સમીપે કલ્પીને કહ્યું.

'ભલેને જમી લીધું. અમારી કપિલાનું દૂધ, જમણ ઉપર પીનારની પાચનશક્તિ વધારે છે.'

કેશરગારી દૂધ લાવ્યો. તેણે તાંબડી ભીમગીરી આગળ મૂકી. 'પ્રથમ ભારમલને આપ.'

કેશરગીરીએ પ્યાલો ભરી ભારમલને આપ્યો. દૂધનો રંગ સફેદ હતો. ત્યારે તેણે લાલ કેમ જોયો હતો? એ વિચાર તેના મનમાં ફરીથી ઘોળાયો.

'લો ભારમલજી! આટલું દૂધ પી જાઓ.' કેશરગીરીએ કહ્યું. ભારમલે અનિચ્છાએ દૂધ લીધું અને પી ગયો. રંગ અને સ્વાદ સાચા દૂધનાંજ હતાં. તેની મુંઝવણ વધી.

હરભમ, પ્રતાપ, મેરૂ અને ભૂધરે એક એક પ્યાલો દૂધ લીધું. તેમને ભારમલની નવીન મુંઝવણનો ખ્યાલ નહતો.

વધેલા દૂધ સાથે તાંબડી મૂકવા કેશરગીરી અંદર ગયો એટલે ભારમલે કહ્યું.

'ગુરુજી!'

'કેમ?' ભીમગીરીએ પૂછ્યું.

'મારી મુંઝવણ ઘટવાને બદલે વધે છે.'

'એમ પણ બને.' કહી તેમણે ભારમલ સિવાય બાકીનાઓ તરફ જોઇ કહ્યું.

'ભારમલ એકાન્ત માગે છે. તમે જરા બહાર જઇ ફરી આવો.'

'હા, ગુરુજી!' કહી ચારે જણા ઉઠી કુવા તરફ ચાલ્યા. વિશાળ ચોગાનને સામે છેડે વરંડાના ખૂણામાં કૂવો હતો. હરભમ કુવાના કાંઠા પર બેઠો અને બાકીના નીચેના ભાગમાં બેસી ગયા. ભીમગીરી અને ભારમલ એકલા પડયા.

'બોલ ભારમલ! તારી કંઇ મુંઝવણ વધી?' ભીમગીરીએ પૂછ્યું.

'બાપુ! તમે મને લોહી પાયું.'

'કેમ?'

'લોહી તે પણ ગાયનું.'

'શી રીતે?'

'સવારે દોહેલી ગાય તમે મારી પાસે બપોરે બીજી વખત દોવડાવી. તમારો હુકમ અને ગાય દોહવા ન દે? તેનામાં દૂધ નહતું તેથી તે લોહી દીધું. મેં લોહી દોહીને તાંબડી ભરી. તે લોહીનું દૂધ કરી તમે અમને પાયું.'

વાત સાંભળી હસતાં ભીમગીરી બોલ્યા.

'ભારમલ ! તું જુએ છે. તે લોહી નહિ પણ દૂધ ઢોળ્યું છે.'

'હું ન માનું.'

'તો ખાત્રી કરીએ, પેલી દૂધથી ભીની રેતી લાવ.'

ભારમલ રેતી લઈ આવ્યો. રેતી ભીની હતી. રેતીમાં રેતી જેવડા કેટલાક લાલ કણ ભળેલા હતા. ભળેલા પ્રવાહી પદાર્થનો રંગ લાલ નહિ પણ સફેદ હતો.

'કેશરગીરી ! તાંબડી લાવ.' ભીમગીરીએ કહ્યું અને કેશરગીરી તાંબડી લાવ્યો.

'ભારમલ ! એ તાંબડી જોરથી હલાવી દે.' ભારમલે તેમ કર્યું તો તાંબડીમાંના સફેદ દૂધ સાથે લાલ કણ ભળી જઇ દૂધ લાલ દેખાવા લાગ્યું.

'બસ રહેવા દે હવે. તું સમજ્યો કે આ દૂધ એ લોહી નથી ?'

'તો આ બધી શું કરામત દેખાય છે ?' અચંબો પામતાં ભારમલ બોલ્યો.

'એ તારા જીવનનું પ્રતિબિંબ છે.' ભીમગીરીએ કહ્યું.

'ન સમજાયું, ગુરુજી !' વધારે ખુલાસાની આશાથી ભારમલે પૂછ્યું.

'હવે તારી હકીકત કહે.' ભીમગીરીએ આદેશ આપ્યો.

'આજ કેટલાક દિવસથી મારી નિદ્રા ઉડી ગઇ છે.'

'શા માટે ?' ભીમગીરીએ પૂછ્યું.

'એજ સમજાતું નથી ગુરુદેવ !' ભારમલે કહ્યું.

'બીલકુલ ઉંઘ નથી આવતી ?'

'આવે છે, ત્રીજા ચોથા પહોરે થોડીક ક્ષણો માટે પણ તે સ્વપ્નાંથી ભરેલી.'

'કેવી જાતનાં સ્વપ્નાં આવે છે ?'

'દુઃખનાં.'

'તો પણ,'

'કોઇ રડતું હોય, તો કોઈ બીવડાવતું હોય, તો કોઇ મારવાની ધમકી દેતું હોય.'

'સમજ પડે તેમ કંઇક કહે.' ભીમગીરીએ વધારે સ્પષ્ટતા માગી.

'ગઈ કાલનીજ વાત કરું. બે પહોર ગયા હશે; પણ આંખમાં ઉંઘ નહતી એટલે હું ખાટલામાં બેસી રહ્યો હતો. પછી લાગ્યું કે ઉંઘ આવશે એટલે સુઇ ગયો. ત્યારે સુતી વખતે મને ભાસ થયો કે મારી સાથેજ બીજું કોઇ સુઇ રહે છે. મારી પાસે બીજું કોઇ હતું નહિ તો પછી

સૂનાર કોણ, એ જોવા મેં તે સૂનાર તરફ મોઢું ફેરવ્યું. એટલે સૂનાર ખડખડાટ હસતો ઉભો થઇ ચાલવા માંડયો. મેં ખાટલામાં બેઠા થઇ ફાટી આંખે જોયા કર્યું. જનાર ઘરબહાર જતો નહતો પણ ઘરના અંદરના ખંડમાં જતો હતો. મારાથી ચમકીને બૂમ પડાઇ ગઇ. 'કોણ છે 'લ્યા તું ?' પણ તે ખંડમાં ચાલ્યો ગયો. બૂમ સાંભળી ભૂધર–મારો દીકરો જાગ્યો, મેં તેને વાત કરી કે અંદરના ખંડમાં કોઈ આદમી ગયો છે. એટલે તેણે માન્યું નહિ. મેં મારી દીકરી કુંવરને બૂમ મારી અંદરથી જગાડી અને દીવો કરીને ખંડ તપાસી જોવા કહ્યું. તેણે દીવો કરી બધે જોઇ લીધું પણ કોઈ નહતું. ભાઇ અને બહેન મને ઠપકો આપી સૂઇ ગયાં. દીવો ઓલવાયો કે તરતજ પેલો ખડખડાટ હસનાર આદમી અંદરના ખંડમાંથી નીકળી બહાર આવી મારી સામે ઉભો. હું વિચારમાં પડયો. 'આ તે સ્વપ્નું કે સાચું ?' ત્યાં તો તે એવું હસ્યો કે તે અવાજથી ખરેખર હું જાગી ઉઠયો ત્યારેજ મને ખબર પડી કે એ બધું મને ઉંઘમાં વીતી ગયું હતું. મારી દીકરી અને દીકરાને મેં જગાડયાં નહતાં, એની ખાત્રી સવારે તેમને પૂછવાથી થઇ.'

'દરરોજ રાત્રે આમ બને છે ?'

'ના, જુદા જુદા બનાવો બને છે, પણ ઉંઘમાં. એટલે એ ઉંઘ નહિ પણ મને દુઃખ દેનારી પીડા બની જાય છે. મારી ખરી ઉંઘ રહીજ નથી.'

'બધાં સ્વપ્નમાં એક જાતની આકૃતિ આવે છે ?'

'ના, જુદી જુદી. વળી કોઇ વખત સ્ત્રી તો કોઇ વખત પુરુષ, કોઇ વખત પાડો તો કોઇ વખત મગર, કોઇ વખત હાથી તો કોઇ વખત સિંહ અને કોઇ વખત ર...' ભારમલ બોલતાં અટકી ગયો.

'કેમ થંભે છે ભારમલ ?' ભીમગીરીએ અટકી જતા ભારમલને પૂછ્યું.

'એ તો અમસ્તું. એવી રીતનાં સ્વપ્નાં મને સતાવે છે અને ઉંઘને કાયમને માટે ઉડાડી દે છે.' જવાબ ગળી જતાં તેણે કહ્યું.

'કંઇક છુપાવે છે ભારમલ ! મનમાં રાખીશ નહિ. બહાર કાઢી આપ.' ભારમલ ગુંચવાયો.

'એ તો કોઇ વખત રત્નસિંહ તો કોઇ વખત સવજીરૂપે આકૃતિઓ આવે છે અને મને સતાવે છે.' ભારમલે ચોખવટ કરી.

'ભારમલ ! રત્નસિંહને કોણે માર્યો ?'

'ગુરુજી, મેં માર્યો !'

'સવજીને કોણે માર્યો ?'

ભારમલ જવાબ ખાઇ ગયો.

'કેમ નથી બોલતો ભારમલ ?' ભીમગીરીએ પૂછ્યું.

'મને ખબર નથી.'

'સાચું કહે છે ?'

ભારમલ ન બોલ્યો.

'દીલમાં પાપ રમે છે. ભારમલ! જીવનમાં શાન્તિ નહિ મળે.'

"ગુરુજી! રોમેરોમ પાપથી ભરેલું છે, શાન્તિ શી રીતે મળે ? છતાં શાન્તિ માટે તરફડું છું ત્યારે આપના જેવા સિદ્ધ સાંભરે છે. પાપનો પડદો ત્યાં પણ શું કરવા રાખું ? શવજીને હજુ કોઇએ માર્યો નથી.'

'તો એ કયાં છે ?'

'તે હું જાણતો નથી.'

'એ કેમ બને ?'

'ગુરુજી! શવજી છટકી ગયો છે.'

'તદ્દન બનાવટી, ભારમલ! તું જુઠું બોલી તારી અશાન્તિ વધારી રહ્યો છે.'

'ખરૂં કહું છું ગુરુદેવ! શવજી મારી ચોકીમાંથી નાઠો છે.'

'તો પછી બધા તેને મરેલો કેમ ગણે છે ? તારા હરભમ સુદ્ધાં ?'

'એ મારૂં ઉભું કરેલું પાપ છે. જાતિ ભાઇઓને પણ 'શવજીને મેં માર્યો' કહી છેતર્યા છે.'

'શા માટે છેતર્યા ?'

'શવજી મને છેતરી ગયો, એ વાત બહાર ન આવે માટે.'

'તો ખરેજ શવજી જીવે છે ખરૂં ?'

'શી રીતે કહી શકાય ?'

'ત્યાર પછી કોઇ ઠાકરડાએ તેને જીવતો જોયો છે ?'

'કોઇ કહેતું નથી.'

'ઉંઘનો અભાવ અને સ્વપ્નની ભયાનકતા સિવાય બીજું કાંઇ છે ?'

'હા છે.'

'શું ?'

'મનની ચિંતા.'

'કેવી રીતની ?'

'આગલી રાતે આવેલું સ્વપ્નું દિવસે મનમાં સતત ઘોળાયા કરે છે, અને અણધાર્યા, અચિન્ત્યા ભયની કલ્પનાથી દીલમાં ચરેડાટ થયા કરે છે.

રોમેરોમ ઉભાં થઇ જાય છે. કોઇ કોઇ વખત શરીર કમ્પી જાય એટલી અસર શરીર ઉપર થાય છે.'

'ભારમલ! તારો ઓથાર ભયંકર છે.'

'ગુરૂદેવ! આપની પાસે તેનું વારણ હશે.'

'વારણ? ભારમલ તું ભૂલે છે. ઈશ્વરની નિર્ણીત વસ્તુ ઉપર માનવીની ઇચ્છા મહોર નથી લાગતી.'

'ગુરૂદેવ! ન સમજાયું.'

'પ્રભુ ઇચ્છા તને આવી રીતે દુઃખી કરવાની હશે તો મારૂં કે તારૂં ત્યાં નહિ ચાલે.' ભીમગીરીએ સ્પષ્ટ કહ્યું.

'તો શું થાય, ગુરૂદેવ? દીલને કોરી કોરીને આ ઓથાર મને ખાઇ જાય છે.' અસહાય બની ભારમલ બોલ્યો. તેનો ચહેરો નિરાધાર હતો.

'ભારમલ! એક ઉપાય છે. કરેલાં કર્મોની જાહેરમાં માફી માગી લે, અને સત્યવકતા બની હૃદય કપટને પ્રગટ કરી દે.'

'ગુરૂદેવ! મારી ઇકોતેર પેઢી લાજી જાય.'

'કેમ?'

'મારાં અઘોર કર્મોના જાહેર એકરારથી.'

'એવાં તેં શાં ઘોર કર્મ કર્યાં છે?'

'પાપ કરતાં પાછું નથી જોયું. બચપણથી ચોરી શીખ્યો, ટોળી એકઠી કરતાં શીખ્યો. ટોળીનો આગેવાન બની બધાંને ચોરી કરતાં શીખવ્યું, રાજ્યની અંધાધુંધીનો લાભ લઈ લૂંટો આદરી, એકાકી મુસાફરો લૂંટયા, દંપતીનાં જોડાં લૂંટયાં, કુંવારી જાનો લૂંટી, પતિની હાજરીમાં પત્નીઓને હેરાન કરી, અપવિત્ર કરી. મારી પાશવી વૃત્તિનું અનુકરણ ટોળીએ કરવા માંડયું અને એ પાપ પણ મારે માથે લદાયું. ઘર ફોડીને ભારે ચોરીઓ આદરી. ઘરમાંથી જે આવ્યું તે ધન, માણસ, ઉપાડવામાં પાછું વળી ન જોયું. પછી તો પાપ પોતે પણ મને ધિક્કારે એટલી હદે હું જઇ પહોંચ્યો. સત્તાપ્રિય બનતાં કુટુંબીજનો અને સ્નેહીઓને દબાવવા માંડયો, ન દબાય તેને હેરાન કરવાની અનેક મેલી રમતો આદરી. આખરે કેટલાક ડામથી, કેટલાક ધાકથી અને કેટલાક શેહ ખાઇને મારી સાથે થઈ ગયા. મારા મનોરથોની સાધના રૂપી શેતરંજના એ બધાં પ્યાદાં બન્યાં. મેં મારી મહત્વાકાંક્ષાઓ પૂર્ણ કરી. નાગરોને નસાડયા, ગગજી અને મોંઘજીનાં મોઢાં બંધ કરી દીધાં, પદ્મનાભને નિરૂપાય બનાવ્યો. મારી જીતની શેતરંજ પૂરી થઇ.'

'ભારમલ ! તું જીત્યો નથી પણ હાર્યો છે.' બધું સાંભળી ભીમગીરીએ કહ્યું.

'કેવી રીતે ?'

'જીવનના પ્રથમ ત્રણ પહોરની અસર ચોથા પહોર પર થાય છે.'

'એટલે ?'

'જીંદગીભરનાં કૃત્યોનું ફળ વૃદ્ધાવસ્થા ભોગવે છે.'

'શી રીતે ?'

'તેં ન જોયું ? તાંબડીમાં લાલ રંગનો ભૂકો ભરેલો હતો, તે તારી વૃદ્ધાવસ્થા પૂર્વેનાં કૃત્યો હતાં. વૃદ્ધાવસ્થા સુખી બનાવવાની તારી આશાઓ, ઇચ્છાઓ અને મહેચ્છાઓ એ પેલી કપિલા ગાયનું દૂધ હતું. વૃદ્ધાવસ્થા સુખી બનાવવાના તારા અનેકાનેક પ્રયત્નોરૂપી દૂધ જેમ જેમ તારા મનરૂપી તાંબડીમાં પડયા કરતું હતું તેમ તેમ તારાં પૂર્વ જીવનનાં કૃત્યોરૂપી લાલ રંગના કણો ઉછળી ઉછળીને બહાર આવી તારી શુભેચ્છાઓ રૂપી શ્વેત દૂધને લાલ રંગથી રંગીને ભયંકર બનાવતા હતા.'

'વૃદ્ધાવસ્થામાં મારૂં જીવનવારિ ડહોળાઇ ગયું છે ગુરુદેવ ?'

''તારી જાતને એ પ્રશ્ન પૂછી જો. તેં દૂધ જાતે દોહ્યું છે. તે વખતની તાંબડીની હાલત તેં જોઇ છે. તારા જીવન સાથે મેં કહ્યું તેમ તેને સરખાવી જો.' ભીમગીરીએ ખુલાસો કર્યો.

થોડીવાર ભારમલ ન બોલ્યો. આંતરસ્થિતિ તપાસતો એ થોડી ક્ષણ મૂંગો રહ્યો.

'ગુરુજી ! એમ હોય તો દૂધ સ્થિર થતાં લાલ કણ નીચે બેસી જઇ દૂધ સ્વચ્છ બન્યું છે તેનું શું ?'

'હા, હજુ તારી મહેચ્છા એવું સ્વચ્છ ઘડપણ ગાળવાની હોય તે બનવાજોગ છે. પણ એવી વૃદ્ધાવસ્થા પામવા માટે પતનનું પ્રાયશ્ચિત્ત કરવું જરૂરી છે.'

'શું પ્રાયશ્ચિત્ત ?' આતુરતાથી ભારમલે પૂછ્યું.

'પાપોની જાહેરમાં કબુલાત અને નિર્મળ તથા નિરૂપદ્રવી જીવન જીવવાની શરૂઆત.'

'પહેલું તો નહિ બને ગુરુદેવ ! બીજું જરૂર બનશે.'

'હું એ ન જાણું. તારી વૃદ્ધાવસ્થાનાં વારિને ડહોળાએલાં ન રાખવાં હોય તો એ બે વસ્તુ આવશ્યક છે.'

'બીજું કંઈ ?'

'જેમાં આસ્થા હોય તેની ઇચ્છા એ હુકમ.' ઝીણી આંખ કરતાં ભીમગીરીએ કહ્યું.

'માથાભેર ગુરુદેવ ! આજથી હું આપનો શિષ્ય છું.'

'શિષ્ય થવું સહેલું નથી. ગુરુની આજ્ઞા શિરોધાર્ય ગણવી પડશે.'

'એ કંઇ અઘરૂં નથી.'

ભીમગીરી ન બોલ્યા.

'મને સ્વીકારો ગુરુદેવ ! પાપની જાહેર કબુલાત તમે કહો ત્યાં અને ત્યારે કરવા હું તૈયાર છું.' ગળગળા થઇ જઈ ભારમલે કહ્યું.

'રડીશ નહિ ભારમલ ! તારી અનિદ્રા ચાલી જશે પણ જ્યાં સુધી તારી મેળે તું તારાં પાપ જાહેર કરવા પ્રેરાશે નહિ ત્યાં સુધી તારો અજંપો દૂર નહિ થાય.'

'મારો ઓથાર જશે તો પછી મને ઝાઝી ચિંતા નથી.'

'એ ચિંતા તારૂં આયુષ્ય ખાઈ જશે ભારમલ !' પાપની જાહેરાત મરજીઆત માની બેઠેલા ભારમલને ભીમગીરીએ ચીમકી આપી.

'મને રડાવે છે શિવજી અને બીવડાવે છે સ્નેહસિંહ. તે સિવાયનાં પાપ મારે માટે જાગતાં નથી લાગતાં.'

'એ બે પાપ બીજાં અનેકને જીવતાં કરી તારી ચિંતા વધારી મૂકશે ભારમલ !'

'તો પણ એવો ભયંકર ઓથાર તો હવે પછી અનુભવવા નહિજ પામું ને ?'

'ઓથારથી તું એટલો ચમકે છે ?'

'હા, મને જીવતો મારી નાખે છે એ ઓથાર. ઘડપણની છાયા શરીરપર ઉતરી છે તેથી વિશેષ મન ઉપર અસર કરી ગઈ છે. મનોવૃત્તિઓ શિથિલ અને અપંગ બનતી જાય છે. મનની મક્કમતા ડગવા માંડી છે. હૃદયની સદ્ધરતા નિરાધાર બનતી જાય છે, અને એક વખતનું નિષ્કંપ હૃદય સ્વપ્નની ભયંકરતાથી પાંદડાની જેમ ધ્રૂજી ઉઠે છે. હું નિરાધાર બનતો જતો હોઉં એમ મારું મન મને કહેતું જાય છે. હું સ્વજન વિનાનો અને એકલવાયો બનતો જતો હોઉં, એવું મારૂં દીલ મને પોકારી પોકારીને કહેતું હોય એમ મને લાગે છે. વૃદ્ધાવસ્થાની નિર્બળ માનસિક સ્થિતિ વખતે મને એ નિરાધારતા અને એકલવાયાપણું મૃત્યુની શીતળતાનો કંપ પેદા કરે છે. ત્યારે હું જીવતો છતાં મૃત્યુને શરણે હોઉં એમ લાગ્યા કરે છે.'

'તારો ઓથાર તારા જીવનમાં વ્યાપી રહ્યો લાગે છે. તેની અસરથી મુક્ત થવા તારે અનેક વ્રતોનો આશરો લેવો પડશે.'

'શું વ્રત ગુરુજી ?'

'અસત્ય ન બોલવું, બળતું ન બોલવું, સાંજે ભોજન ન લેવું, બપોરના ભોજન સમયે મિતાહારી બનવું, બને તેટલો શ્રમ કરવો, કામમાં મચેલા રહેવું. સુતા પહેલાં અને જાગ્યા પછી પ્રભુ સ્મરણ કરવું.'

'એ વ્રતો મને ઓથારમાંથી ઉગારશે ?'

'જરૂર. ભારમલ! સત્યનિષ્ઠાથી કરેલાં પ્રામાણિક કાર્ય નિષ્ફળ જતાં નથી.'

'ઉપકાર, ગુરુદેવ! આપ મારા ઉદ્ધારક છો.'

'ઉદ્ધારક પ્રભુ છે. હું તો નિમિત્ત માત્ર છું. ભારમલ! જીવનમાં શાન્તિ ચાહનારે અશાન્તિ ઉત્પાદક વ્યવહારોથી દૂર રહેવું જોઇએ.'

'એટલે ?' ભારમલે પૂછ્યું.

'એટલે એમ કે તારો ઓથાર તારા જીવન ઉપર અસર કરી ચૂકયો છે. તે ઓથાર તું ભૂલવા પ્રયત્ન કર. ભયની કલ્પના કે સ્મૃતિ માણસને ભય તરફ દોરે છે.' ઓથારને ભૂલવાની શીખ દેતાં ભીમગીરી બોલ્યા.

'ઓથાર ભૂલું પણ રત્નસિંહ અને શવજીને હું ભૂલી શકતો નથી. મારી સ્મૃતિમાં તે કાયમના જડાઇ ગયા છે.'

'ભૂલવા પ્રયત્ન કર અને તે ભૂલાશે. પ્રયત્ન નિષ્ફળ નહિ જાય.' ભીમગીરીએ ઉભા થવા માંડયું. ભારમલ તેમનાં ચરણોમાં આળોટી પડયો.

દૂર બેઠેલા હરભમ, પ્રતાપ, મેરૂ અને ભૂધર ઉઠી આગળ આવ્યા. તેમણે ભારમલના ચહેરા પરથી બીકનાં ચિહ્નો ખસી ગએલાં જોયાં. ભૂધરના દીલમાં નીરાંત થઇ,

'કેશરગીરી!' ભીમગીરીએ બૂમ મારી.

'જી.' કહી કેશરગીરી હાજર થયો.

'આ ભારમલ અને તેના સાથીદારો માટે સાંજના વાળુની વ્યવસ્થા કરાવી લે.'

'નહિ ગુરુજી! મારે સાંજે વાળુ કરવું નથી.' લીધેલા વ્રતની યાદ આવતાં ભારમલે કહ્યું.

'અમારે અહીં રહેવાનું નથી.' હરભમે અને મેરૂએ કહ્યું.

'અત્યારે વાલમ જવાય નહિ.' ભીમગીરીએ કહ્યું.

'કેમ ન જવાય ?' ભૂધરે પ્રશ્ન કર્યો.

'રાત પડવા આવી છે.'

'એની અમારે બીક કેવી ?' હરભમે કહ્યું.

'તો જેવી તમારી ઇચ્છા. ભારમલ! તારે પણ જવું છે?'

'હા, ગુરુજીની આજ્ઞા હોય તો.' ભારમલે કહ્યું.

'ભલે, જાઓ ત્યારે.' કહી ભીમગીરી છૂટા પડયા.

પાંચે જણા જવા તૈયાર થયા. કેશરગીરી તેમને દરવાજા સુધી મૂકી આવ્યો.

પશ્ચિમમાં સૂર્ય પૃથ્વીને ભેટવાની તૈયારીમાં હતો. પાછા વળી કેશરગીરીએ સાયંઆરતીની તૈયારી કરવા માંડી.

## પ્રકરણ ૭ મું

## માર્ગમાં

વરણાગનો મઠ છોડી બહુ દૂર નહિ ગયા હોય ત્યાં હરભમે દૂરથી બળદગાડી આવતી હોય એવી શંકા દર્શાવી.

'હશે કોઇ,' કહી ભુધરે બેપરવાહી જાહેર કરી.

'ગાડું દોડતું આવતું હોય એમ લાગે છે.' જોરથી ખખડતી બળદની ઘંટડીઓનો રણકાર સાંભળી મેરૂએ કહ્યું.

'જે હશે તે સામું મળશે.' કહી ભારમલે પોતાની ગતિ વધારી.

થોડેક ગયા અને રસ્તો બન્ને બાજુએ થોરની વાડવાળો અને સાંકડો બની ગયો. મહાપ્રયાસે ગાડું તે સાંકડા માર્ગમાં પસાર થઇ શકે તેમ હતું. માર્ગ લાંબો અને રેતાળ હતો. બન્ને બાજુએ પાકથી ભરેલાં ખેતરો હોવાથી માર્ગ ફરી નવી કેડી પાડી શકાય તેમ નહતું. સામેથી આવતું ગાડું બહુજ નજીકમાં હોય તેમ બળદની ઘંટડીઓનો રણકાર જાહેર કરતો હતો.

'અહીં ઘડીક થોભીએ.' માર્ગને નાકે ઉભા રહી હરભમે કહ્યું.

'ભલે ત્યારે, ગાડાને જવા દો.' કહી ભારમલ ગાડાનો માર્ગ મૂકી બાજુએ જઈ બેઠો. બીજાઓએ તેનું અનુકરણ કર્યું.

'મહંત જબરો સિદ્ધ.' ભુધરે કહ્યું.

'હોયજને, વરણાગની ગાદીનું તપ તપે છે.' હરભમે ટાપસી પૂરી.

'તો પણ આવો સિદ્ધ આપણે થયો સાંભળ્યો નથી.' ભુધરે કહ્યું.

'અરે, એવા તો ઘણા સિદ્ધ આ ગાદી ઉપર થઇ ગયા.' હરભમે કહ્યું.

'થઇ ગયા તેની ના નહિ પણ ભીમગીરી જેવા થયા નહિ હોય અને થશે પણ નહિ.' વિચારોની સ્થિરતા પ્રાપ્ત કરતાં ભારમલ બોલ્યો.

'કાકા! એ તો એમ લાગે પણ તેનાં નીવડે વખાણ.'

'એમાં શું નીવડવાનું છે? મારો રોગ તો જાણે મૂલમથી ઉઠી ગયો હોય એમ લાગે છે. નથી મારાપર જાદુ થયો, નથી કોઇ બીજી વિદ્યા અજમાવવામાં આવી, તો પણ મારી ચિન્તાનો અર્ધો ભાર એની મેળે ઓછો થઇ ગયો. તે ઉપરથી તો હું કહી ચૂકયો કે ભીમગીરી જેવા થયા નહિ હોય અને થશે પણ નહિ.' ભારમલે પોતાનું દુ:ખ હરનાર ભીમગીરીનાં વખાણ કરતાં કહ્યું.

'એ તો સાચું. મઠમાં ગએલું દુ:ખી માનવી પોતાનું દુ:ખ ત્યાં મૂકીનેજ બહાર નીકળે છે.' હરભમે ભારમલનું ગાયું ગાવા માંડયું.

'હરભમ, ગાડામાં કોઇ બાઇ હોય એમ લાગે છે.' વાતો કરતાં ગાડું નજીક આવ્યું હતું, ગાડામાં બેઠેલી સ્ત્રીને જોઇ ભારમલે કહ્યું.

હરભમ ઉઠયો. ગાડું દૂરથી આવતું હોય એમ લાગતું હતું. તેના પાછલા ભાગ પર ઘાસ બાંધેલું હતું.

'કયાંથી આવો છો?' હરભમે ગાડાવાળાને પૂછયું.

'વડનગરથી.' ગાડાવાળાએ જવાબ આપ્યો.

'કયાં જવું છે?' કરડાકીથી હરભમે પૂછયું.

'હરભમ,–' હરભમે પાછળ જોયું. ભારમલ તેને બોલાવતો હતો.

'વરણાગના મઠમાં.' ગાડાવાળાએ કહ્યું.

'અંદર કોણ છે?' ભારમલના બોલાવ્યા તરફ લક્ષ ન આપતાં હરભમે વળી પૂછયું.

'એક બાઇ અને તેનો ધણી છે. ગાડાવાળાએ કહ્યું. ગાડામાં બેઠેલી બાઇએ આ સાંભળી આગળ જોયું.

'નીચે ઉતારો.' હરભમે હુકમ કર્યો.

'હરભમ! જવા દે. બધાં મઠમાં જાય છે.' ભારમલે કહ્યું.

'અરે, ભલેને ગમે ત્યાં જતાં હોય. નીચે ઉતરો.' હરભમે નિશ્ચયથી કહ્યું.

'હરભમ! મારૂં–ભારમલનું કહ્યું માન અને તેમને જવા દે.' આજીજી કરતો હોય તેમ ભારમલ બોલ્યો. બુધરજીએ આગળ આવી હરભમને રોકવા તેનો હાથ પકડયો.

'ભારમલ કાકા! તમે છો કે?' ગાડામાંની સ્ત્રીએ ઉતરતાં કહ્યું, 'અને હરભમજી! તમે મને પણ લૂંટશો કે?'

'તું કોણ છે?' હરભમે પોતાને સંબોધતી સ્ત્રી તરફ ધારીને જોતાં કહ્યું.

'હું ? હું અલકા.' સ્ત્રીએ કહ્યું.

'અલકા કોણ, હરભમ ?" બારમલે હરભમને પૂછ્યું. હરભમ ઘડીભર વિચાર કરતો રોક્યો. 'અલકા કોણ ?' તેના મનને પ્રશ્ન થયો. ઓળખાણ પડયા પહેલાં તે શું જવાબ આપે ?

'ન ઓળખી બારમલજી? હું અલકા. કાનોજી ઘડરિયાને કેશવનો સંદેશો પહોંચાડનાર હું અલકા. જેને કારણે કેશવે પ્રાણ ખોયો તે હું અલકા.' ગાડામાં સૂતેલો પુરુષ બેઠો થયો. ત્રીસેક વર્ષની નજરમાન યુવતી અલકાનો પતિ તદ્દન કૃશ અને દુર્બળ હતો.

'હરભમ! ગાડું જવા દે. એ તો અલકા છે.' બારમલે કહ્યું.

'અલકા છે માટે મારે તેને બતાવી દેવું છે કે કેશવને મારી નંખાવનારનું વેર હરભમ લઇ શકે છે.' અલકા આ વિધાને કંપી ઉઠી.

'નહિ હરભમ, તને મારા સોગંદ છે. અલકાને જવા દે, તેને સતાવીશ નહિ.' ગાડામાં બેઠેલો અલકાનો દર્દી પતિ ફરીથી સૂઇ ગયો.

'કેશવને માર્યાનો યશ રત્નસિંહને અપાવનાર, આ અલકાને હું આજે બતાવી દઇશ, બારમલ કાકા.' હરભમે ક્રોધ ચઢાવતાં કહ્યું.

'હરભમ! પાપી ન બન. કેશવ પાપી હતો. તેને પાપનો બદલો મળ્યો હતો. અલકા નિર્દોષ છે. નિર્દોષને દુઃખી કરી વધારે પીડા વહોરીશ નહિ.'

'બારમલ કાકા!' કહેતી અલકા બારમલ તરફ ચાલી. હરભમે તેને માર્ગમાં જતાં હાથ પકડીને રોકી. અલકાનો હાથ આવો થતો જતાં હરભમને પણ સુંવાળો લાગ્યો. હાથ તેણે વધુ દાબ્યો. અલકા છળી ઉઠી,

'હરભમજી! મને મૂકી દો.' તેણે મોટેથી બૂમ મારી. તેનો પતિ ગાડામાં ફરીથી બેઠો થયો.

'હરભમ! છોડી દે.' કહેતાં બારમલે એકાએક ઉઠી હરભમનો હાથ પકડયો. હરભમે અલકાનો હાથ છોડી દીધો.

'બારમલ કાકા! તમે નકામી જીદ કરો છો.' હરભમે નિરાશ થતાં કહ્યું.

'જીદ નથી. અલકાને લૂંટવાનો મને કે તને હક્ક નથી.'

'કેમ ?'

'તે વરણાગના મઠના આશ્રયે જાય છે.'

'એટલે?'

'મહંત મારા ગુરુ છે.' બારમલે ચોખવટ કરી. હરભમે પોતાનો મુલાયમ સ્પર્શથી આહ્લાદતો હાથ પોતાના અંગરખા સાથે ઘસી દીધો.

'અલકાબહેન! ગાડામાં બેસી જાઓ.' હરભમે કહ્યું.

અવાક બનતી જતી અલકા બોલ્યા વિના ગાડામાં ચઢી ગઇ.

'ગાડીવાન! ગાડાને આગળ હાંકો.' હરભમે કહ્યું.

'ઘડીક થોભો.' બારમલે કહ્યું.

'કેમ?' અલકાએ પૂછ્યું.

'બહેન! વરણાગ કેમ જાય છે?' બારમલે તેને પૂછ્યું. અલકાએ જવાબ ન આપ્યો.

'કેમ ન બોલી? તારા વરને કેમ આમ સુવાડી રાખ્યા છે?' ફરીથી બારમલે પૂછ્યું.

'કાકા! તે માંદા છે.' અલકાએ કહ્યું.

'શું થયું છે?' કહી બારમલે અલકાના પતિના શરીરે હાથ લગાડયો, શરીરની ગરમી સમધાત હતી. નાડી નિર્બળ અને ઘસાએલી હતી.

'કોઇ રોગ છે?' ન સમજાતાં બારમલે પૂછ્યું.

'નથી સમજાતું.' કહી અલકાએ રડવા માંડયું.

'રડીશ નહિ બહેન! ભીમગીરી તારૂં દુઃખ મટાડશે.'

'કાકા! વહેમનું ઓસડ દુનિયામાં નથી. પણ મન વાળવાનાં વલખાં કરૂં છું.' રડતાં રડતાં અલકાએ કહ્યું.

'શાનો વહેમ?' બારમલે પૂછ્યું.

'કેશવનો.' બોલી અલકા ચૂપ થઇ ગઇ.

બારમલ ચૂપ થઇ ગયો. પોતેજ અલકાનો ગુન્હેગાર હતો. તે ગાડાથી દૂર ખસી ગયો.

'બહેન! પ્રભુ તારૂં ભલું કરશે. હું જાણું છું કે તું શુદ્ધ અને નિર્મળ હૃદયની હતી. જે પાપીના પ્રપંચથી તારી આ દશા થવા પામી છે તે પાપી તેના પાપનું ફળ ભોગવી રહ્યો છે. ગાડીવાન! હવે ગાડું હાંકો. વરણાગ નજીકમાંજ છે.'

ગાડું વરણાગ તરફ આગળ વધ્યું. બારમલ અને તેના સાથીદારો વાલમને રસ્તે આગળ વધ્યા.

'બારમલ કાકા! અલકા ખરેખર દુઃખી લાગે છે.' હરભમે કહ્યું.

'એ પાપ મારે શીર છે.'

'શી રીતે?'

'કેશવનું ખૂન કરાવનાર અલકાનો સંસાર રોળી નાખવાનું મેં કાવત્રું રચી તેના જીવનમાં ઝેર રેડયું છે.' બારમલે કહ્યું.

'તો આજે તમને તેની દયા કેમ આવી?'

'અમે બન્ને એકજ સિદ્ધને આશરે જઈ રહ્યાં છીએ, માટે પાપ કરી પ્રાયશ્ચિત્ત કરવું અગર ફળ ભોગવવું તે કરતાં પાપ ન કરવું, એ ઉત્તમ છે.' ભારમલે કારણ બતાવ્યું.

થોડેક સુધી સર્વે બોલ્યા વિના ચાલ્યા. ભારમલ ભૂતજીવનના પડછાયા એક પછી એક તપાસી રહ્યો હતો. અલકાની યાદે તેને અનેક જૂની વાતો સાંભરી આવી. દરેક પ્રસંગમાં તેનું પાપ તેની નજરે પ્રત્યક્ષ થવા માંડયું. એટલાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરવા બેસે તો? એકજ જીંદગી તે બધાં પ્રાયશ્ચિત્ત માટે બસ હતી શું?

તેના સ્મૃતિપટે કેશવ ચમકી ગયો. 'નીડર, બાહોશ અને ચાલાક છતાં અપ્રામાણિક અને દગાખોર. લાલચમાં લપટાઇ પદ્મનાભનું ખૂન કરવા તૈયાર થયેલો. બાળી નાખવા તૈયાર થયેલો. રંભાના મોહ ખાતર જીવન બરબાદીને વરી ચૂકેલો. પ્રાણ પાથરવા તૈયાર. અલકાને ફક્ત પોતાની અભિલાષા સિદ્ધ કરવાના સાધન તરીકે માની તેનો જૂઠો પ્રેમી બનેલો. એવા એ કેશવના મૃત્યુ માટે કોણ જવાબદાર?' ભારમલની વિચારપરંપરા થંભી ગઇ. 'કેશવને તેના પ્રામાણિક માર્ગ પરથી દૂર દૂર ખીણ તરફ ધકેલી જનાર ભારમલ પોતે હતો. તેની પાસે પાપાચરણો કરાવનાર પણ તે પોતે હતો. ત્યારે કેશવ શું તેનું રમકડું હતો?' ભારમલે આંખો મીંચી ચાલવા માંડયું. વિચારો વહેતા અટકાવવા તેણે મન ઉપર કાબુ લાવવા પ્રયત્ન કર્યો; પણ તેમ કરતાં તો તેજ વિચારો તેના મન પર બમણા વેગથી સવાર થઇ તેને પજવવા લાગ્યા. ભારમલ લાચાર બન્યો.

'ભારમલ કાકા!' મેરૂએ પૂછ્યું: 'અલકા વરણાગમાં જઇને રહેશે કે શું?'

'કંઈ કહેવાય નહિ.' ભારમલે વિચારોમાંથી જાગીને કહ્યું.

'ભીમગીરી તેના પતિને એકાએક તો શી રીતે સાજો કરશે?' બુધર બોલ્યો.

'સિદ્ધની વાત ન કરાય, પણ બે પળમાં સાજો કરી આપે પણ ખરા.' ભારમલે કહ્યું.

'હું નથી માનતો ભારમલ કાકા! સિદ્ધ તેનો રોગ મટાડવા દવા કરશે, એમ હું ધારૂં છું.' હરસમે કહ્યું.

'એમ પણ બને. હરભમ ! મારે પાપનું પ્રાયશ્ચિત્ત કરવું પડશે.'

'કયા પાપનું ?'

'હમણાં અલકાએ કહ્યું તે.' ભારમલે કહ્યું.

'તમે શી રીતે પ્રાયશ્ચિત્ત કરશો ?'

'સિદ્ધ કહે તે રીતે.'

'ફરી પાછા વરણાગ આવશો ?'

'હા, વરણાગના મઠમાં કાયમ વસવાટ કરવાની હું ઇચ્છા રાખું છું. દુ:ખના ઓળા ત્યાં નથી પહોંચતા.' ભારમલે મનોભાવના વ્યક્ત કરી.

'તમે સુખી થતા હો તો એમ કરવાને પણ હું ખુશી છું, બાપુ!' ભૂધરે કહ્યું.

'આજે તો નહિ ?' હરભમે ચોખવટ માગી.

'ના, આજે નહિ. સિદ્ધ કહે ત્યારે.' ભારમલે સ્પષ્ટ કર્યું. વાતોમાં તેમણે બેએક ગાઉનો માર્ગ કાપ્યો હશે. વાલમ એકાદ ગાઉ દૂર હતું. સીમ વાલમનીજ હતી.

એકાએક આગળ ચાલતાં ભારમલ અટકી ગયો.

'કેમ બાપુ ! શું છે ?' પાછળ ચાલતા ભૂધરે કહ્યું.

'તેં જોયું, ભૂધર ?' ભારમલે પૂછ્યું.

'શું બાપુ ?' ભૂધરે પૂછ્યું.

'કંઇ નહિ.' ભાનમાં આવતાં ભારમલ બોલ્યો. બે ચાર સ્વપ્નમાં તે ચમકી ઉઠયો હતો અને તેનાથી એકાએક બોલાઇ ગયું હતું.

'ભારમલ કાકા! તમારો વિચારવાયુ હજી મટયો નથી લાગતો.' હરભમે કહ્યું.

'મટશે, ધીમે ધીમે.' ભારમલે કહ્યું.

'બાપુ ! વાલમ નજીક છે. હવે થોડીકવાર અહીં બેસીશું ?' ભૂધરે દરખાસ્ત મૂકી.

'ના, બેસવાની જરૂર નથી. મારા શરીરે થાક ભરાઇ ગયો છે. દીલ આરામ માગે છે, માટે સીધા ઘેરજ જઇએ.'

'આજે મીઠી ઉંઘ આવશે એમ લાગે છે ?' મેરૂએ પૂછ્યું.

'સદ્ગુરુની કૃપાથી રાતે મીઠી ઉંઘ આવશે, એમ લાગે છે.' ભારમલે કહ્યું.

'તો કાકા ! તમારો રોગ ગયો સમજો,' મેરૂએ કહ્યું.

'એ તો સિદ્ધના હાથ અડકયા કે કામ ફત્તેહ થવાનુંજ.' ભૂધરે ટાપસી પૂરી.

'કાલે રાવટીએ આવશો ?' હરભમે દરખાસ્ત મૂકી.

'આવીશ તો ખરો, પણ બહુજ મોડો.'

'કેમ ?'

'ખાલી અને ખોટી વાતોથી હવે મને ચીડ ચઢે છે. કાલે નમતા પહોરે ભજનમંડળી બોલાવજો. હું ત્યારે આવીશ.' ભારમલે કહ્યું.

'એમ કરીશું, પછી કંઇ ?' હરભમે પૂછ્યું.

'એ જ. પેલા રાવણ હથ્થાવાળાને પણ બોલાવજો.' ભારમલે ભલામણ કરી.

'સારૂં.' હરભમે કહ્યું.

ભારમલ નિજવૃત્તિઓને આંતર્મુખ બનાવી રહ્યો હતો. ભક્તિને તેનું ઉપકરણ બનાવવા તે ઇચ્છતો હતો.

ગામ આવ્યું અને સર્વે વિખૂટા પડયા. ભૂધર અને ભારમલ ઘરે આવ્યા ત્યારે બારણામાં કુંવર રાહ જોતી ઉભી હતી.

'આવ્યા બાપુ ?' તેણે પૂછ્યું.

'હા, બેટા !' ભારમલે કુંવરના માથે હાથ દીધો. હાથમાંથી અમૃત વર્ષતું હોય તેમ કુંવરને લાગ્યું.

---

## પ્રકરણ ૮ મું

## કામેશ્વરનો સંસાર

પરોઢીઉં થતાંજ ઉમાએ પથારીનો ત્યાગ કર્યો. મૃત પતિ-પદ્મનાભને હૃદયથી સ્મરી તેણે દૈનિક જીવન ચર્યા શરૂ કરી. મીઠા હલકભર્યા કંઠે તેણે પ્રભાતીઉં ગાવા માંડયું. પ્રભાત રાગ સાંભળી અંદરથી સુરેખા જાગી ઉઠી. તેણે કામેશ્વરને જગાડયો, અને બહાર આવી ગૃહકાર્યમાં પ્રવૃત્ત થઇ. કામેશ્વર શયન ખંડનો ત્યાગ કરી મેડીના આગળના ભાગમાં આવ્યો. ત્યાં પતેશ્વર પથારીમાં બેઠો બેઠો આંગળીના વેઢે ગણિત ગણી રહેલો તેણે જોયો. બાજુમાં રંગેશ્વર અને તેની બાજુમાં નાનકડો ગંગ સૂતેલા હતા. નિરવ પગલે કામેશ્વર પોતાના અધૂરા ચિત્ર પાસે જઇ ઉભો. બારીમાંથી વીતી જતી રાત્રિ અને આવી રહેલા અરૂણના આછા પ્રકાશથી ચિત્ર આછું આછું દેખાતું હતું. કેટલીએ પળ સુધી કામેશ્વર ચિત્ર તરફ જોઇ રહ્યો. તે બધો સમય પતેશ્વર પોતાના ગણિતના કાર્યમાં પ્રવૃત્ત હતો.

પ્રકાશ વધ્યો. ચિત્રની વિશિષ્ટ રેખાઓ સ્પષ્ટ જણાવા લાગી અને કામેશ્વરે પીંછી હાથમાં લીધી.

'ભાઇ ! આજનો યોગ સુંદર છે.' ચિત્ર પર પીંછી અજમાવવા જતા કામેશ્વરે પતેશ્વરને બોલતાં સાંભળ્યો.

'શાનો યોગ?'

'મારે વાલમ છોડી જવાનો.'

'કેમ?'

'યોગ કહે છે કે આજે હું વાલમ છોડું તો નસિબ યારી આપે.' પતેશ્વરે કહ્યું.

'શાની?'

'ધન કમાવાની.' કામેશ્વર સાંભળી રહ્યો.

'તો જાઓ.' તેણે કહ્યું.

'બા રજા આપશે?' પતેશ્વરે શંકા દર્શાવી.

'કેમ નહીં આપે?'

'પિતાજીના મૃત્યુને આજે એક માસ પુરો થાય છે.'

'આપણે બાને પૂછી લઇએ.' કામેશ્વરે કહ્યું.

'પછી બીજો આવો યોગ મારી જીંદગીમાં નથી.'

'કોઇ પણ કાળે?'

'ના, આજે નહિ જાઉં તો વરસ પછી જવાનું થશે. પણ થોડા સમય માટે.'

'તો એમ રાખજો. આજે બા ના પાડે તો.'

'ભલે.' હોઠે આવેલું પાછું લેઇ જતાં પતેશ્વર બોલ્યો. અને તે પથારી સજી નીચે ઉતર્યો.

કામેશ્વરે પોતાનું ચિત્ર કામ શરૂ કર્યું.

હજુ સૂર્ય ઉગ્યો નહતો એટલામાં સુરેખા ઉપર આવી. તેણે રંગેશ્વર અને ચંગને જગાડયા. પથારીઓ સમેટી લઈ કામેશ્વરના ચિત્રકાર્યને નિહાળી રહી.

'પિતાજીના મરણને આજે એક માસ પૂરો થયો.' તેણે કહ્યું.

'મને ખબર છે.' કામેશ્વરે જવાબ દીધો.

'પણ તમારૂં એક ચિત્ર હજુ પૂરૂં થયું નહિ.'

'ન પણ થાય.' બેદરકારીથી કામે જવાબ દીધો.

'બા નીચે બોલાવે છે.' સુરેખા બોલી.

કામેશ્વરને એ શબ્દોએ ચિત્રસૃષ્ટિમાંથી પાછો ખેંચ્યો. તેણે સુરેખા તરફ જોયું. ઉઘડતા તેજ:પુંજમાં નવસ્નાતા સુરેખાની મુખરેખાઓ ગુલાબી હાસ્ય હસી રહી હતી, પણ ચિત્રકાર ઉન્નતાવસ્થા પ્રાપ્ત કરે તે પહેલાં તો સુરેખા નીચે ઉતરી ગઇ. કામ વગર બોલે તેની પાછળ દોરાયો.

નીચે પરસાળમાં ઉમા બેઠી હતી. તેની સામે પતેશ્વર શાન્ત ચહેરે બેઠેલો હતો. સુરેખા ગૃહકાર્યમાં લાગી ગઇ. કામેશ્વર ઉમા પાસે જઇ બેઠો.

'કામ! પતેશ્વર આજેજ જવાનો નિર્ણય કરી બેઠો છે.' ઉમાએ કહ્યું.

'હા મા! એ વાત તેણે મને કહી.' કામેશ્વર વધુ ન બોલ્યો.

'હું કહું છું કે હમણાં રહેવા દે. તારા પિતાના મરણને એક સંવત્સરી વીતી જવા દે.' ઉમાએ આગળ કહ્યું.

'એમ કરે તો પણ મારી ના નથી.' કામેશ્વરે કહ્યું.

'ભાઇ! મારો ભાગ્યોદય શા માટે અટકાવો છો?' પતેશ્વરે નમ્રતાથી કહ્યું.

'તું શામાં તારો ભાગ્યોદય માને છે?' ઉમાએ પ્રશ્ન કર્યો.

'ધનપ્રાપ્તિમાં.' પતેશ્વરે કહ્યું.

'કામ! તારા બાપે કહેલી પેલી હીરાના હારની વાતની તને ખબર છે કે? અને તેમણે વાલમને અર્પેલી પેલી જમીન? તને પતેશ્વરમાં સ્વાર્થ નથી જણાતો?' કામેશ્વરને સંબોધી ઉમાએ કહ્યું.

'હા, સંસારમાં નિરાધારતા જોનાર માણસ સ્વાર્થી બને છે. પતેશ્વરને કંઇક એમ થયું હોય તો નવાઇ નહિ.' કામે કહ્યું.

'શું?' પતેશ્વરે પૂછયું.

'નિર્વાહની મુંઝવણ, બીજું તો શું?' કામેશ્વરે ચોખવટ કરી.

'ના ભાઇ! મને એમ નથી. મારે મારું જ્યોતિષ જ્ઞાન અજમાવવું છે.'

'અહીંનું ક્ષેત્ર નાનું પડે છે?'

'નાનું નહિ પણ મારે માટે નકામું છે.'

'કેમ?'

'આ ભુમિમાં ઉછર્યો માટે અહીં મારી કીંમત કોડીની છે.' પતેશ્વરે કહ્યું.

'તો તારે મોટાઇ માટે વતન તજવું છે?' ઉમાએ કંઇક સમજતાં કહ્યું.

'મોટાઇ નહિ પણ નામના માટે.' પતેશ્વરે કહ્યું.

'તો વધુ એક વર્ષ રોકાઇ જા. તારું જ્ઞાન અહીં અજમાવી જો. છતાં નિરાશા મળે તો ભલે જજે.' ઉમાએ કહ્યું.

'હવે પછીનો યોગ આજના જેટલો શ્રેષ્ઠ નથી.' પતેશ્વરે સ્પષ્ટ કર્યું.

'તારાં લગ્ન થયા પહેલાં તું જાય, એ મને યોગ્ય નથી લાગતું.' ઉમાએ કહ્યું.

'મારાં લગ્ન? એમાં શું બાકી છે? તું કહે તે દિવસે પરણી લેવા તૈયાર છું.' પતેશ્વરે કહ્યું.

'તો પણ લગ્ન પહેલાં હું તને જવા દેવામાં ખુશી નથી, માટે બાર માસ રોકાઇ જા. આજે તો તારા પિતાના મૃત્યુને એક માસ પુરો થાય છે. આજે તારાથી ન જવાય.' ઉમાએ સ્પષ્ટ કહ્યું.

'ભલે.' કહી પતેશ્વર ઉઠયો. કામેશ્વર પણ ઉઠયો.

'ખોટું લગાડીશ નહિ. પિતાજીની આજ્ઞા માનતાં ચૂકયો નથી તો આજે બાની લાગણી દુભવીશ નહિ. જીવન અનેક યોગોથી ભરેલું હોય છે.' કામેશ્વરે કહ્યું.

'ભાઇ! એનું મને કંઇ નથી. ધનપ્રાપ્તિનો યોગ ચાલ્યો જાય છે. એટલીજ ફીકર છે.'

'આપણી પેઢી ધનપ્રાપ્તિ પાછળ જ દોડનારી નથી. તે સિવાય બીજાં ઘણાં મહત્વનાં કાર્યો હોય છે.' કામેશ્વરે કહ્યું.

પતેશ્વર કંઇ બોલ્યો નહિ. સામે આવતા ગંગને તેણે હર્ષથી ઉંચકી લીધો.

'તા...તા' કહેતો ગંગ તેની કોટે વળગી પડયો.

નિરૂપદ્રવી જીવન જીવવાની મહત્વાકાંક્ષાથી પોષાએલા કામેશ્વરે ફરીથી પીંછીનો આશ્રય લઇ ચિત્ર કામમાં મન પરોવ્યું, પણ આજે તેના નસીબમાં એકાગ્ર થવાનું સર્જાએલું ન હતું.

'ભાઈ!' નીચેથી પતેશ્વરે તેને બોલાવ્યો.

'કેમ?'

'અહીં આવો તો.' આર્દ્રભાવે પતેશ્વરે કહ્યું.

'શું છે?' કહેતો કામ ઝડપથી નીચે ઉતર્યો. પતેશ્વરે આવી રીતે તેને કોઇ દિવસ બોલાવ્યો ન હતો.

પતેશ્વર ચત્તી પડેલી બેભાન સુરેખાને ઉંચકી ઓરડા તરફ લઇ જતો હતો. રંગેશ્વર અને ગંગ નિશ્ચેષ્ટ ભાવે જોઇ રહ્યા હતા. ઉમા ઓરડામાં પથારી કરી રહી હતી.

કામનું હૃદય બેસી ગયું. સુરેખાને એકાએક શું થઇ ગયું, તે કોઇથી કલ્પી શકાયું નહિ. સુરેખાને પથારીમાં સુવાડવામાં કામે પતેશ્વરને મદદ

કરી. તેની નાડી તપાસતાં નિયમિતતા માલમ પડી. આંખો અર્ધ ખુલ્લી અને શાન્ત હતી. દર્દનો નિર્ણય કરી શકાય તેવું એકે બાહ્ય ચિહ્ન હતું નહિ.

થોડી વારે પસીનો ઉભરાઈ આવી વસ્ત્રો ભીંજાઈ ગયાં. ઉમા મુંઝાઈ. વિશેષ પવન ન લાગે તેમ આછો આછો પવન નાખવાનું પતેશ્વરે શરૂ કર્યું. લલાટ પરનાં સ્વેદબિન્દુ લૂછતાં ઉમાએ જાણ્યું કે કપાળ, પણ ગરમ ન હતું. શરીરે શીત એકા એક વ્યાપતું હતું કે શું?

'વહુ, બેટા સુરેખા!' ઉમાએ પૂછ્યું.

સુરેખા બેહોશ હતી.

'ભાભી!' પતેશ્વરે બૂમ પાડી બોલાવી પણ બેભાન સુરેખાએ જવાબ ન આપ્યો.

કામ દોડચો. વૈદ્યને બોલાવી લાવ્યો. વૈદ્યે આવી નાડી તપાસી નિદાનને અંતે માનસિક વ્યાધિ કહ્યો. ઉપાયમાં ઠંડો પવન અને ઠંડું પાણી છાંટવાનું કહ્યું.

અર્ધો કલાકની પરિચર્યાને અંતે સુરેખાએ આંખો પૂરી ઉઘાડી. ચોગરદમ ફેરવી.

'પતાભાઈ! તમને મારાં વેણ કડવાં લાગ્યાં?' પહેલો જ પ્રશ્ન તેણે પતેશ્વરને કર્યો. કામેશ્વર, વૈદ્ય અને ઉમા અચંબો પામ્યાં.

'ભાભી! તમે સાજાં થાઓ પછી વાત.' પતેશ્વરે આગળ વાત ન વધે એ હેતુથી કહ્યું.

'હું સાજી છું. મને કંઈ થયું નથી. તમે વાલમ છોડશો તો હું આ દેહ છોડીશ.' સુરેખા બોલી.

'ભાભી! હું વાલમ નહિ છોડું.' પતેશ્વરે કહ્યું.

'કદિ નહિ?' સુરેખાએ પૂછ્યું. કામેશ્વર અને ઉમા સામ સામે જોઈ રહ્યાં. પતેશ્વરે જવાબ ન આપ્યો. તેની આંખમાં જળજળીયાં આવ્યાં હતાં.

'કહો, મારા વીર; ભાભીના મેણાથી હું વાલમ નહિ છોડું એટલું કહો. મને નિરાંત થાય.'

'ભાભી! હું વાલમ નહિ છોડું.' ફરીથી એનું એ જ પતેશ્વરે કહ્યું.

'કદિ નહિ?'

'કદિ નહિ.'

'સો વર્ષના થાઓ ભાઈ!' કહી સુરેખાએ પથારીમાં બેઠા થઈ અંગને પડખામાં લીધો.

'ગંગ ! આ તારા કાકાને કહે કે, હવે વાલમ છોડવાનું નથી.' કહી ગંગને ગાલે તેણે ટપલી મારી.

કદીને આરામ થયેલો જોઇ વાતાવરણ હલકું થતાં વૈદ્યરાજે વિદાય લીધી. કામેશ્વર તેમને બારણા સુધી વળાવી આવ્યો.

'શું હતું સુરેખા ?' ઉમાએ હકીકત જાણવા પૂછ્યું.

'એ તો અમારી દિયર ભાભીની વાતો. બા ! એમાં તમારે શું કામ ?' પતેશ્વર સામે જોઈ હસતાં સુરેખાએ કહ્યું. પતેશ્વર અબોલ બેસી રહ્યો.

થોડી વારે ગંગને લઈ રંગેશ્વર બહાર રમવા ગયો. પતેશ્વર બીજા કામમાં પડયો. ઉમા ગૃહકાર્યમાં પ્રવૃત્ત થઇ. વાતાવરણની ગંભીરતાથી મુક્ત નહિ થએલા કામેશ્વરના લલાટમાં ચિંતાની રેખાઓ સ્પષ્ટ તરી રહી હતી. તેની પૃચ્છાવૃત્તિએ એકાંત મળતાં વિશેષ જિજ્ઞાસા બતાવી અને પતિની જિજ્ઞાસાને પોષવાની તક શોધતી સુરેખાને એકાંત મળી ગઇ. પથારીમાં બેઠે બેઠે તેણે કામેશ્વરને ઈશારાથી વધુ નજીક બોલાવ્યો. કામ ખેંચાયો.

'આમ બેસો.' કહી તેણે કામને નજીક ખેંચી પોતાની બાજુમાં અડીને બેસાડી દીધો.

'તને શું થઇ ગયું ?' કામની વાચા ખૂલી.

'મને ખોટું લાગ્યું.' સુરેખાએ ચોખવટ કરી.

'કેમ ?'

'પતાભાઇએ વાલમ છોડવાની બા પાસે રજા માગી એટલે.'

'એમાં તારે શું ?'

'મેં ગઇ કાલે જ તેમને હસતાં હસતાં કહ્યું હતું કે, જ્યોતિષની સહાયથી 'હું આમ ધન મેળવું, હું તેમ ધન મેળવું' ની વાતો કરો છો, પણ હજી સુધી ભાભીના હાથમાં એક પાઇ પણ લાવી મૂકી નથી. ખોટી બડાશ શાને હાંકો છો ?'

'તેં ખોટું કર્યું. પતેશ્વર રીસાળ છે.' કામેશ્વરે કહ્યું.

'પણ મેં તેમને મનાવી લીધા ને ?'

'હું નથી માનતો કે તે મનાયો હોય. સમય આવે તે ચાલી નીકળશે.'

'હવે ન જાય.'

'બતાવી આપીશ.'

'ભલે.' નિર્ણયાત્મક જવાબ સુરેખાએ આપ્યો.

કામેશ્વરે સુરેખાની એ દૃઢતા ધારતી ચિબુક તરફ જોયું. એક સાધારણ બ્રાહ્મણની પત્ની પણ પોતાના આત્મવિશ્વાસ પર એટલી બધી નિર્ભર હોઇ શકે ?

'કેટલું સુંદર ચિત્ર!' કામેશ્વરે હૃદયને પૂછ્યું.

દૃઢ ચિબુકને હાથથી પકડી હલાવી નાખવાની વૃત્તિનો તે અમલ કરે તે પહેલાં રંગેશ્વર દોડતો આવ્યો.

'ભાઇ! કોઇ કાસદ આવ્યો છે.' તેણે કહ્યું.

'કયાંનો છે?' ઉભા થતાં કામેશ્વરે પૂછ્યું.

'મને ખબર નથી. તમને બોલાવે છે.'

'ચાલ.' કહી તે આગળ વધ્યો.

'બાપા!' કહેતો ગંગ પરસાળમાં તેને બાઝી પડયો. કામેશ્વર તેને ઉંચકી લઇ બહાર આવ્યો. આંગણામાં કાસદ ઉભો હતો.

વાંસની પોલી ભૂંગળી કપડાની લાંબી કોથળીમાં પુરેલી હતી તે આગળ ધરતાં કાસદે કહ્યું.

'આપનું ચિત્ર મળ્યાનો રાણીજીનો જવાબ છે, અને આ ટંકા આપને આપવાના છે. કહી કેડે બાંધેલી ચામડાની લાંબી કોથળી તેણે છોડી ઉંધી કરી કે તેમાંથી રૂપાનાણું ખણખણાટ કરતું બહાર આવ્યું.

પત્ર અને નાણું લઇ કામેશ્વરે ઘરમાં મૂકયાં. કાસદ માટે જમવાની વ્યવસ્થા કરાવી.

બપોર પછી નિરાંતે તેણે રાણીજીનો પત્ર વાંચ્યો. તેમાં મોકલાવેલા રાજકુંવરીના ચિત્ર જેવુંજ બીજું ચિત્ર પણ સુતેલી હાલતમાં કુંવરી હોય તેવું ચીતરીને મોકલી આપવા લખ્યું હતું. 'ચિત્ર તેયાર થઇ આવેથી તેનું મૂલ્યાંકન કરાવી બદલો મોકલવામાં આવશે.' એમ જણાવ્યું હતું.

કાસદને વિદાય કરી કામેશ્વર ઘરમાં ગયો, ત્યારે સુરેખા મહારાણીની અદાથી બીછાનાના તકીઆને અઢેલી અર્ધ સુતેલી અવસ્થામાં પડેલી હતી. કામેશ્વરની પ્રેરણા માગતી ચિત્તવૃત્તિને ખોરાક મળ્યો. કાસદના આગમનના સમાચારે સંતાઇ ગયેલી રસવૃત્તિ એકાએક બહાર આવી. સુરેખાની ચિબુક ખેંચી નીચા નમી આવેશથી તેના હોઠ સાથે પોતાના હોઠ દાબી તે ઉપર ચાલ્યો ગયો. સુરેખાની ગૌરવયુક્ત મુખરેખાઓ વધુ ગૌરવાન્વિત બની અને તેના હોઠ પર આત્મસંતોષનું સ્મિત ફરકી રહ્યું.

---

# પ્રકરણ ૯ મું
## રાવઠીનું ભાવિ

ઠીકરડા યુવાનો અને વૃદ્ધોની રાવઠી ભરાએલી હતી. લગભગ બસો માણસો હશે. રાવઠીના મધ્ય ભાગમાં ચાર છ માણસો સહેલાઇથી બેસી શકે તેટલી જગા ખાલી રાખવામાં આવી હતી અને સામેની ભીંતને અઢેલી મધ્યમાં એક જગા ખાલી હતી, તેની એક બાજુ હરભમ અને બીજી બાજુ પ્રતાપ હતા. ખાલી જગા ભારમલ માટે હતી.

બપોર થઇ ગયા હતા, પણ હજુ ભારમલ આવ્યો ન હતો. તેણે કહ્યા મુજબ ભજન ગાનારા અને રાવણ હથ્થાવાળાઓને બોલાવવામાં આવ્યા હતા. પણ ભારમલ ક્યાં?

થોડી વાર થઇ અને ભૂધરને સાથે લઇ ભારમલ આવી પહોંચ્યો. રાવઠીના બધા માણસોએ માનથી તેની તરફ જોયું અને તેને માટે રાખેલી જગાએ જવા માટે બેઠેલા માણસોએ આમ તેમ ખસી જઇ સીધી કેડી કરી આપી. ભારમલ એ કેડીએ ચાલી તેની જગાએ ગયો. ભૂધર બારણા આગળજ બેસી ગયો. ભારમલનું શાન્ત લાગતું મુખ આજે ઓછું વિહ્વળ હોય તેમ લાગતું હતું. બધાઓએ તે નોંધ સહર્ષ લીધી. થોડી ક્ષણો શાન્તિમાં પસાર થઈ. ભારમલે આમ તેમ નજર નાખી રાવણ હથ્થાવાળાને શોધવા પ્રયત્ન કર્યો. હરભમે એક યુવાનને ઇશારો કર્યો. તે બહાર ગયો અને થોડી વારે હાથમાં રાવણહથ્થો લઈ એક વૃદ્ધ માણસ રાવઠીમાં પ્રવેશ્યો. રાવઠીની મધ્યમાં ખાલી મૂકેલી જગાએ જઇ તે નીચે બેસી ગયો. ઘડી એકમાં તેણે વાતાવરણ 'તુનતુનતુનતુન' અવાજથી ભરી દીધું. સ્વરની રમઝટ જામી અને સાથે સાથે વૃદ્ધનો કંઠ સંભળાયો.

અમે રે માનવ તમે દેવતા,
રૂડા સુરજ દેવ રૂડા સુરજ દેવ,
અમે રે માનવ તમે દેવતા.
લખ લખ અવતારો એળે ગયા,
આંખે અંધારી ઓઢી રે,
સુરજ ચંદ્ર ન પેખીયા
માયા મૂડી ઉથામી રે૦
અમે રે માનવ તમે દેવતા.

રૂધીર વહે હાડ ચામમાં
મળ મૂત્ર છૂપાયાં રે,
તેને રે મારૂં ગણી હું ભૂલ્યો,
ભવ તરવાનું નાવ રે૦ અમેરે માનવ તમે દેવતા.
મારૂં ગણ્યું તે મારૂં નહિ,
તોયે તેવું થવાયું રે,
પાપી આ દેહને કારણે,
પાપ પંથે જવાયું રે૦ અમેરે માનવ તમે દેવતા.
પાપ કર્યાં તેયે ના ભૂલું,
જાણ્યાં છોડયાં ન જાય રે,
બાળી નાખો એક સામટાં,
માગું લાગી હું પાય રે૦ અમેરે માનવ તમે દેવતા.

વૃધ્ધે રાવણહથ્થો ભોંય મૂકી દીધો. બેઠેલા સર્વ તરફ તેણે એક સામટી કાકલુદી ભરી નજર ફેંકી.

'પાપી પેટ ખાતર બાપુ ! મારે આ વેઠ કરવાની છે. મારો આતમ રામ દુભવીને પણ હું ભીક્ષા માગું છું. ચાર ચાર છોકરાં અને બબ્બે બૈરાંનું પુરૂં કરવામાં મારે ભાગ્યે ઘડી આરામની નથી. તમારો લાંબો હાથ અમારૂં સાત જણનું પોષણ કરશે બાપલા !'

'ડોસા ! તમે શું ગાયું ?' ભારમલે પૂછ્યું.

'મારા બાપદાદાએ શીખવ્યું છે તે.' ડોસાએ કહ્યું.

'બીજું કૈં આવડે છે ?'

'હા બાપુ !' કહી તેણે રાવણહથ્થો પકડયો.

'ગાવું નથી. ડોસા ! તમે ગાઓ છો તે સમજો છો ?'

'સમજતો હોત તો આ અવતાર ન પામત બાપુ !' કહી ડોસો ગળગળો થઇ ગયો.

'ભૂધર ! આ ડોસાને આપણે ત્યાંથી ચાર સુપડાં બાજરો આપજે.' જાઓ ડોસા !' કહી ભારમલ વિચારમાં પડયો. સિદ્ધની શિખામણ સાચી હતી. પ્રાયશ્ચિત્ત વિના પાપ બળતું નથી. મારો સુરજ ભીમગીરી, તેના તાપે મારાં પાપ બળી ભસ્મ થશે. ત્યારે પાપથી મુક્ત થવા પ્રાયશ્ચિત્ત એ જ ઉપાય હશે ?'

'ભાઈઓ !' તેણે બધાઓને ઉદ્દેશી કહ્યું. 'મારા જીવનમાં આંધી ચઢી આવી છે. પાપનાં અનેક કાર્યો ભેગાં થયાં અને તેમણે મને દુ:ખથી ભરી

દીધો. મારું દુઃખ અણમાપ્યું હતું. પાપ કર્મો પડછાયા રૂપ બની મારો કેડો છોડતાં ન હતાં. રાત્રે નિદ્રા આવતી ન હતી. દિવસે ચિત્ત શાન્ત રહેતું ન હતું. મને મારું જીવતર ખારું થઈ પડયું હતું. હું ઘરનો રહ્યો ન હતો, કુટુંબનો રહ્યો ન હતો, અને ગામનો રહ્યો ન હતો. તે પળે ભીમગીરી મહંતે મારું જીવતર સુધાર્યું. મને દુઃખમાં ડૂબતો બચાવ્યો. તેને પ્રતાપે આજે હું તમારી સામે આવી બેઠો છું. પાપ છોડો, પાપબુદ્ધિ છોડો, પાપ કર્મ છોડો, એવું તેમનું કહેવું છે. તેમણે મને ઉગાર્યો. તમે દુઃખમાં ડૂબો એ પહેલાં હું કહું છું કે સિધ્ધે કહેલું માનો અને બગડતું જીવતર સુધારી સુખી બનો. પાપીઓ જીવ સુખ પામતો નથી. તમે પાપી હશો, પાપ કરતા હશો, પાપના વિચારો હશે ત્યાં સુધી તમે દુઃખમુકત નથી. દુઃખના ડુંગરો ડાચાં ફાડી તમારી સામે જોઇ રહ્યા છે એમ માનજો. પાપી વિચારો છોડો, પાપકર્મો છોડો અને કરેલાં પાપકર્મોનાં પ્રાયશ્ચિત્ત કરો, તો ભવિષ્યમાં આવી પડનાર દુઃખના ડુંગરોમાંથી તમે બચી જશો. આ રાવણહથ્થાવાળાએ પણ આપણને એજ કહ્યું છે. સૂર્યનો તાપ તપવા જેવી તપશ્ચર્યા કરી દૈહિક પાપોને નિવારો.'

ભારમલ બોલી રહ્યો. બેઠેલાઓ સર્વમાં ગણગણાટ શરૂ થયો. ભારમલની અસ્વસ્થ ચિત્તવૃત્તિ વિશે થતી અટકળ કલ્પનાઓ તેના આ એકરારથી તદ્દન ખોટી ઠરી હતી. તે નહતો યોગ સાધતો. નહતો જક્ષણી સાધતો. કરેલાં કર્મોના પરિણામરૂપ માનસિક ડરોએ તેને ઘેરી લીધો હતો અને તેમાંથી બચવા તેણે સિદ્ધનું ગુરુપદ સ્વીકાર્યું હતું.

'ભારમલ કાકા ! સિદ્ધને ગુરુ કરવાથી કરેલાં પાપ ધોવાશે ખરાં ?'

'હા, શ્રદ્ધા હોય તો બધું ય થાય.' પ્રશ્ન પૂછનારને ભારમલે જવાબ આપ્યો.

'માનવી માત્ર પાપ તો કરે છેજ. તેનું નિવારણ થઇ શકે ખરૂં ?'

'સદ્ગુરુ વિના તે કોણ કહી શકે ?' ભારમલે જવાબ આપ્યો.

'દરેકને માટે સદ્ગુરુની જરૂર ખરી ?'

'જેને પાપથી બચવું છે, સીધા માર્ગે જવું છે, તેવાને માટે ખરી.'

'સિદ્ધનું ગુરુપદ આપણે બધા સ્વીકારીએ તો ?'

'ખોટું નથી.'

'ત્યારે આજથી નિશ્ચય કરો. પાપકર્મ કરવું નહિ.' એક અવાજ આવ્યો.

'પાપ કોને કહેવાય ?'

'આપણું દીલ જે કરવાની ના પાડે તે પાપ.' બારમલે કહ્યું.

'નહિ બારમલ કાકા ! એમ નહિ. પાપની ચોખ્ખી સમજ લેઇએ.' હરભમે કહ્યું.

'તો સિદ્ધની મુલાકાત લઇએ. તેને શરણે જઇએ, અને તેની દોરવણી સ્વીકારીએ. છે કબૂલ ?' બારમલે કહ્યું.

'ગળથૂથીમાં પાપ પીધાં છે. જીવન આખું પાપ નોતર્યાં કર્યાં છે. આજે સિદ્ધનું ગુરુપદ સ્વીકારવાની સુફીયાણી સલાહ આપો છો. બારમલજી ! કોણ માનશે ?' એક વૃદ્ધનો અવાજ આવ્યો.

'હું મારી ખાતર નથી કહેતો. મારાં કર્મોનું ફળ હું ભોગવી રહ્યો છું. હજુ પણ સમય છે. જેને ચેતવું હોય તે ચેતી લે.'

'સિદ્ધ તમને દોરશે કે તમારૂં કાસળ કાઢશે ?' પેલો વૃદ્ધ અવાજ આવ્યો.

'શી રીતે ?'

'એક બાજુ તમને ભોળવી, બીજી બાજુએ પદ્મનાભની મિત્રતાનો દાવો કરી, ગામની વલણ લેશે.'

'તો પણ શું ? આપણે હવે કાવાદાવાથી મુક્ત થયે જ છૂટકો છે. પદ્મનાભના વિચારો એક દિવસ મને બાધક લાગતા હતા. આજે તેનો વિચાર કરૂં છું ત્યારે મારા દિલમાં, મારાં કાવત્રાંની સામે અરેરાટી છૂટે છે. પદ્મનાભ સાચો અને શુદ્ધ માણસ હતો. આપણે તેને દુઃખ દેવામાં પાછું વાળી જોયું નથી.' બારમલે કહ્યું.

'ભીમગીરીની આગેવાની આપણને નીચું જોવડાવશે.' પેલા વૃધ્ધે કહ્યું.

'શી રીતે ?' બારમલે પૂછ્યું.

'તે રત્નસિંહનો મિત્ર હતો. તેનું વેર વાળશે ત્યારે ?'

'એવા મહંતને વેર ન હોય. દુનિયામાં તે સઘળાંને સરખાં ગણે છે: પછી એવી શંકા નકામી છે.' બારમલે જવાબ આપ્યો.

'ભીમગીરી આપણને બાયલા બનાવી મૂકશે. હથીઆર વાપરવા સુદ્ધાંની મના કરશે.'

'તે આપણે કરવાનું. હથીઆર પાપનાં સાધન છે. આપણે તે ન જોઇએ.' બારમલે અહિંસાવાદી બનતાં કહ્યું.

'તેવાનું ગુરુપદ આપણને ન પોષાય.' વૃધ્ધે કહ્યું.

'જેમને ન પોષાય તેમને કયાં બળજબરીથી ઠોકી બેસાડવાનું છે ?' બારમલે કહ્યું.

'મારે મહંતનું શરણ નથી જોઇતું.'

'જેમને ન જોઇતું હોય તે આ રાવઠી છોડી ચાલ્યા જાય.' ભારમ-લનો મૂળ સત્તાવાહી અવાજ રણકી ઉઠયો.

'કોને કહો છો ?' પેલા વૃધ્ધે ઉગ્ર બનતાં પૂછ્યું.

'જેમને મહંતનું શરણ નથી જોઇતું તેમને.' તેટલી જ ઉગ્રતાથી ભારમલે કહ્યું.

'ભારમલજી! શરણ જોઈતું હોય તે રાવઠી છોડી ચાલ્યા જાઓ. અમે કોઇનું શરણ માગ્યું નથી, માગનારા નથી.' તીખા અવાજથી પેલા વૃધ્ધે કહ્યું.

ભારમલ ઉભો થઈ ગયો. બધાઓ લગભગ ઉભા થઇ ગયા.

'હરભમ! શું વિચાર છે?' ભારમલે પૂછ્યું.

'હું તૈયાર છું' હરભમે કહ્યું.

'તો ચાલો. આ પાપથી ભરી રાવઠીનો હવે આપણે શો ખપ છે?' ભારમલે એક પગ આગળ મૂકયો.

'ચાલો.' કહી હરભમ સાથે થયો.

મોટો ભાગ તે બન્નેનું અનુકરણ કરી રાવઠી બહાર ચાલી નીકળ્યો. રાવઠીથી થોડેક દૂર પોતાના માણસોને એક જગાએ બેસાડી ભારમલે તેમને ઉદ્દેશી કહ્યું.

'ભાઇઓ! આપણાં અનેક પાપોની સાક્ષી બની રહેલી એ રાવઠી જ્યારે જ્યારે આપણી નજરે આવશે ત્યારે ત્યારે આપણને આપણાં ઘોર પાપો સાંભરી આવશે. આપણા જીવનની પાપમય કહાણીઓ અને વિતક કથાઓનું એ ચાડગીરીનું સ્થળ છે. જો પાપ માર્ગ દફનાવી દેવોજ હોય તો આ રાવઠીનું નામ નિશાન ન રહેવું જોઇએ. મહંત ભીમગીરીના આદેશથી હું કહું છું, એ રાવઠી આપણાં પાપો સાથે સળગાવી દેવી જોઇએ.'

બોલતાં ભારમલનો કંઠ ધ્રૂજી ઉઠયો. જીંદગીના ખરા બપોર જે રાવઠીમાં બેસી વીતાવ્યા હતા તે રાવઠીને અગ્નિસ્નાન કરાવવાનું ફરમાન તેના મુખમાંથી નીકળી રહ્યું હતું. પાપમય સ્થાન અગ્નિસ્નાન કર્યા વિના પવિત્ર થઈ ન શકે?

'ભારમલ કાકા! રાવઠીને સળગાવી દેવાની જરૂર શી છે?' હરભમે પૂછ્યું.

'હરભમ! મારા હુકમનો સામનો આજે પહેલ વહેલો થએલો હું જોઉં છું. મારે એ રાવઠીની હયાતી નથી જોઇતી.'

'તમારે કારણે આપણી આખી કોમની બેઠક સળગાવી દેવાની જરૂર તમને યોગ્ય લાગે છે?' હરભમે વળી પૂછ્યું.

'રાવઠી સળગી રહ્યા પછી મને પૂછવા આવજે, હરભમ!' ભારમલે કરડાકીથી કહ્યું.

'હું રાવઠીને નહિ સળગાવવા દઉં.' કહી હરભમ ઉભો થઇ ચાલવા માંડયો. તેની સાથે લગભગ અડધા માણસોએ ઉઠીને ચાલવા માંડયું.

'હરભમ!' ભારમલનો સત્તાવાહી છતાં કંઇક ત્રસ્ત અવાજ આવ્યો.

'કેમ?'

'આજ રાત્રે રાવઠી સળગશે. બચાવ કરવો હોય તો આવજે.' ભારમલના આ ખુલ્લા પડકારે કંઇકનાં હૈયાં બેસી ગયાં. ભારમલની ચઢમાંથી કોઇ મુક્ત ન હતું.

હરભમ બોલ્યા વિના ચાલતો થયો.

રાવઠીમાં બેઠેલા ઠાકરડાઓ બહાર આવ્યા. સૌની મોખરે પેલો વૃદ્ધ હતો. તેણે છેટેથી ભારમલને સંબોધ્યો.

'ભારમલજી! રાવઠી સળગાવી આપણી બેઇજ્જતી કરાવવા ધારી છે?'

'તમે બધા સાથે હશો, તો બેઇજ્જતી શાની છે? પાપને કાઢી દેવામાં બેઇજ્જતી હોય?'

'એ આપણું પાપ નથી. આપણો મોભો છે. તે જતાં આપણી કિંમત કોડીની નહિ રહે.' વૃદ્ધે કહ્યું.

'તે હું ન સમજું. સવારે આ રાવઠીનો દેખાવ અગ્નિદેવ આપે એવો જોવાનો, એટલુંજ હું જાણું.' કહી ભારમલે પીઠ ફેરવી. બેઠેલા સર્વે ઉઠી તેની સાથે થયા.

'ભારમલજી! અંદર અંદર ઝેર ઉભું કરી શા માટે વિનાશ લાવો છો?'

'આપણું પાપ આપણને ખાઇ જાય તે પહેલાં તેને બાળી નાખવું જોઇએ.' કહી ભારમલે ચાલવા માંડયું.

'ત્યારે થજો માટી, તમને વાલમે ઉછેર્યા હશે તો અમે પણ વાલમનાં પાણી પીધાં છે. આજથી રાવઠી અમારી છે.' કહી વૃદ્ધે પોતાના સોબતીઓ સાથે પોતાનો માર્ગ લીધો.

અણધાર્યો આ પ્રસંગ બુધરને વસમો લાગ્યો. પિતાની બુદ્ધિ ફરી હતી કે ઠાકરડાઓનો દિન ફર્યો હતો? પિતાનાં કાર્યોથી અબુધ બુધરને આ કોયડો વસમો લાગ્યો.

ચારે વાસમાં વિજળી વેગે સમાચાર ફરી વળ્યા કે, રાત્રે રાવઠીને આગ દેવામાં આવનાર છે. બચાવ પક્ષે હરભમ અને સામા પક્ષે ભારમલ છે. ઠાકરડા કોમની એકતાદર્શક વાલમની એક જ રાવઠીને અગ્નિસ્નાન કરતી બચાવવા કેટલાક વૃધ્ધોએ કટિબદ્ધ થવા માંડયું. હરભમે ચારે વાસમાં પ્રચાર કરી ભારમલને વખોડી કાઢી રાવઠીનો બચાવ કરવા ઉદ્ઘોષ કર્યો. યુવાનો પૈકી ઘણો જ ઓછો ભાગ પેલા વૃદ્ધ અને હરભમને વળગી રહેનાર હતો. રાવઠીની અનાવશ્યકતા જોતા યુવાન વર્ગે ભારમલની આંતર ઈચ્છાને આદેશ માની રાવઠી સળગાવવાના પેંતરા રચવા માંડયા હતા. રાત્રિ નજીકમાં જ હતી. હરભમની ચિંતા વધતી જતી હતી. ભારમલની નિશ્ચિંતતા વધતી જતી હતી.

---

## પ્રકરણ ૧૦ મું

### કુંવરને સાધન બતાવાય છે

'કુંવર.' રસ્તે જતી કુંવરને પ્રતાપે બોલાવી.

'કેમ ?' કુંવરે પાછું વાળી જોયું.

'તારા બાપુ આજે રાવઠી બાળી મૂકવાનાં છે.'

'મને ખબર છે.'

'હરભમ સામો થશે તો ?'

'તો તારા જેવા છટકછેલ થઇ ફરનાર એ વખતે કામમાં નહિ આવે તો પછી કયારે આવશો ?' કુંવરે કહ્યું.

'એક શરતે કુંવર ! હું તારા બાપુને પડખે ઉભો રહું.' પ્રતાપે આંખ ઝીણી કરતાં કહ્યું.

'નફફટ, તારી શરત હું જાણું છું તો !' કહી કુંવરે ઝડપથી ઘરનો રસ્તો લીધો. તેને જતી જોઈ પ્રતાપે છેવટનું બાણ ફેંકયું.

'કોઇ ઉપાય ન હોય, કોઇનો સહારો ન હોય ત્યારે આંબાવાડીઆમાં મળજે. આજે વરણાગના માર્ગની ચોકી મારી છે.' પ્રતાપે જરા મોટેથી કહ્યું. કુંવરે સાંભળ્યું કે નહિ તે તેને સમજાયું નહિ. વિમૂઢ ભાવે પ્રતાપ વેગથી જતી કુંવરની ચાલ તરફ કામુક નજરે નિહાળી રહ્યો. તે નજર બહાર થઈ કે પ્રતાપે પોતાનો માર્ગ લીધો.

પ્રતાપ, દુઃખી પ્રતાપ તેના જીવનની અમીભરી સરવણીઓથી વિમુક્ત હતો. નાનપણમાં તેને મા હતી, બાપ હતો, કીલકીલાટ કરતી નાની બેન હતી, રહેવા સારૂ ઝુંપડું અને પાંચ વીઘાં જમીન હતી. ત્યારે પ્રતાપ પાંચ વર્ષનો હતો. ભારમલની તેના કુટુંબ ઉપર અમીનજર હતી. ઠાકરડા કોમની એ ઘર તરફ આશાભરી મીટ હતી. પ્રતાપનો બાપ હરભમની હેડીનો હતો અને શરીરબળમાં સર્વને ટપી જાય તેવો હતો. પણ કાળબળે વળ ખાધો. શવજીને બાંધી અજાણ્યા સ્થળે તેની સાથે રહેનાર પ્રતાપના બાપનો દિ ઉઠયો. એક રાત્રે તેણે પોતાના ઘરમાં ભારમલને જોયો. ઘરમાં શાન્તિ હતી. પ્રતાપ ઉંઘતો હતો. તેની નાની બેન પણ ઉંઘતી હતી. બંધ બારણે ભારમલ પ્રતાપની મા સાથે વાતો કરતો હતો. પડોશીઓ ચૂપચાપ હતા. બારણાની તડમાંથી તેણે અંદર જોયું. ઠકરાણી અને ભારમલ એક જ ખાટલે બેસી મીઠી ગુફતેગો કરી રહ્યાં હતાં. તેનું લોહી ઉકળી આવ્યું. પોતાને શવજીની ચોકી સોંપી દગો દેનાર ભારમલની નીચતા તરફ તેને ધિક્કાર છૂટયો. તેણે બારણું જોરથી હચમચાવ્યું. માટીની ભીંત સાથે ચોટેલું બારણું બીજાજ ધક્કે છુટી જઇ નીચે પડયું. ભારમલ ચેત્યો. પ્રતિસ્પર્ધી ઘરની અંદર આવે તે પહેલાં તે અંદરના ખંડમાં દોડયો. ઠકરાણી પતિના સ્વાગત સારૂ પતિની સામે ધાઇ. ક્રોધપૂર્ણ અને શ્વાસભેર ધસી આવતા પતિ સામે તે બીજું તો શું કરી શકે? પતિની અસાવધાનતાનો લાભ લઇ તેની વિશાળ છાતીમાં ભારમલે આપેલી કટાર ઘોંચી દીધી.

'કુલટા !' કહી પતિ ભોંયપર પડયો અને પડોશીઓ ભેગાં થઈ આ તમાશો નજરે જુએ તે પહેલાં પત્નીએ પતિની છાતીમાંથી ખંજર પાછું ખેંચ્યું. થોડીક જ ક્ષણોમાં તેનો પ્રાણ ઉડી ગયો. પડોશીઓ આવ્યાં. કુલટા પત્નીએ પતિના આકસ્મિક મૃત્યુ થયા બદલ કોઈ હરામખોરનો વાંક કાઢયો. પડોશીઓએ આસપાસ તપાસ કરી. ઘરની પાછલી બારીમાંથી કોઇનાં પગલાં ગએલાં જણાયાં. સગડ જોવામાં હોંશિયાર પગીએ તે તપાસ્યાં. પણ કોનાં છે તે કહેવાની તેની હિંમત ન ચાલી. પથારીમાં પડયો પડયો પ્રતાપ આ બધું નજરોનજર જોઇ રહ્યો હતો. બાપને મારનાર મા હતી અને માના હાથમાં કટાર આપનાર ભારમલ હતો. એટલું એ જાણતો હતો. રાત્રે ભારમલ, પોતાના ઘરમાં શા માટે અને શી રીતે આવેલો તે તે અબુધ બાળકને સમજાતું ન હતું. થોડાક દિવસો વિત્યા અને પ્રતાપની મા એકાએક અદૃષ્ય થઈ ગઈ. ગામ આખું એ હકી-

કત બાણી ચૂક્યું પણ તેની પાછળ કોઇથી આંગળી ન ચીંધી શકાઇ. કારણ તેને કાઢવામાં સબળ પુરુષનો હાથ હતો. આમ પ્રતાપ થોડાક જ દિવસોમાં પિતા, માતા અને ભગિનીના સુખથી વંચિત બની કાકાનો આશ્રિત બન્યો. જમીનનો વહીવટ કાકાએ કરવા માંડયો અને પ્રતાપને પોષવા માંડયો. પ્રતાપના પિતાના મરણ પછી આખા વાસના આગેવાન બની ચૂકેલા તેના કાકા મરણ પામ્યા ત્યારે પ્રતાપ પંદર વર્ષનો હતો. તેના કુટુંબની પરાપૂર્વની ખાનદાનીને લીધે આખા વાસે પ્રતાપને માનથી પોતાનો આગેવાન બનાવ્યો અને આમ સર આગેવાન ભારમલનો પ્રતાપ એક હાથ બની રહ્યો.

પ્રતાપને કોઈ કોઇ દિવસ જુનું વેર સાલતું. ઉમર લાયક થતાં તેના સમજવામાં બધી બાજી આવી ગઈ. હૃદયથી તે ભારમલને ધિક્કારતો થઈ ગયો, પણ ભારમલ આગળ તેનું શું ચાલે? ભારમલ વિરૂદ્ધ તેને સહાય કોણ આપે?

પણ એક માર્ગ તેને મળી ગયો. પોતાની નાની બેનની ઉમરની ભારમલની દીકરી કુંવર તરફ તેને નાનપણથી નેહ હતો. ઘણી વખત તે કુંવર સાથે રમવા જતો. કુંવરને તેના વિના ચાલતું નહિ. કોઈ કોઈ વખત તો કુંવર પોતે પણ તેનો વાસ છોડી પ્રતાપ જોડે રમવા આવતી. સાંજ પડે તેની શોધ થતી અને આખરે તે પ્રતાપના વાસમાંથી મળી આવતી. ભારમલ પોતે તેને ઘણી વખત ફોસલાવી પઠાવી પ્રતાપ પાસેથી રમતી લઈ જતો. ઉમરે પહોંચેલા પ્રતાપે પોતાનું વેર વાળવામાં કુંવરનો ઉપયોગ કરવાનું ધાર્યું.

તેણે એક દિવસ કુંવરનાં લગ્ન વિશે વાત સાંભળી. તે વખતે તે કુંવર સાથે ઝાઝું મળી શકતો નહિ, કારણ કે બન્ને ઉંમર લાયક થયાં હતાં, પણ કામને અંગે પ્રતાપ ભારમલને ત્યાં જતો ત્યારે કોઇ કોઇ વખત કુંવર સાથે તેનો ભેટો થઈ જતો. સમય મળતાં બાજુના વાડામાં બેસી ઘડી બે ઘડી તેઓ જુની મૈત્રીને તાજી કરી લેતાં.

એક દિવસ સમય મળતાં કુંવરે પ્રતાપને વાડામાં બોલાવ્યો.

'પ્રતાપ! તૈયાર છે?'

'શા માટે?'

'મારી સાથે ચાલી નીકળવા.'

'ક્યાં?'

'નસીબ લઇ જાય ત્યાં.' કુંવરે પ્રતાપનો હાથ પકડતાં કહ્યું.

'એટલે ?'

'તારામાં પાણી છે કે નહિ ?'

'કેમ ?'

'બાપુ મને પરણાવી દેવા માગે છે.' કુંવરે ધટસ્ફોટ કર્યો.

પ્રતાપ ચમકયો. ઘણાં વરસોથી હૈયું સળગાવી રહેલું વેર વાળવાની આજે ઘડી આવી ચૂકી હતી.

'કુંવર! તારે નથી પરણવું ?' કુંવરનો હાથ દાબતાં પ્રતાપ બોલ્યો.

'પરણવું છે. બાપુ કહે તેને નહિ. મારૂં દીલ કહે તેને.' મક્કમતાથી કુંવર બોલી.

'કોને માટે તારૂં દીલ છે ?' પ્રતાપે જાણવા માગ્યું.

'તારે માટે.' કહી કુંવર તેને ગળે હાથ નાખી બાઝી પડી. પ્રતાપે તેને છાતી સાથે દાબતાં કહ્યું.

'કુંવર! તારા બાપુ આપણને જીવતાં ન રહેવા દે.'

'અહીંઆં રહીશુંજ નહિ. પછી શું ?' કુંવરે બાળક બુદ્ધિથી કહ્યું.

'તારા બાપુને મન દુનિયા ત્રણ ડગલાંની છે. કયાં સંતાઇશું ?'

'તો પ્રતાપ! તું મને ના પાડે છે ?' કરગરતાં કુંવરે કહ્યું. પ્રતાપ સાથેની બાથ તેણે વધુ ગાઢ કરી.

'ના નથી પાડતો, કુંવર ! તું પરણી લે.'

'પછી ?'

'પછી, મારી પળ આવશે ત્યારે તને ઉઠાવી જઇશ.'

'શા માટે મારા બેભવ કરાવવા માગે છે ?'

'તારા બાપુની ખાતર.' કુંવરને દૂર કરતાં પ્રતાપે કહ્યું. કુંવર સમજી. પ્રતાપ જુનુ વેર વાળવા માગતો હતો. પ્રેમ અને વેર બે પરસ્પરનાં વિરોધી નથી?

'પ્રતાપ! લઈ જાય તો આજે. નહિ તો કદિ નહિ.' પ્રતાપથી છૂટી થતાં કુંવર બોલી.

'કુંવર! મારા કાંડામાં બળ હશે અને હું ધારીશ તો કોઇપણ કાળે કુંવરને હું મારી કરીશ.'

'તો આજેજ ચાલને.' કુંવરે કાકલુદીથી કહ્યું.

'ના, તારા ભવનો ધણી હું છું. તારા બાપુ તને ગમે તેને સોંપે. તારો થનાર પતિ તને કોઇ પણ વખત ન મળી શકે તેવી તજવીજ હું

કરીશ અને પછી સમય આવે હું તને ઉઠાવી લાવીશ.' કહી તેણે કુંવરને બાથ ભીડી, દાબી, અને જોરથી છૂટી કરી ધક્કો દીધો. પડતી કુંવરથી એકાએક બોલાઇ ગયું.

'ઓ બાપરે......કેટલો નિર્દય!'

પણ એ શબ્દો સાંભળવા પ્રતાપ ત્યાં ન હતો.

પછી તો કુંવર પરણી, ખાંડા સાથે. બબ્બે વખત સાસરે જઇ આવી, પણ પતિનું મુખ દર્શન પણ તે ન પામી. પ્રતાપે શી યુક્તિ કરી હતી, તે તેને મન કોયડોજ રહ્યો હતો, પણ પ્રતાપના એ વર્તનથી તેને ઘણું દુ:ખ થતું. થનગનતું યૌવન માગે તે તો કોઇ પણ રીતે તેને આપવુંજ જોઇએ. પ્રતાપ પોતે તૈયાર ન હતો. પિતાએ સોંપેલાને તે ઉઠાવી જતો હતો. યૌવનસુલભ ઉપભોગનું સુખ શી રીતે મેળવવું?

અને એક દિવસ તેણે રોસમાં પ્રતાપને સંભળાવી દીધું.

'મારી સાથે ભાગી નીકળ. નહિ તર બીજો શોધી લઉં છું.'

'ભલે શોધી લે. પ્રતાપના હાથ પહોંચતા છે, પૃથ્વીના પડમાંથી શોધી લાવી, રજરજ જેવડા ટૂકડા કરીશ; તેના અને તારા.' પ્રતાપની આ ધમકીથી કુંવર ડરે તેમ ન હતી, છતાં પ્રતાપ તરફ તેને ભાવ હતો, વિશ્વાસ હતો.

'મારા બાપુનું ગળું દાબી દઉં?' એક દિવસ તેણે પ્રતાપને કહ્યું.

'શા માટે?'

'તારૂં બધું વેર શમી જાય.'

'ના, વેર એમ ન શમે. તે નજરે જુએ. મારી માને કુમાર્ગે ચઢાવનાર પોતાની દીકરીની એ દશા નિહાળે એટલે બસ છે.'

'પ્રતાપ! હું તારૂં ઘર નહિ માંડું.' કુંવરે મક્કમતાથી કહ્યું.

'એ મારે જોવાનું છે.'

'જોઇ લેજે.' કહી કુંવર અને પ્રતાપ છૂટાં પડયાં.

ત્યાર પછી તે મળતાં નહિ.

સમયે કામ કર્યું. પ્રતાપને વિરહાગ્નિએ પીડવા માંડયો. કુંવરને પ્રતાપની વિશેષ ઘેલછા લાગી અને બન્ને એક બીજાને મળવા તડપવા લાગ્યાં.

ત્યાં મોકો આવ્યો અને ભારમલજીના રાવઠી બાળવાના નિર્ણયની જાહેરાત કરવાના બહાને તેણે કુંવરને બોલાવી.

કુંવરથી છૂટો પડી તે સીધો હરભમને ત્યાં ગયો.

'હરભમજી !' તેણે કહ્યું.

'કેમ ?' હરભમે પૂછ્યું.

'આજે રાવઠી સળગશે.'

'શા ઉપરથી કહે છે ?'

'ભારમલજી મક્કમ છે.'

'હું જોઈશ.'

'તમારો શો નિરધાર છે ?'

'તું શું વિચારે છે ?'

'રાવઠી ન સળગવી જોઈએ.' પ્રતાપે પ્રપંચની બાજી રચી.

'ભારમલજીનું શું ?' હરભમે પૂછ્યું.

'એમને પકડી લઈએ.'

'એટલે ?'

'આજની રાત બાંધી રાખીએ.'

'ક્યાં ?'

'શવજીને રાખ્યો હતો ત્યાં.'

'ન બને.'

'કેમ ?'

'હલવારો ઉઠે.'

'ભલે ઉઠે.'

'ગામને જોઈતું મળે.'

'તો પછી શું ?'

'હું એ જ વિચાર કરૂં છું.'

'ભારમલજીને વરણાગ મોકલીએ.'

'આજે ન જાય.'

'મહંતનો સંદેશો અપાવીએ.'

'એટલા ભારમલજી કાચા નથી. એવાં તો કેટલાય કાવત્રાં તે જાતે કરી ચૂકયા છે.'

'તો ?'

'પ્રતાપ ! જુનું વેર સાંભરે છે ?' પ્રતાપને તૈયાર કરવા હરભમે કહ્યું.

'હા.'

'આજે તે વાળવું છે?'

'શી રીતે?'

'કુંવરને ભગાડી જઈશ?' પ્રતાપ નવાઈ પામ્યો. પોતાની યોજના હરભમ જાણી ગયો કે શું?

''આજે જ?'

'હા, આજે જ અને અત્યારે જ.'

'હું તૈયાર નથી.'

'શું તૈયારી જોઈએ?'

'પાણીદાર ઘોડી.'

'હું આપું.'

'તૈયાર છું. રાત્રિના પ્રથમ પહોરે કુંવર સાથે હું નીકળી જઈશ.'

'અલ્યા! નક્કી કરી રાખ્યું છે કે શું?' હસતાં હસતાં હરભમે પૂછ્યું.

'સાચી વાત કહું?'

'કહેને.'

'કુંવરને હું આજે લઈ જવાનો હતો પણ તેના બાપનું ધાર્યું થવા દઈને.'

'એટલે? રાવઠી સળગાવીને?'

'હા.'

'હવે?'

'હવે વેરનો ડંખ વધારે પ્રજળે છે. ભારમલનું ધાર્યું ન થાય તેટલા માટે કુંવરને ઉપાડું.'

'ક્યાં જઈશ?'

'પૃથ્વી વિશાળ છે.' પ્રતાપે કહ્યું.

'દુઃખ તો નથી થતું ને?'

'રજમાત્ર નહિ.'

'આંબાવાડીઆમાં કુંવર આવશે?'

'મેં કહ્યું છે.'

'તેણે હા પાડી છે?'

'મારી ઇચ્છા એ તેને મન હુકમ છે.'

'આગળ વધ્યો લાગે છે.'

'હજુ એ કુંવારી છે.' શરમાતાં પ્રતાપ બોલ્યા.

'એટલે?' નવાઇથી હરભમે પૂછ્યું.

'તેના પરણેતર ધણીને મેં કેદ રાખ્યો છે.'
'ક્યારનો ?'
'ખાંડા સાથે કુંવર પરણી તેના આગલા દિવસથી.'
'ભારમલજી જાણે છે ?'
'ના, કોઈ જાણતું નથી. સામા પક્ષના કુટુંબીઓ તેની છાની રીતે શોધ કરી રહ્યા છે.'
'બીજાઓને તે શું કહે છે ?'
'અર્બુદ પતિની ચાકરીએ ગયાની વાત વહેતી મૂકી છે.'
'કુંવર ?'
'તે બધું મનમાં સમજે છે.' પ્રતાપે કહ્યું.

---

## પ્રકરણ ૧૧ મું

### પ્રતાપ છટકયો

સાંજ પડી. સંધ્યાના ઓળા શમાઇ ગયા. ભારમલ નચિંત હતો. તેની આત્મશ્રદ્ધા અતૂટ હતી.
'બેટા કુંવર !' તેણે કુંવરને બોલાવી.
'કેમ બાપુ ?'
'ભૂધર કયાં છે ?'
'બહાર ગયા છે.'
'હજી આવ્યો નથી ?'
'ના, કેમ કંઇ કામ છે ?'
'ખાસ કામ તો કંઇ નથી.' કહી ભારમલ મૂગો રહ્યો.
'બાપુજી !'
'કેમ ?'
'શાવઠી કયારે સળગાવવાની છે ?'
'બેટા ! એ પંચાત તારે શા માટે જોઇએ ? અમે અમારૂં કરી લઇશું. તું તારે ઘરનું કામ સંભાળ.' ભારમલે કુંવરને શિખામણ આપી.
ભૂધર આવ્યો.
'ભૂધર ! પ્રતાપને બોલાવી લાવ.' ભારમલે હુકમ છોડયો.
ભૂધર પ્રતાપને ત્યાં જઇ આવ્યો. પ્રતાપ નહતો.

'બાપુજી! પ્રતાપ ઘેરે નથી.'

'ક્યાં ગયો છે?'

'કાઇને ખબર નથી.'

'હરભમને બોલાવી લાવ.'

ભુધર હરભમને બોલાવી લાવ્યો.

'હરભમ! મારો ટેક અને મારૂં વચન તું આજસુધી પાળતો આવ્યો છે. આજે સામે થઇ તું તારૂં અને મારૂં ભૂંડું દેખાડે છે.' ભારમલે હરભમને કહ્યું.

'ભારમલ કાકા! આજસુધી મેં તમારી ટેક અને વચન મારાં ગણ્યાં હતાં. મને તેમાં મારૂં હિત દેખાતું હતું. આજના તમારા વચનમાં મને મારૂં એકલાનુંજ નહિ પણ સમગ્ર ઠાકરડા કોમનું અહિત જણાય છે.'

'અહિત તો નથી જ, હરભમ! તને ખબર છે એ રાવઠી કેટલા પાપની સાક્ષી છે?'

'તમારે જરૂર હોય તો પાપ બાળી નાખો. રાવઠી શા માટે?'

'હું માનું છું કે રાવઠી જતાં આપણાં પાપોનું સંભારણું નાશ પામશે. આપણાં પાપો અદૃષ્ય થશે.'

'એવું હું માનતો નથી. મારા વિચારમાં હું મક્કમ છું. તમારો વિચાર તમે છોડી દો તો સારૂં."

'મેં તને મારો વિચાર છોડાવવા અહીં નથી બોલાવ્યો. મારાં વિચારનો તને બનાવવા અહીં બોલાવ્યો છે.' ઉગ્ર બનતાં ભારમલે કહ્યું.

'હું મક્કમ છું. રાવઠીનું રક્ષણ હું કરીશ.'

'હરભમ! ધડપર માથું નહિ હોય. ભારમલને તું ઓળખે તો છે.'

'ઓળખું છું, કાકા! માથું જશે તો પણ ટેક ખાતર જશે.' નમ્રતાથી હરભમે કહ્યું.

'રક્ષણ માટે ક્યારે આવો છો?'

'અત્યારે જ.' કહી હરભમ ઉભો થયો.

'ભલે આવજે, ઘેરથી છેવટની વિદાય લઇને નીકળજે.' દમ દેતાં ભારમલ બોલ્યો.

'કાકા! તમારી સાથે રહી કામ કરેલું છે. એવી વાતો હવે તમારે અમને શીખવવાની ન હોય.' કહી હરભમ ગયો.

'ભુધર! આપણા માણસોને કહી આવ, બીજો પહોર શરૂ થતાં આપણે અહીંથી નીકળવાનું છે. અને પ્રતાપ આવ્યો હોય તો તેને બોલાવતો આવ.'

ભુધર ગયો. ભારમલના મુખપર ચિંતા છવાઇ ગઇ. હરભમને માટે સમજાવટ નકામી ગઇ હતી. પ્રતાપ હજુ આવ્યો નહતો અને મેરૂજી તો સામા પક્ષે જઇને ઉભોજ હતો.

કુંવર પિતાની ચિંતા કળી ગઇ. એકલા પ્રતાપ ઉપર ભારમલજીની હારજીતનું પરિણામ નિર્ભર હતું. અને પ્રતાપ? તે તો આંબાવાડિઆમાં આખી રાત ગાળવાનો હતો. ભારમલજીને તે કયાંથી મળે?

થોડીક ક્ષણોમાં કુંવરે વિચાર કરી લીધો. તેનું મન થનગની ઉઠયું અને પ્રતાપને મળવા અભિસારિકા બની તે ચાલી નીકળી.

રાત્રિનો અંધકાર ઊતરી આવ્યો હતો. આંબાવાડીઉં ગીચ હતું. વૃક્ષરાજીને ભેદતી ભેદતી કુંવર આગળ વધે ગઇ. તેમ તેમ તેને પ્રતાપ સાથેનાં ભૂતકાળના મિલન પ્રસંગોનાં એક પછી એક સ્થળો દષ્ટિગોચર થવા માંડયાં. સુખભર્યા વાર્તાલાપો, પ્રેમકલહનાં મંડાણો, આલ્હાદક ચુંબનોની ઝડીઓ, ગાઢ આશ્લેષો, અંગોપાંગનાં સકામદૃષ્ટિથી કરેલા સ્પર્શો અને કામેચ્છાને તીવ્રપણે જાગૃત કરતા મધુર ટહુકતા કોકિલો તેને અહીંના પ્રસંગોની અનેક યાદ આપી ગયા.

'ટૂહુ...' એક કોકિલે ટહુકાર કર્યો.

'હું છું.' કહી આવેશથી કુંવર દોડી. થોડેક દૂર ઉભેલા પ્રતાપે કુંવરનો અવાજ સાંભળ્યો. આવેશ પરખ્યો અને તે એકદમ તેના તરફ દોડયો. આવતી કુંવરને બાથમાં ભીડી તેણે ઉચકી લીધી. કુંવરે પ્રતાપના બન્ને ગાલ પર ડાબા જમણા હાથની લપડાકો લગાવી દીધી. પ્રતાપે તેના હોઠ ચૂમી ફેંકી દીધી. પડતી કુંવર પ્રતાપને બાઝી પડી. પ્રતાપ લથડયો અને બન્ને સાથે ભોંયપર પછડાયાં. ત્યારે કચરાઇ ગયેલાં સુકાં પાંદડાંએ એકસામટી કીકીઆરી પાડી 'કડકડ' અવાજ કરી મૂકયો. વધતી જતી રાત્રિએ ખાત્રી આપી કે એકાન્તને વધુ રક્ષિત બનાવવા તેણે અંધકારનો પડદો જગતપર નાખી દીધો હતો.

'ઉઠ.' કહી કુંવરે પ્રતાપને ઉભો કર્યો.

'શો મરડાટ હતો? પણ હું જાણતો હતો. તારાથી મારા વિના રહી શકાય તેમ ન હતું.'

'એમ કે?' કહી કુંવરે એક વધુ લપડાક લગાવી દીધી.

'કુંવર સાચું કહેજે, આટલો આવેશ આજ સુધીમાં તેં કોઇ દિવસ અનુભવ્યો હતો?'

'બેશરમ નહિ તો.' કહી કુંવર તેને વળગી લપાઇ ગઇ.

'કુંવર!'

'શું છે?'

'કેમ આવી છો?'

'બાપુ તને બોલાવે છે.'

'તને બોલાવવા મોકલી છે?'

'ના, બપોરે તારે ત્યાં બે વખતના ખાલી ફેરા ખાધા. તું ત્યાં નહતો.'

'હું ઘેરે છાનો હોઉં, તને ખબર હતી ને?'

'પણ હું બાપુને એ શી રીતે કહું?'

'પક્ષી!' કહી પ્રતાપે તેને વહાલથી ઉંચકી. કુંવર ઉંચકાઇ.

'કુંવર! તને આમ ઉપાડી જાઉં તો?' વહાલથી પ્રતાપે પૂછ્યું.

'મને મજા પડે.' કહી કુંવર હસી પડી.

'તો લે.' કહી તેણે કુંવરને ફેંકી દીધી. અસાવધ કુંવર ભોંય પછડાઇ અને રીસનો અમળાટ કરી તે ઉભી થઈ ચાલવા માંડી.

'ક્યાં જાય છે કુંવર?' પ્રતાપે પૂછ્યું.

કુંવર ન બોલી.

'કુંવર!' જવાબ ન મળ્યો.

'નથી સાંભળતી?'

'મારે નથી સાંભળવું.'

'કેમ?'

'તારો માર ખાવા હું અહીં નથી આવી.' કહી તે ઉભી રહી.

'પણ હું તને ઉંચકી જતો હતો તેમાં તેં મજા પડવાની વાત કરી એટલે મેં મૂકી દીધી.'

'મને ઉપાડયા પછી મૂકી જ કેમ દીધી? મને સાથે નથી લઇ જવી?'

'લઇ જવી છે.'

'લઈ જવી છે, લઈ જવી છે કરે છે, પણ હજુ વખત આવ્યો નથી તારે મન.' વધુ રીસાતાં કુંવર બોલી.

'કુંવર વખત આવે હું તને અહીં રહેવા નહિ દઉં, પણ હજુ વાર છે.' પ્રતાપે જાળ પાથરવા માંડી.

'હજુ વાર છે. મારા જેવડી છોકરીઓ ઘર માંડી સરખી થઇ બેઠી- હજુ મારે વાર છે. પ્રતાપ! તું કોને ફોસલાવે છે?'

'હું ફોસલાવતો નથી. સમયની રાહ જોઉં છું.'

'આથી સારો સમય ક્યો મળશે?'

"આજે તો જવાય નહિ."

'કેમ?" કુંવરે પૂછ્યું.

'આપણે જઇએ તો રાવઠી કોણ સળગાવશે?"

"તારે વળી રાવઠીની પડી છે. મારૂં કાળજું સળગી રહ્યું છે. તે જોવાની તારે નવરાશ નથી. રાવઠી તો બાપુજી ધારશે તો તારા વિના પણ સળગાવી દેશે." કુંવરને, ચાલ્યા જવાની મીઠી આશા આગળ પિતાને સહાય કરવાની વૃત્તિ ઓછી થતી લાગી.

"ઘડપણમાં તેમને દુઃખ લાગશે." પ્રતાપે કુંવરને ચકાસવા માંડી.

"કર્મ કર્યાં હશે તેવાં ફળ ભોગવશે. તેમની ખાતર હું ક્યાં સુધી રાહ જોઉં?' કુંવર આજે એકાએક વળમાં ઉતરતી હતી. પ્રતાપે તેને વધુ ચકાસી.

'હું અને તું નહિ હોઈએ તો કદાચ ધીંગાણામાં તેમને વેઠવું પડશે.'

'મરવું પડશે ત્હોય ક્યાં મારે માટે મરે છે જેથી મને ચિંતા હોય???'

'બાપ પર વ્હાલનો વરસાદ વરસાવનારી દીકરી આવી સ્વાર્થી?'

'બાપે પાપ કરવામાં પાછું નહિ વાળ્યું. એમાં તો કોઈ શું કરે?'

'પણ કુંવર આપણાથી ભાગી ચકાશે નહિ.'

'કેમ?'

'આપણે ચાલતાં શી રીતે જઇએ? સવાર પડતાં પહેલાં પકડાઇ જઇએ.'

'અરે, કોઇને આપણી પડી નથી. રાવઠી માટેનો ઝગડો સવાર સુધી આપણને વિસરાએલાં રાખશે.'

'સાચું કહે છે?'

'મારા સમ' પોતાને ગળે હાથ મુકતાં કુંવર બોલી. 'મારા સમ ખા જોઇએ.' પ્રતાપે મમતાથી કહ્યું.

'ના બાપ. તારા સમ શું કામ ખાઉં?' એટલી જ મમતાથી કુંવરે કહ્યું.

'છતાં કુંવર એકાદ ઘોડી હાથ લાગી જાય તો સારૂં. હું તપાસ કરી લેઇ આવું.' પ્રતાપે પરીક્ષા માંડી.

'ના, ઘોડાની જરૂર નથી. ચાલતાં નીકળી જઇએ.' વળી કિનારે આવેલું વહાણ ખડક સાથે અથડાઇ તૂટી જાય તેમ તૈયાર થયેલી ભૂમિકા ઘોડાની શોધમાં જતાં વિચાર બદલાઇ જતાં અદ્દશ્ય થઇ જાય એવા ભયથી કુંવરે કહ્યું.

'હું તને મૂકીને નહિ જાઉં. અને તરત જ પાછો આવું છું.'

'જરાએ નહિ. અહીંથી મને મૂકીને જાય તો મને મરતી દેખે.'

'ભલે, તારા બાપુને ખબર આપી નીકળીશું કે છાનામાનાં નીકળી જઈશું?'

'ખબર આપી નીકળીએ તો આપણા જીવતાં જવા દે ખરા?'

'ખબર આપીને જીવતાં જઇએ તો?'

'એવું સાહસ શું કરવા ખેડવું? નિરાંતે સવારે છોને જાણતા?'

'ના પણ આપણે ગયાં તેની ખબર તો તેમને આપણે આપવી જ જોઇએ.'

'જાણશે એમની મેળે.' કુંવરે બેપરવાહી જાહેર કરી. પિતા તરફ અનહદ પ્રેમ ધરાવતી પુત્રી આટલી બધી નિષ્ઠુર બની શકતી હશે તેનો પ્રતાપને ખ્યાલ ન હતો.

'ચાલ ત્યારે કુંવર! હું તને ઉઠાવીજ જાઉં' કહી પ્રતાપે કુંવરને બે હાથોમાં ઉપાડી લીધી. હસતી કુંવરે પોતાના બે હાથ પ્રતાપની ગરદન ફરતા ભરાવી દીધા. કુંવરનો ભર્યો ભર્યો દેહ પ્રતાપની વાસનાઓને, અંધકારના ગાઢા પડની સહાય લઇ ગલપચીઓ કરી જગાડી રહ્યો હતો. કુંવર પણ બેફામ હતી. આંખપર કામદેવનું ઘેન રમી રહ્યું હતું. તેણે પ્રતાપને બે હાથ વડે ગરદનથી વધુ દાબ્યો, પ્રતાપ સમજ્યો; પણ જાણતો હતો કે નજીકમાં હરમમનો માણસ પાણીદાર ઘોડી સાથે ઉભો હતો. વળી હવેપછીની લાંબી રાત એકજ ઘોડીની પીઠપર બન્નેએ પસાર કરવાની હતી. તેણે મનને વાર્યું. એટલામાં પગરવ સાંભળી ઘોડીએ હણહણાટ કર્યો. કુંવરનું ઘેન અદષ્ય થયું. પ્રતાપની ગરદન ફરતા હાથ છોડી દઇ તે ઉછળી ઉભી થઇ ગઇ.

'કોણ જીવણ?' પ્રતાપે પૂછયું.

'હા.' કહી જીવણ ઘોડી લઇ સામો આવ્યો. કુંવર જીવણને જોઇ પ્રતાપ પાછળ લપાઇ ગઇ.

'સંતાવાની જરૂર નથી, કુંવર! જીવણ બધું જાણે છે' પ્રતાપે ચોખવટ કરી.

'જુઓ ભાઈ આ ઘોડી સવાર પડતાં તમને ચાલીસ ગાઉના પંથક પહોંચાડી દેશે. જ્યાં હો ત્યાંથી સમાચાર મોકલવાનું હરભમજીએ કહ્યું છે.' કહી ઘોડી સોંપી જીવણે ચાલવા માંડયું.

'પ્રતાપ! મારી સાથે પ્રપંચ રમ્યો?' કુંવરે અકડાઇ જઈને કહ્યું.

'કુંવર! ખબર નથી. પ્રપંચ કોણ રમ્યું.? હું કે તારા બાપુ?'

'હરભમની કુહાડીનો હાથો બની તેં મારા બાપુ વિરૂદ્ધ મારો ઉપયોગ કર્યો?'

'શું ઉપયોગ કર્યો?'

'મને ઉઠાવી જાય છે તે.'

'એથી તારા બાપુને શું નુકશાન છે?'

'હરભમનું કાવત્રું, મને નસાડી તે ખબર મારા બાપુને આપી રાવઠી સળગતી અટકાવવાની આ નામર્દાઇ ભરી રીત તેણે આદરી લાગે છે.'

'એમાં ખોટું શું?'

'કેમ ખોટું શું? મારા બાપુનું વચન જાય તેનું શું?'

'તો તું પાછી ચાલી જા અને તારા બાપુનું વચન રાખ. પણ યાદ રાખજે ફરીથી હું તારો સંગ નહિ કરૂં.' કુંવર વિચારમાં પડી.

'વળી જો કુંવર! તું જાય તેનું મને દુઃખ નથી, પણ એમ થશે તો તારા બાપુને તું જીવતા નહિ જુએ.'

'કેમ?'

'હરભમજી તને, તારા ભાઇને અને તારા બાપુને સળગતી રાવઠી સાથે સળગાવી દેશે.' કુંવરે કંપ અનુભવ્યો.

'અને આમ?'

'આમ, તારા બાપુ તારા નાસી જવાના સમાચાર સાંભળી રાવઠી સળગાવવાનું કામ ત્યજી દેશે. આમ રાવઠી અને બીજું બધું કુશળ રહેશે.' કહી પ્રતાપ ઘોડીપર ચઢ્યો અને કુંવરને ઉંચકી આગળ બેસાડી.

પ્રતાપના સ્પર્શમાં આનંદ માનતી કુંવરને પિતાનું વચન અને પિતાની નિરાધારતા હવામાં અદ્રશ્ય થતાં લાગ્યાં.

'મને આમ નહિ ફાવે.' પ્રતાપને પાછળ બેઠેલો જોઇ કુંવરે કહ્યું.

'ત્યારે?'

'મને પાછળ લે.'

'એમ કર.' કહી પ્રતાપ નીચે ઉતરી ગયો. કુંવર પાછળ હઠી. પ્રતાપ આગળ આવી બેઠો.

'હાશ, હવે ઘોડી દોડાવી મૂક.' પ્રતાપની કમર ફરતા હાથ વીંટાળી કુંવરે હર્ષથી કહ્યું.

અને ઘોડીએ પવન વેગ ધારણ કર્યો.

એ ઘોડીના વેગ સાથે કુંવરના સુખી જીવનની કલ્પનાના વિચારોનો વેગ એટલી હદે આગળ વધ્યો કે પિતા અને બંધુની હાલતની સંભાવનાના વિચારો તેણે પડતા મૂક્યા.

વરણાગની સીમ આવી અને પ્રતાપે પૂછ્યું.

'કુંવર! કંઇ જોવું છે?'

'શું?'

'તારો ધણી.' કુંવર વિચારમાં પડી. અર્બુદ પતિની નોકરીએ ગયેલો પતિ અહીં ક્યાંથી?

'ના, મારે નથી જોવો. જીંદગી ઘડી તેનું મોઢું નથી જોયું, પછી આજે શા માટે?'

'ના, પણ મારે તને બતાવવો છે.' કહી પ્રતાપે ઘોડીને આડફેટાના રસ્તે લીધી. થોડીવારે એક કુવો આવ્યો. કુવા જોડેના કુબામાં જઇ પ્રતાપે એક માણસને જગાડયો.

'કોણ, પ્રતાપભાઈ?'

'હા.'

'કેમ અત્યારે?'

'પેલો કયાં છે?'

'આ મારી જોડે ઉંઘે.'

'તાપણું કર જોઉ'

પેલાએ તાપણું કર્યું. તાપણાનો પ્રકાશ થતાં કુંવરનો પરણેતર ધણી જાગી ઉઠયો. કુંવર અને તેનો પતિ એક બીજાને ઓળખતાં ન હતાં, પણ આજે પ્રતાપની ફરજ હતી કે તેમને ઓળખાવવાં.

તાપણાનો પ્રકાશ વધ્યો, પ્રતાપે કુંવરને બોલાવી.

'કુંવર! આ જુવાનને તું ઓળખે છે?'

'ના.' કુંવરે તેના તરફ જોઇ ટૂંકો જવાબ આપ્યો. યુવાન તંદુરસ્ત અને ભરાવદાર હતો. તેનું મોઢું જોતાંજ ગમી જાય તેવું હતું.

'અને જવાન! તું આ બાઈને ઓળખે છે?'

'ના,' વિચાર કરતાં જવાનજીએ જવાબ આપ્યો.

'હવે જુઓ હું તમને ઓળખાવું. જવાનજી! આ બાઈ તે તમારી ખાંડાની પરણેતર કુંવર છે ભારમલજીની દીકરી અને કુંવર! આ તારો ધણી છે. અર્બુદ પતિની નોકરીએ નહિ, પણ મારી માસીના દીકરાની ચાકરીએ તે અહીં આવ્યો છે.' કહી પ્રતાપે તલવાર ખેંચી. કુંવર ચમકી.

'જવાનજી! તારા જેવા જુવાનો મને બહુ ગમે છે પણ શું કરું? આજથી આ કુંવરનું ધણીપણું મારું કરવા ખાતર તને મારે આ દુનિયામાંથી છૂટો કરવો પડે છે. કુંવર! આવ આ જવાનનું માથું ઝીલી લે.'

કુંવર વિચારમાં પડી. એક વખત પરણેતરના ગણાઈ ચૂકેલા પતિનું માથું વઢાતું પોતે નજરે નિહાળી રહે, એટલું જ નહિ, પણ પોતાના ખોળામાં ઝીલી લે એ વિચાર તેને કંપાવનારો લાગ્યો. તે આગળ ન આવી.

જવાનજી સમજી ગયો. તે બોલ્યો.

'કુંવર! આગળ આવ. બધી હકીકત હું જાણું છું. પ્રતાપ અને તું સુખી થાઓ એટલુંજ મારે પ્રભુ પાસે માગવાનું રહે છે, કારણ કે પ્રતાપમાં જીવ રાખનારીને હું મારી સ્ત્રી માનતો નથી. તું પ્રતાપની છે, એમ હું જાણતો હતો એટલે જ આજ સુધી હું મારી જાતને અવલ કુંવારો માનતો આવ્યો છું. કદાચ મારી હયાતીમાં તું મારે ત્યાં આવી હોત તો પણ હું તને બૈરી તરીકે ન સ્વીકારત અને તને બૈરી તરીકે સ્વીકારવાનો સમય ન આવે, માટે જ હું અહીં છૂપો રહી મારો જાત કસી રહ્યો છું.'

કુંવર અજાયબ થઇ. પોતાનું સર્વ પાપ જાણનાર હોવા છતાં પોતાને પરણનાર પતિ કેવો હશે? તેને ઘડીભર થઇ આવ્યું કે, પ્રતાપનો સાથ છોડી જવાનજીને ચોંટી જવું.

'કુંવર! આગળ આવ.' પ્રતાપે ફરજ પાડી.

'કુંવર! મારા લોહીની ધારમાંનું એક ટીપું જો ભોંય પર પડશે તો વાલમના એકે એક ઠાકરડા સામે વેર લેશે. તારા બાપુનો કેડો લઇ આખી વાલમની ઠાકરડા કોમને ઉજ્જડ કરી મૂકશે. માટે તારા બાપુ અને વાલમની ઠાકરડા કોમના ભલા ખાતર મારું માથું તારા ખોળામાં પડવા દે.' જવાનજીએ કુંવરને ચોખવટથી કહ્યું.

ધ્રૂજતી કુંવર આગળ આવી. તેણે થરથરતા હાથે પાલવ ધર્યો. માથું કપાતાં પાલવમાં પડે તેવી રીતે જવાનજી ઉભો.

'જવાનજી, દુ:ખ લાગે છે?'

'જરાપણ નહિ. મારા જીવતાં કુંવરને હું તારી બૈરી બની તારાં છોકરાં ઉછેરતી જોઉં તે કરતાં મરણને વધારે વહાલું ગણું છું.'

'સબ' અવાજ થયો અને પ્રતાપની તલવારથી જવાનજીનું માથું તેના ધડપરથી ઉતરી કુંવરે આગળ ધરેલા પાલવમાં આવી પડ્યું. સામે ઉભેલું ધડ ભોંય પડતાં પહેલાં તેમાંથી તાજા ધગધગતા લોહીની શેડ છૂટી અને પાલવ પકડી રહેલી કુંવરના હાથે વાગી. કુંવરે કદિ નહિ જોએલું દૃશ્ય જોયું. તે કમકમી ઉઠી અને તેના હાથમાંથી પાલવ છૂટી ગયો, તે સાથેજ તેમાં ઝીલાએલું જવાનજીનું માથું ભોંય પડ્યું.

પ્રતાપ અને કુંવર આ દૃશ્ય જોઇ અમંગળ શંકાએ ચઢયાં.

'જવાનજીનાં વેણ સાચાં પડે તો ?'

'કંઇ નહિ કુંવર! ચાલ, ચાલી નીકળીએ.'

'હું આની વ્યવસ્થા કરીશ.' પેલા કુવાવાળાએ કહ્યું.

'વાલમથી હરભમનો માણસ આવે તો તેને આ માથું અને ધડ સોંપી દેજે.' જતાં જતાં પ્રતાપે પેલા માણસને કહ્યું.

'સારૂં.' તેણે જવાબ આપ્યો.

અને ઘોડી પૂર વેગે દોડી ગઈ.

---

## પ્રકરણ ૧૨ મું.

## ભારમલની અસહાયતા

બીજો પહોર થવા આવ્યો. ભૂધર પ્રતાપને શોધી વળ્યો પણ તેનો પત્તો ન હતો. યુવાન વર્ગ રાવઠી સળગાવી દેવાની તાલાવેલીમાં હરખથી આમતેમ ફરી રહ્યો હતો. અને ભારમલજી કયારે હુકમ કરે તેની રાહ જોઇ રહ્યો.

'ભૂધર! પ્રતાપ ન જડયો ખરૂં ?'

'ના બાપુ !'

'કોણ જાણે તેને શું થયું ? કોઇથી ન ડરનારો એકાએક ક્યાં ખોવાઇ ગયો હશે ?'

કોઇ ન બોલ્યું.

ભારમલની ચિન્તાએ વધારે જોર પકડયું. આજ સુધીની મેળવેલી કીર્તિ આ એક નજીવો પ્રસંગ તાણી જશે. એ ખ્યાલે તેને વિમાસણ થઇ. પ્રતાપના આવવા ઉપર મુલતવી રાખેલો કાર્યક્રમ હવે તેણે જાતે

ઘડી લેવાનો હતો. એકલે હાથે પણ તે પાછો પડે તેમ ન હતો. તેની કાર્યપદ્ધતિ ચોક્કસ અને અણનમ હતી. તેનું વિચારબળ અકળ અને અક્રમ હતું. તે ધારે તો એકલે હાથે ચારે ગામના ઠાકરડાઓને પીંખી નાખે તેમ હતું.

સમય થયો અને બધા તેને આંગણે આવી બેઠા.

'ભારમલ કાકા! હવે કેટલી વાર છે?' એક જણે પૂછ્યું.

'તૈયાર થઇને આવ્યા છો?'

'હા તૈયાર થઇને.'

'ખપી જવાની તૈયારી છે?'

'પૂરેપૂરી.' એક સામટા બધા બોલ્યા.

'ઉઠો ત્યારે. બોલો સદ્ગુરૂ ભીમગિરિનો જય!' ભારમલે કહ્યું. બધાઓએ એ જયધ્વનિ ઉપાડી લીધો. ટોળાંના રૂપમાં યુવાનો ઉભા થઇ ગયા.

ભારમલે ઘર તરફ જોઇ બૂમ મારી કહ્યું.

'કુંવર બેટા!' પણ અંદરથી જવાબ ન આવ્યો.

'બેટા કુંવર!' ઘરમાં જાણે કોઇ ન હતું.

'બાપુ! કુંવર અંદર નહિ હોય.'

'અત્યારે ક્યાં ગઇ હશે?' ચિંતા કરતાં ભારમલે કહ્યું અને તે ઘરમાં ગયો. ઘરમાં મોટા દીકરાની વિધવા એક ખૂણામાં બેઠી હતી.

'વહુ બેટા! કુંવર ક્યાં છે?'

'દિવસ આથમ્યાનાં ગયાં છે. હજી આવ્યાં નથી.' વહુએ કહ્યું.

'ક્યાં ગઇ છે?' ચિન્તાતુર ભારમલે પૂછ્યું.

'તેની ખબર નથી, બાપુ!' ભારમલ બહાર આવ્યો. તેની ચિન્તા વધતી જતી હતી, પણ અહીં આદરેલું અધૂરૂં રહે તેનું શું?

'ચાલો.' કહી તેણે ટોળાની આગેવાની લીધી. કુંવરની ચિન્તાને તેણે દફનાવી દીધી.

મહોલ્લો છોડી ટોળું બહાર નીકળ્યું.

'બાપુ! માનશુકન થયાં.' ભૂધરે ભારમલને કહ્યું. ભારમલે ઘૂવડને બોલતાં સાંભળ્યું હતું.

'આ પાર કે પેલે પાર થવા ઇચ્છનારને શુકન કેવાં?' બળમાં ચડેલા ભારમલે કહ્યું.

સર્વે ગામને પાદરે આવ્યા. ગામમાં શાન્તિ હતી. બધે નીરવતા

હતી. શાન્ત મહાસાગર પર ફરતી મહાન નૌકા જેવી આ ટોળી ગામના વિશાળ પાદરમાં અંધકારમાં પણ હાલી ઉઠતી જણાતી હતી.

'ભૂધર! બધે શાંતિ લાગે છે.'

'હા બાપુ!'

'ભારમલ કાકા! આપણી આગળ કોઈ જતું હોય એમ લાગે છે.'

'હશે કોઈ વટેમાર્ગુ.' જનારના રંગપરથી કલ્પના કરતાં બીજાએ કહ્યું.

'હજુ તો રાવઠી ઘણે દૂર છે. અલ્યા! બાજુના વાડામાંથી થોડુંક ઘાસ સળગાવવા લેઈ લેજો.' ભારમલે કહ્યું. બે જણા જોડેના વાડામાં દોડયા. લઈ શકાય તેટલું ઘાસ લઈને ટોળાની સાથે થઈ ગયા. ભારમલની અટલ શ્રદ્ધાથી દોરાતું ટોળું આગળ વધ્યું.

ગામમાં એક કૂતરાના ભસવાનો અવાજ થયો અને એક સામટાં આખા ગામનાં કૂતરાંએ તેનું અનુકરણ કર્યું.

'બાપુ! આ કૂતરાંમાં પણ કેટલો સંપ છે?' ભૂધરે સમયોચિત વાક્ય ઉચ્ચાર્યું.

'વખત આવે તેજ સંપ તેમનો નાશ કરે છે.'

'શી રીતે?'

'સંપમાંથી કુસંપ જાગે છે. જોતો નથી?'

'કારણ વિના?'

'ન સમજ્યો?'

'શું કારણ છે?'

'ભારમલની વૃદ્ધાવસ્થા.'

'ના બાપુ! હજુ તો તમે વાઘ જેવા છો. તમારાથી બધા ડરે છે.'

'બીજું કંઈ નથી.' મક્કમતાથી ભારમલે કહ્યું.

દૂરથી રાવઠી દેખાઈ નિર્જન અને અંધકાર ભરી.

'ક્યાં ગયા હશે તેનાં રખવાળાં કરનારા?' દરેકના મનમાં અસ્ફુટ પ્રશ્ન ઉદ્‌ભવ્યો.

રાવઠી નજીક આવી. બે માણસો બારણામાં બેઠા હતા. બન્નેની વચ્ચે સફેદ કપડામાં ઢંકાએલો કોઈ પદાર્થ પડેલો હતો.

'કોણ છે' લ્યા?' ભારમલે દૂરથી પડકાર કર્યો.

'ભારમલ કાકા! અમે છીએ. ચાલ્યા આવ્યા છીએ બારણાગથી' ચેલાઓએ જવાબ આપ્યો.

'વરણાગ કેમ ગયા હતા?'

'ગયા હતા તો સિદ્ધનાં દર્શને, પણ માર્ગમાં અમને આ મળી આવ્યું એટલે આપને ખબર કરવા સીધા અહીં આવ્યા.'

'શાવઠીએ કેમ આવ્યા?'

'તમને સામેથી આવતા જોયા એટલે અમે ધાર્યું કે શાવઠીએ જતા હશો.'

'શું છે?' ભારમલે પૂછ્યું.

'જુઓને?' કહી એક જણાએ સફેદ વસ્ત્ર ઉંચકી લીધું. તારાઓના આછા પ્રકાશમાં ભારમલે મનુષ્ય દેહના કકડા જોયા.

'કોનું શબ છે?'

'જમાઇ જવાનજીનું.' એક જણ બોલ્યો.

ભારમલજી ટટાર થઇ ગયો.

'કોણે તેને માર્યો?'

'આપની દીકરીએ.'

'કુંવરે?'

'હા, એમ કહે છે.'

'કોણ કહે છે?'

'હું કહું છું,' કહી પેલો કુવાવાળો ખેડૂત ઉભો થયો.

'તને ખાત્રી છે?'

'મારી સગી આંખે મેં એ દૃષ્ય જોયું છે.'

'તેની સાથે કોણ હતું?'

'પ્રતાપ.' પેલાએ જવાબ આપ્યો.

'ક્યાં ગયાં?'

'વરણાગથી આગળ ગયાં.'

'ચાલતા?'

'ના, ઘોડીપર.'

'બન્ને એક જ ઘોડીપર?' ભારમલે હામ હારી જતાં કહ્યું.

'હા, કુંવરે પ્રતાપનો ચૂડો પહેર્યો હતો.'

'ચૂપ, હરામખોર!' અપકીર્તિ ફેલાવતી વાત નીકળતાં ભારમલે તરવાર ખેંચી.

'ભારમલજી! શા માટે તરવાર ખેંચો છો? પ્રતાપે જવાનનું માથું કાપ્યું છે. તમારી દીકરીએ તે પાલવમાં લીધું છે. મરનારને પરણ્યો

ત્યારથી આજ સુધી દુઃખી કરી કુંવર પ્રતાપ સાથે ચાલી નીકળી છે. શા માટે તમે તલવાર ખેંચો છો ?' પેલાએ કહ્યું.

'ચૂપ.' કહેતાંજ ભારમલે તલવાર ઉગામી તે હવામાં વિંઝાઇ. બોલનારના ટુકડા કરે તે પહેલાં હરભમના સબળ હાથે ભારમલનો ડાબો હાથ પકડાઇ ગયો.

ભારમલે પાછળ જોયું. 'હરભમ! અહીં ક્યાંથી ?'

'તમારી ટોળી સાથે, કાકા!' કહેતો હરભમ આગળ આવ્યો.

'અને આ તરકીબ તેં રચી ?'

'ના કાકા! આપણી કુંવરે રચી. જતાં જતાં તેણે વાલમની ઠાકરડા કોમનું કાસળ કાઢ્યું છે.' બળતો હરભમ બોલ્યો.

'શી રીતે ?'

'તમારૂં નાક કાપીને.' હરભમે કહ્યું. ભારમલ ન બોલ્યો.

'ભુધર! આ લાસને રાવઠીમાં મૂકી રાવઠી સળગાવી દો.' ભારમલે કડકાઇથી કહ્યું.

'એમ નહિ બને કાકા!' મક્કમતાથી હરભમે કહ્યું.

'મારે તારૂં સાંભળવું નથી.'

'મારે તમારૂં ધાર્યું થવા દેવું નથી. જે કારણે રાવઠી બાળો છો એજ કારણે કુંવરને, પ્રતાપને અને તમને પોતાને અમારે સળગાવી દેવા જોઇએ. જવાનજી બીચારો નિર્દોષ છે.'

'હરભમ! બકવાટ બંધ કર.'

'તમે કહો તે વેદવાક્ય અને બીજા બોલે તે બકવાટ. ભારમલ કાકા! એ જમાનો ગયો, તમારાં બોર વેચાવાનો.' હરભમે કહ્યું.

'ખસ, માર્ગમાંથી ખસી જા. લાવો ઘાસના પૂળા, ઘસો ચકમક.' બધી બાજુએથી દુઃખે ઘેરાયલા ભારમલે મરણીઓ પ્રયાસ આદર્યો.

હરભમે તાળી પાડી. એક સામટા બસો માણસો સામેની બાજુએથી દોડી આવ્યા.

'ભારમલ કાકા! રહેવા દો. તમારાં પાપે અમે ખવાઇ જઇએ છીએ.' હરભમે છેવટની દલીલ કરી.

અનુત્તર ભારમલ ચકમક ઘસી ઘાસ સળગાવવા મથતો હતો. પેલાઓ આવી પહોંચ્યા.

'બાંધી લો ભારમલ કાકાને.' હરભમે આવનારાઓને કહ્યું.

'મને બાંધવો છે ?' કહેતો ભારમલ ઉભો થઇ ગયો. તેની સાથેના બધા વાનો તેની પડખે હતા.

'હા કાકા ! તમને બાંધવા છે અને વરણાગ મોકલવા છે.'

'થાઓ ત્યારે માટી.' કહેતાં જ ભોંય પર પડેલી તરવાર તેણે વીજળીની ઝડપે ઉપાડી.

'હરભમ! પહેલાં તો તું જ લે.' ભારમલે ઘાવ કર્યો. અચૂક ઘાવ કરનાર ભારમલને ખાત્રી થઈ કે કાયમનો સાથી બની ચૂક્યો. હરભમ તેને ઘાવ કરવાની યુક્તિઓનો સતત અભ્યાસી બની ગયો હતો અને આ પળે ઘાવ ચૂકાવી ખસી ગયો હતો. તેણે ફરીથી તરવાર ઉગામી પણ હરભમ ત્યાં ન હતો, અને ઉંચો થએલો હાથ તરવાર સાથે જ અદ્ધર રહી ગયો હતો. પોતાને પાછળથી કોઈ બાથમાં લેતું હતું.

'કોણ છે, લ્યા ?' અકળાતાં ભારમલે પૂછ્યું.

'એ તો હું હરભમ.'

'અલ્યા ! મારી સાથે પણ દગો ?'

'દગો નથી કાકા ! તમે શીખવેલી આ તદબીર છે. હવે તરવાર છોડી દો, નહિ તો ખભામાંથી હાથ જુદો થઈ જશે.' હરભમે કહ્યું. તેનું કહેવું સાચું હતું. ભારમલને પોતાનો હાથ ખભામાંથી તૂટતો લાગતો હતો. અનેકોને એકજ હાથે પહોંચી વળનાર ભારમલ આજે લાચાર બનતો જતો હતો. તેનાથી તલવાર છોડી દેવાઇ.

'બસ કાકા ! એટલી જ જરૂર હતી. તમારી જીંદગી અમારે ખપની છે.' હરભમે ટકોર કરતાં કહ્યું.

ભારમલ સાથેનો યુવાન વર્ગ સ્તબ્ધ હતો. તલવારોની તાળી પડી નહતી. ભારમલને બોલવાનો સમય મળ્યો ન હતો. એટલામાં તો તે પકડાઇ ગયો હતો.

'છોડી દો.' કહેતો ભૂધર ટોળામાંથી આગળ આવ્યો. તેની ખૂલ્લી તરવારે તેના સાથીદારોને માર્ગ ચીંધ્યો. એક સામટી પચાસ તરવારો મ્યાન બહાર નીકળી પડી.

સામેના ટોળાએ પણ તેમનું અનુકરણ કર્યું.

હરભમે રંગ પારખ્યો, અંદર અંદર લોહીની નદીઓ ન વહે તે સારૂ રાખેલી તકેદારી વ્યર્થ જતી હતી.

'સાથીદારો, તરવારો મ્યાન કરો' તેણે પોતાના સાથીઓને હુકમ ર્યો. બસો તરવારો નીચી નમી મ્યાનમાં જઇ બેઠી.

'ભૂધર! હવે તું આગળ આવ.' હરભમે પોતાની તરવાર ફેંકી દેતાં ભૂધરને કહ્યું. 'આપણે ભેટી લઇએ. આપણા યુવાનો મારી કતલ કરે તે પહેલાં હું તને મળી લઉં. કારણ તારા બાપ મારા ગુરુ છે.'

ભૂધર ન ખસ્યો. ભારમલે જોયું કે હરભમની શબ્દશક્તિ અત્યારે કામ કરી રહી હતી. કદાચ ભૂધર નરમ બની પણ જાય.

'ભૂધર! કાપી નાખ એ હરભમને' રોષમાં ભારમલે કહ્યું.

'મને નિઃશસ્ત્રને ભૂધર, આવી કાપી નાખ,' હરભમે મસ્તક નીચે નમાવી દીધું.

ઉપડી ચૂકેલી ભૂધરની તલવાર તેના હાથમાંથી છૂટી ગઇ અને સાથે સાથે પચાસે તલવારો મ્યાન થઇ ગઇ.

ભૂધર દોડીને હરભમને ભેટી પડયો.

'ભાઇ!' હરભમે સ્નેહ નીતરતા ભાવે કહ્યું.

કરડી આંખે ભારમલ હરભમના શબ્દોનું જાદુ નિહાળી રહ્યો.

વેરની લાગણીઓ પ્રેમથી શમતી હતી.

'કાકા!' બંધાએલા ભારમલને નમી પડતાં હરભમ બોલ્યો. ભારમલે તેને પગથી લાત મારી.

'જા કૂતરા! તારું મ્હોં કાળું કર.'

'કાકા! આપણું કાળું થતું મોં મેં ઉજ્જવળ રાખ્યું છે. નહિતર ગામ આપણી હાંસી ઉડાવત. અંદર અંદર કપાઈ આપણે તૂટી જાત.'

ભારમલે જવાબ ન આપ્યો, દીકરીનું કલંક તેને સાલી રહ્યું હતું.

'હરભમ! જે થયું તે થયું. મને બાંધીને કયાં લઇ જશો?'

'વરણાગ સિદ્ધ પાસે,' હરભમે કહ્યું.

'શા માટે?'

'આપે ત્યાં રહેવાની જરૂર છે.'

'પણ કુંવરને મારે પાછી લાવવી છે.'

'એ વિચાર છોડી દો.'

'કેમ?'

'કુંવર પ્રતાપ સાથે છે, અને તે નહિ આવે.'

'કેમ?'

'તે તેને પરણી ચૂકી છે. નાહક ફજેતો કરવાની જરૂર નથી.'

'હરભમ! તારો હાથ લાગે છે.'

'કુંવર સુખી થાય તેટલા પુરતો.'

બારમલને ભૂત જીવનનાં સ્મરણોની યાદ આવી અને જુનું વેર તાજું કરી પ્રતાપે કુંવરને ઉઠાવી એ વિચારે તેને ધ્રૂજાવ્યો.

'આખરે તેણે વેર વાળ્યું.' કોઇ ન સાંભળે તેમ તેનાથી ધીમેથી બોલી જવાયું.

---

## પ્રકરણ ૧૩ મું

### મહેરામણનો માર્ગ

'મેરાભાઇ! હવે તો હદ થાય છે. અહીં આવે એક માસ થઇ ગયો છતાં તમારૂં રૂવાડુંએ ફરકતું નથી,' મહેરામણ અને સામંત સાથે આવેલા ભાથી રજપુતો પૈકી એકે કહ્યું.

'સોહનસિંહ! ઉતાવળે આંબા પાકે નહિ. અને આ તો ખટપટનો પ્રસંગ.' મહેરામણે કહ્યું.

'તો પણ તમારે અમને છેવટનો જવાબ આપવો જોઇએ. તમારી આશાએ અમે અહીંયાં રોકાઇ રહીએ, ઘરનાં માણસો અમારી કાગના ડોળે વાટ જોતાં હોય. જેમને આપણે કહી આવ્યા છીએ તે પણ આજ તેડું આવે, કાલ તેડું આવેની આશામાં ઘરનાં કામ મૂકી ફોગટ વાતોનાં બાળુ કરતા હશે.' સોહનસિંહે કહ્યું.

'સોહનસિંહ! એમાં તમારી ભૂલ છે. તમને રહેવા માટેની સગવડ અમે આપી છે. તમારાં માણસો લાવો. તેમની રહેવાની અને પોષણની વ્યવસ્થા અમે કરી આપવા તૈયાર છીએ. સન્દેશો મોકલો અથવા જાતે જઇ તેડી લાવો.' મહેરામણે કહ્યું.

'એમ આવે અમારૂં શું વળે? અમારી જરૂરીઆત તો ત્યાં પણ પૂરી થાય છે. તમે જે કારણે અમને લાવવા માગો છો, તેનું તો અહીં નામનિશાન પણ અત્યારે જણાતું નથી. રાજસિંહ મને દરરોજ સતાવે છે.' સોહનસિંહે કહ્યું. રાજસિંહ તેનો સાથી હતો.

'તમને લાવવાનો હેતુ જ્યારે બર આવે ત્યારે ખરો, પરંતુ તમારે માટેની સર્વ સગવડ કરવા હું બંધાએલો છું. અને આપણી વચ્ચે થએલી વાતચીત મુજબનાં માણસો લાવી તેમની સાથે તમે અહીં વસવાટ કરીને રહો.'

'આખરે એમ તો થશેજ. પણ અમારા વસવાટની શરૂઆતમાંજ એ કાર્ય શરૂ થાય તો અમારૂં આવવું અને રહેવું મોભાદાર અને મહત્વનું ગણાય.' સોહનસિંહે કહ્યું.

'એ તો તૈયારી ઉપર અવલંબે છે. હજુ મારે વરણાગના સિદ્ધને મળવાનું છે. એ કહેસે તેમ અને ત્યારે તમને અમે મદદમાં લઇશું. હાલ તો મેં આપેલું વચન હું પાળું છું અને એટલાથી તમે સંતોષ માનો, સોહનસિંહ!' મહેરામણે કહ્યું.

'મેરાભાઇ! તમને ફાવે તેમ તમે કરો. હું તો બે એક દિવસમાંજ સમાચાર મોકલાવી આપણા ઠરાવ પ્રમાણે માણસોને બોલાવી લઇશ.'

'હા, એમાં મને વાંધો નથી, પણ એક વાત વિચારવા જેવી છે.'

'રાજસિંહ સરળ હૃદયનો અને સાહસિક છે. રાજબાના સંગે ચઢી મારૂં ધાર્યું ધૂળ ન મેળવે તે તમારે જોવાનું છે.' મહેરામણે કહ્યું.

'હા, રાજબાએ તેને હાથપર લીધો છે. શૂરાતનની વાતો તેને પાણી ચઢાવે છે. ધીંગાણાની તૈયારીઓ તેને આનંદ આપે છે. રાજબાની એ નીતિ છે, એટલે સ્વભાવાનુસાર રાજસિંહ રાજબાને અનુસરે પણ ખરો. તમારી શાંત પ્રવૃત્તિ તેને ન પણ ફાવે.' સોહનસિંહે કહ્યું.

'હું શાન્ત છું? મારૂં ભીતર સળગી રહ્યું છે, છતાં હું શાન્ત? સોહનસિંહ! તમે ભીંતાતો નથી ભૂલતા? મારૂં હૃદય વેર ઝંખે છે. અને એના ઉપાયો હું હરઘડીએ લેવા તૈયાર છું છતાં હું શાન્ત?'

'તમારો માર્ગ શાન્તિનો છે. તમારૂં હૃદય સળગે છે છતાં તમે ઉપરથી શાન્ત છો. ભીતરમાં દુઃખ ભર્યું છે તે દેખાવે નથી.' સોહનસિંહે જવાબ આપ્યો.

'સળગતા હૃદયને બહાર બતાવવાની જરૂર શી હોય? મારૂં અંતર કકળે છે પણ તેને ધીરજ દેનાર કોઇ નથી. ન્યાયસભા તો તમે જોઇ. મારા બાપુની વલણ પણ તમે જાણો છો. એવા પ્રસંગે સાહસ ખેડી આવજીને માર્ગે જવાની ભૂલ કરવામાં તમને ડહાપણ લાગે છે?'

મહેરામણના આ શબ્દોએ સોહનસિંહને વિચાર કરતો કરી મૂક્યો. તેને ઘડીભર એમ લાગ્યું કે તેડાગર મહેરામણ અને આજનાં મહેરામણમાં આસમાન જમીન જેટલો ફરક હતો. ક્યાં તે વખતનો તાતા તીર જેવો મહેરામણ અને ક્યાં આજનો ઓઠું શોધતો મહેરામણ.

'મેરા ભાઇ ! ઠાકરડાઓની વાલમમાંથી જડ કાઢવાના તમારા ધગધગતા અંગારા જેવા દાહક વિચારો કયાં ગયા ? અને આજે આ ડહાપણ કયાંથી શીખી લાવ્યા ?' સોહનસિંહે કહ્યું.

'સોહનસિંહ! મારે જીવન જીવી જાણવું છે. પ્રતિજ્ઞા પાછળ મરી ફીટવું નથી પણ પ્રતિજ્ઞા પાળી જીવનને સુંદર અને સફળ બનાવવું છે.'

'આ નીતિ એકજ માસમાં તમને કોણે ભણાવી ?'

'કોણ ભણાવે ? પ્રસંગો મને મારો માર્ગ નક્કી કરી આપે છે. સામંત આજે સાથે નથી. રાજબા ઉગ્ર વિચારની હોઇ મારી કાર્યપદ્ધતિમાં તેને વિશ્વાસ નથી. વાલમની ન્યાયસભાનું ગાડું બહુજ રગસીયું બની ગયું છે. મને મારો માર્ગ એ ત્રણે પૈકી એકની સહાયથી મોકળો થાય એમ લાગતું નથી. ઉપરાંત મારા બાપુની બેધારી નીતિ મને બહુ દુઃખ આપે છે.' મહેરામણે કહ્યું.

'તમારા બાપુની નીતિ બેધારી નહિ પણ અસરકારક છે. તેમને લાકડી ભાંગવી નથી અને સાપને મારવો નથી.'

'એટલે એ અસરકારક શી રીતે ગણાય ? શવજીનું વેર જાણે એ ભૂલીજ ગયા છે. લાકડી ભાંગવી નથી એ મારે કબુલ છે, પણ સાપને મારવા દેવો નથી, એ વાતથી હું વિરૂદ્ધ છું.'

'હા, તમે વિરૂદ્ધ છોજ; પણ તમને મનાવવાના પ્રયાસો થઇ રહ્યા છે તે તમે જાણો છો ?' સોહનસિંહે કહ્યું.

પરગામી સોહનસિંહ થોડાક દિવસોમાં એટલો જ્ઞાત શી રીતે થઈ શકયો તે વિચારે મહેરામણને થંભાવી દીધો.

'સોહનસિંહ! મને મનાવવા પ્રયત્નો નિષ્ફળ જવાના જ છે, પણ હજુ એવા પ્રયત્નો બાપુએ શરૂ કર્યાનું મારી જાણમાં નથી. તમે કહો એ વાત જો સાચી હશે તો બાપુ એકને બદલે બે પુત્ર ગુમાવશે.' મહેરામણે કહ્યું.

'એમ નહિ મેરાભાઇ! પ્રયત્નો થાય છે તમને સમજાવી લેવાના, તમને ગુમાવવાના નહિ.' સોહનસિંહે કહ્યું.

'કોણે કહ્યું ?'

'કોણ કહે ? વાતાવરણ વાત લાવે છે કે ગાંગજીભાઇ સુલેહ ચાહે છે.'

'તદ્દન ખોટી વાત.' ન માનતો હોય એમ મહેરામણ બોલ્યો.

'તદ્દન સત્ય. ગઇ કાલે તે વરણાગ જઇ આવ્યા. કહે છે કે સુલેહ કરાવી આપવાનું ભીમગિરિએ માથે લીધું છે.'

મહેરામણ વિચારમાં પડયો. પિતા જો એવી સુલેહ યાચશે તો પોતાની પ્રતિજ્ઞા જીંદગી સુધી અપૂર્ણ રહેશે એ ભયે મહેરામણને બીવડાવ્યો.

'આ વાત તપાસ કર્યા વિના માની શકાય તેમ નથી અને જો તે સત્ય હશે તો રાજબાનો માર્ગ મારે અખત્યાર કર્યા વિના છૂટકો નથી. સોહનસિંહ! આજે એ બાબતની હું તપાસ કરૂં છું. આવતી કાલે મારો નિર્ણય હું તમને જણાવીશ. તમારાં માણસો તેડાવવાનું કામ તે પછી રાખજો.'

'ભલે, એમજ છે.'

'અને રાજસિંહ ક્યાં છે?'

'રાજબાને ત્યાં ગયો છે.'

'એ આવે ત્યારે તેને મારી પાસે લાવજો. જય અતળેશ્વર.'

'જય અતળેશ્વર' કહી સોહનસિંહ મહેરામણથી છૂટો પડયો.

મહેરામણ સીધો ઘેલાશાને ઘેરે ગયો. ઘેલાશા શેઠ પરસાળમાં બેસી હિસાબ તપાસતા હતા. સામે એક ખેડૂત બેઠો હતો. મહેરામણને આવ્યો જાણી તેમણે તેને અંદર બોલાવ્યો.

'આવ મેરા! કેમ અત્યારે આવવું થયું?' હસતાં હસતાં ઘેલાશાએ કહ્યું. તેમણે હિસાબનો ચોપડો બાજુએ મૂકયો.

'શેઠ કાકા! જરૂરી કામ છે માટે આવ્યો છું.' મહેરામણે કહ્યું.

'કહે ને ભાઇ! એવું તે જરૂરી કામ શું છે?' ખેડૂત તરફ જોઈ તેમણે કહ્યું.

'મોહન! જા હવે તારો હિસાબ કાલે જોઇશું.'

'ભલે.' કહી મોહન ચાલતો થયો.

'શેઠ કાકા! કાલે તમે વરણાગ ગયા હતા?' મહેરામણે પૂછ્યું.

'હા, કેમ?'

'મારા બાપુ સાથે ખરૂંને?'

'હા.'

'ભીમગિરિએ શું કહ્યું?'

'શેનું?'

'જે માટે મારા બાપુ ગયા હતા તેનું.' મહેરામણે પૂછ્યું.

'તારા બાપુ શા માટે સિદ્ધ પાસે ગયા હતા તે તું જાણે છે?'

'હા.'

'શા માટે?'

'ઠાકરડાઓ સાથે સુલેહ કરવામાં સિદ્ધને મધ્યસ્થ બનાવવા માટે.' મહેરામણે જવાબ આપ્યો.

'ના, તારા બાપુને એવી સુલેહ ખપે નહિ. તે બીજા કામે ગયા હતા.'

'શેઠ કાકા! મને ફોસલાવો નહિ. તમને હું કહી મૂકું છું કે સિદ્ધને મધ્યસ્થ રાખી સુલેહ કરાવવાનો પેતરો મારા બાપુએ રચ્યો હશે, તો ચવજીને ગુમાવ્યો તેમ મને પણ ગુમાવી બેસશે.'

'એવું કંઇ નથી મેરા! શાન્તિ રાખ. તારા બાપુને તું હજુ ઓળખતો નથી. ચવજીનું વેર તેમને ડંખે છે, તે સુલેહ નહિ યાચે.' ઘેલાશાએ કહ્યું.

'તો પછી સ્પષ્ટ માર્ગ હજી કેમ શોધતા નથી?'

'તું તે નથી જાણતો. પરિસ્થિતિ અનુકૂળ બને તેની રાહ જોવાય છે– સિદ્ધની એ સલાહ છે. પદ્મનાભની તે સલાહ હતી.'

મહેરામણ સમજ્યો. ઘેલાશા કદિ જૂઠું બોલતા નહિ, ભળતું ઘણી વખત બોલતા પણ સ્પષ્ટ જુઠાણું તેમણે કદિ ચલાવ્યું ન હતું.

'સોહનસિંહને મળેલા સમાચાર કદાચ ખોટા પણ હોય.'

'ત્યારે સુલેહનું વાતાવરણ ક્યાંથી જાગી ઉઠ્યું?'

'કોણ કહે છે સુલેહનું વાતાવરણ છે, મેરા! તને સોહનસિંહે કહ્યું ખરૂં ને?'

'હા.' મહેરામણે જવાબ આપ્યો.

'એ સમાચાર ખોટા છે.' ઘેલાશાએ કહ્યું.

'કારણ?'

'કારણ? હું તારા બાપુ સાથે હતો વરણાગના મઠમાં. ભીમગિરિ સાથેની વાતચીતને અંતે તારા બાપુની એક જ માગણી હતી, સુલેહ ન જોઈએ.'

'ત્યારે તમે કહો છો તે સાચું. સિદ્ધે તેમને સુલેહ માટે બોલાવ્યા હશે.'

'ના, એ પણ ખોટું છે. અલકાને તું ઓળખે છે?'

'હા, તેનું શું? તે તો મઠમાં આવી તેના પતિ સાથે રહી છે." મહેરામણે કહ્યુ.

'તેને કારણે તારા બાપુને સિદ્ધે બોલાવ્યા હતા.'

મહેરામણને વાતમાં કસ ન જણાયો. અલકાના કારણે બાપુને બોલાવી સિદ્ધે સુલેહની વાત ઉચ્ચારી હોય તે માનવા તેનું મન ના પાડી ઉઠ્યું. તેને ઘેલાશાના શબ્દો પર વિશ્વાસ બેઠો. 'શેઠ કાકા! હવે હું જઇશ.' કહી મહેરામણ ઉભો થયો.

'અરે! એમ તે હોય? વરસમાં ભાગ્યે એકાદ દિવસ આ તરફ તું આવે અને આમ એકાએક ચાલી જવાય? આ તે ઘર છે કે પછી મસાણ?' ઘેલાશાએ વિવેક કરતાં કહ્યું. મહેરામણ બેસી ગયો.

'શેઠ કાકા! તમારું સ્વાગત પામવા માટે તો દેવો પણ લલચાય. પછી મારાથી તેની ના પડાય ખરી કે?'

'હા, એ તો ઠીક પણ મેરા! પતેશ્વરનાં લગ્નની ગોઠવણ થતી હોય એમ લાગે છે. તું તે જાણે છે અરે?' પટાવતાં ઘેલાશા બોલ્યા.

'હા, શેઠ કાકા! કામેશ્વરે ગઇ કાલેજ તેના વેવિશાળ માટે હા કહી છે. કહે છે કે તેને નસીબ અજમાવવા દૂર જવું છે તે પહેલાં તેની ભાણીનો તેને પરણાવી દેવાનો વિચાર છે.'

'કન્યા કેવડી છે?' ઘેલાશાએ વાત લંબાવી.

'સોળ વર્ષની છે, રૂપાળી અને શાણી છે.'

'તું અને પતેશ્વર મિત્રો ખરું ને?'

'હા, પણ તે હમણાં હમણાં એકલસંગી બનતો જાય છે.'

'કોઈ દિવસ એણે તારું ભવિષ્ય કહ્યું છે કે?'

'ના, મિત્રો અને સગાંઓનું ભવિષ્ય એ જોતો નથી.'

'કહે છે કે ચાલુ માસમાં તારો લગ્નયોગ છે. એવું એણે ભવિષ્ય ભાખ્યું છે, એ વાત સાચી?' શેઠે અનુમાનથી ફેંકયું.

'ના, શેઠ કાકા! છેલ્લા દસ દિવસથી અમે મળ્યા નથી. મને તેણે એ પહેલાં એવું કંઇ કહ્યું નથી.' કંટાળો દર્શાવતાં મહેરામણે કહ્યું.

'ત્યારે ગાંગજીભાઇને કહ્યું હશે.' મહેરામણના મુખભાવ તપાસતાં ઘેલાશા બોલ્યા.

'તે હું જાણતો નથી.'

'અરે, જાણતો નથી શું? તારા બાપુએ કન્યા પણ ગોતી રાખી છે.' આવતા માસમાં તારાં લગ્ન છે.' ઘેલાશાએ મહેરામણને ચમકાવ્યો.

'મારે લગ્ન કરવાં નથી.'

'એ તે ચાલવાનું છે?'

'કેમ ન ચાલે? બાપુને શવજી વિના ચાલે છે, તો મારે લગ્ન વિના નહિ ચાલે?'

'એ વાત જૂદી છે. અત્યારે તો તું ગાંગજીભાઇની આંખની કીકી ગણાય.'

'માટેજ મારી માગણીઓ અને મારી ઇચ્છાઓ ઠોકરે મરાય છે.'

'તારી શું માગણી છે?'

'તમે નથી જાણતા તે મને પૂછો છો?'

'ગાંગજીભાઇની એમાં ક્યારે ના છે?'

'મને મારે માર્ગે જવા દે તો ઘણું છે. મારે પરણવું નથી.'

'એ તે કંઇ ચાલવાનું છે?'

'મને પરણાવવો હોય તો બાપુને કહેજો કે, ભારમલનું માથું ધડથી જુદું કરેલું મને બતાવે.'

'એ કામ એમનું નહિ, તારું.'

'તો મને એટલો સમય આપો.'

'તે હું કહીશ. ભારમલ સિદ્ધનો સરણાગત છે.'

'ભલે ગમે તેનો શરણાગત હોય.'

'જેવી તારી ઇચ્છા. પણ તેં કયો માર્ગ નક્કી કર્યો છે એ તો કહે?'

'રત્નસિંહ અને પદ્મનાભનો માર્ગ સમાધાનનો હતો. મારા બાપુનો માર્ગ વેરનું શમન અને સમાધાનનો છે. મારો માર્ગ હરકોઈ ઉપાયે મારી પ્રતિજ્ઞાનું પાલન કરવાનો છે. સમાધાનનો સમાવેશ મારા માર્ગમાં નથી.'

'એ તો હું જાણું છું.'

'ત્યારે વિશેષ કહું તે સાંભળી લો. મારા બાપુ સમાધાન કરશે તો હું લગ્ન તો નહિ કરું, પણ તેમનું મોઢું પણ નહિ જોઉં.'

'વહેમાય છે મેરા! ગાંગજીભાઇને સુલેહ ખપતી નથી, તે મેં હમણાં જ તને કહ્યું. વળી બીજું કહું. ભીમગિરિએ તને બોલાવ્યો છે. આજકાલમાં જઇ તેમને મળી આવજે.'

એટલામાં નાસ્તો આવ્યો. સુકો મેવો મીઠાશથી ખાઈ મહેરામણે રજા લીધી.

'મેરા! માર્ગ ચૂકીશ નહિ.'

'ચૂકવાની અણીએ રત્નસિંહ અને શિવજીને સ્મરી પાછો સ્થિર થઇ આગળ ચાલીશ.' જતાં જતાં મહેરામણે સ્પષ્ટતા કરી.

---

# પ્રકરણ ૧૪ મું

## શેતરંજનો વજીર

'આવો રાજસિંહ! તમારી જ રાહ હું જોતી હતી.' રાજસિંહને સત્કારતાં રાજબાએ કહ્યું.

'હા, સોહનસિંહને મેરાભાઇ પાસે મોકલી હું આપને મળવા આવ્યો.' રાજસિંહે જવાબ આપ્યો.

'મેરાએ તેમને બોલાવ્યા હતા?' રાજબાએ સહજ પ્રશ્ન કર્યો.

'ના, પણ હવે ક્યાં સુધી અહીં બેસી રહેવું? એટલે છેવટની વાતચીત કરી લેવા મોકલ્યા છે.'

'તમે સાથે કેમ ન ગયા?'

'એમાં મારૂં કામ નહિ. તડ ને ફડ કરનારો મારો સ્વભાવ એ બાબતમાં કામ ન લાગે.' રાજસિંહે જવાબ આપ્યો.

'કદાચ મહેરામણ ના પાડશે તો?' રાજબાએ શંકા કરી.

'તો? મારા બાપદાદાએ અહીં શું દાટયું છે તે ખોદી કાઢવા અહીં રહીશ?' રાજબા સાંભળી રહી.

'ત્યારે તો કદાચ આ આપણી છેલ્લી મુલાકાત હશે.'

'એમ પણ બને.'

'તો રાજસિંહ! એક કામ કરો.'

'શું?'

'મહેરામણ ના પાડે તો તેની ઉપરવટ થઇને તમારા પગ પર ઉભા રહેવાની તાકાતથી તમે વાઘમમાં આવી રહો.'

'એટલી જરૂર મને લાગતી નથી.'

'વતનના ઠંડા વાતાવરણ કરતાં અહીંનું તેજ વાતાવરણ તમને ગમે ખરૂં કે નહિ?'

'તેજ હોય તો ગમે ને? અહીંના વાતાવરણમાં ગરમી જ નથી, મહેરામણ અમને લાવ્યો પણ તે ઢીલો છે. ગાંગજીભાઇને અમારૂં આવવું ગમ્યું નથી એટલે એ ઉદાસીન છે. સામંતનો માર્ગ સમજાતો નથી. ન્યાયસભા શિથિલ છે, ઠાકરડાઓ ધીટ બની બેઠા છે જ્યારે ગામ આખું નિર્બળ છે. એવા વાતાવરણમાં ગરમી–તાઝગી કેવી?'

'એ બધી શીતળતા વચ્ચે એક જ્યોતિ સળગે છે તે તમે જાણતા નહિ હો.' રાજબાએ પોતાનો સમાવેશ ન થયો તેની નોંધ લેતાં કહ્યું.

'એકજ જ્યોત સળગે છે, પરંતુ એક સામટા ઠંડા સુસવતા વાયરા વાઇ રહ્યા છે. ક્યાં સુધી એ સળગતી રહેશે?' રાજસિંહે રાજબાને ખીજવાવતાં કહ્યું.

'ભલે વાયરા સૂસવે. જ્યોત જ્વલંત છે.' રાજબાએ કહ્યું.

'ભલે જ્વલંત હોય પણ એકલી જ છે અને આયુબળ પુરૂં થતાં એની મેળે શાંત બની જશે.'

'આયુષ્યનું કોઇ ડાહ્યું નથી પણ બુઝાયા પહેલાં તે અનેક જ્યોત સળગાવી દેશે,' રાજબાએ આવેશમાં કહ્યું.

'આજે તો દેખાય છે, કે એકજ રાજબા વાલમના આ ગુંચવાતા કોયડાનો નિકાલ નહિ લાવી શકે.'

'કોયડો ગુંચવાતો નથી. રાજસિંહ! તેના ઉકેલ અનેક છે અને દરેક જુદી જુદી રીતે ઉકેલ કરવા માગે છે.'

'પણ તમારી રીતે ઉકેલ થાય એવું ઇચ્છનાર આજે વાલમમાં કેટલા?' રાજબા વિચારમાં પડી. તેણે જવાબ ન આપ્યો.

'રાજબા! તમે એકજ છો અને એકજ રહેવાના. તમારા હૃદયાકાશમાં ઉગેલા ધ્રુવતારકને પહોંચવાના તમારા કોડ અધુરા રહેવા સર્જાયા હોય તો નવાઇ નહિ.' રાજસિંહે કાવ્યમય ભાષામાં કહ્યું.

'એવી લાંબી વાતોમાં હું ન સમજું, રાજસિંહ! પણ હું ધારૂં તે કરી શકું એટલી આત્મશ્રદ્ધા મારામાં છે.'

'છતાં તમે આજ સુધી કંઇ કર્યું નથી.'

'સ્વતંત્ર વિચાર હું છેલ્લા થોડાક દિવસથી જ કરી રહી છું. પ્રથમ પદ્મનાભે અને પછી સામંત અને મહેશમણે મારી મનીષામાં દીર્ઘસૂત્રીપણું દાખલ કરી દીધેલું, તે સર્વ હું હવે ખંખેરીને ઉભી થઇ છું.'

'કોઇ માર્ગ નક્કી છે?'

'છે જ. વાલમગામ અને ઠાકરડાઓનું ગુરૂપદ લઇ બેઠેલા ભીમગિરિને મારા માર્ગમાંથી દૂર કર્યા વિના હું સફળ નહિ થાઉં એટલે પ્રથમ માર્ગ એ જ કે ભીમગિરિને વાલમની આગેવાનીથી દૂર કરવો.'

'આકાશકુસુમવત્ વાત થઇ, રાજબા!'

'તમને લાગતી હશે. મારે મન તો રમત વાત છે.'

'શી રીતે?'

'કહું?' આવેશમાં રાજબાએ કહ્યું. 'તેનો મઠ લુંટાવીશ. તેને ગાદી પરથી ઉઠાડી મુકાવીશ. તેને માર મારી વરણાગ છોડાવીશ અને ટૂકડા રોટલા માટે ઘરઘર રખડતો કરી દઇશ.'

'શા કારણે?'

'મારી એક જ ઇચ્છાને અમલમાં આવતી અટકાવનાર એ એકલો જ છે માટે.'

'તેને શું? ગાંગજી, મોંઘજી, મહેરામણ અને આખું વાલમ તમારી આડે આવે છે.' રાજસિંહે ભીમગિરિનો બચાવ કર્યો.

'નહિ, વાલમને હું મેળવી લેત. પણ તેણે ઠાકરડાઓનું ગુરુપદ સ્વીકારી ગાંગજી અને વાલમને દબાવવા માંડયા છે. વાલમે ભીમગિરિના નામની અંધાર પછેડી ઓઢી છે.'

'તમે એકલાં એમાં શું કરશો?'

'હું એકલી? મારી પાછળ મારો વીર રત્નસિંહ છે. હું એકલી ક્યાં છું?'

રાજસિંહે મેડીમાં ફરતે નજર નાખી. તેને ભ્રમ થયો કે રત્નસિંહ જીવે છે શું?

'રાજસિંહ! એક વાત પૂછું. સીધો જવાબ દેશો?'

'હા, કહોને?'

'મને સાથ આપશો? આપણે બંને ગામને ભીમગિરિની નાગચૂડમાંથી બચાવી ઠાકરડાઓને ભગાડી મારા વીર રત્નસિંહનું વેર વાળીશું. તમારાથી મને સાથ આપવાનું બનશે?'

રાજસિંહ વિચારમાં પડયો. પરદેશી પર વિશ્વાસ મૂકતી રાજબામાં અક્કલ કેટલી?

'રાજબા! હું પરદેશી છું. મારા અહીંના વસવાટનો પ્રબંધ હજુ થયો નથી. હું તમને શું સાથ આપી શકું?'

'વીરને વળી વસવાટનો પ્રબંધ શું? ભલે તમારા બધા ભાઇઓ તમારા વતનમાં રહે. તમે એક જ મારી સહાયમાં બસ છો.'

તેજસ્વી રાજબાની વાણી સાંભળી રહેલો રાજસિંહ રાજબાના મુખ તરફ સ્થિર દૃષ્ટિએ જોઇ રહ્યો.

તેના મુખ પર શૌર્યની આભા પ્રગટી હોય તેમ લાગ્યું. તેનાં નયનોમાં પરાક્રમની જ્યોત જળતી હોય તેમ લાગ્યું. 'રાજબા વીરાંગના કે રમણી?' તેનું મન નિર્ણય ન કરી શક્યું.

'રાજસિંહ! મારા સામું શું જુઓ છો? તમારા પોષણની તમને ચિંતા છે. તમારાં બાળકોનો પ્રેમ તમને અહીં રહેતાં અટકાવે છે કે પછી જીવનમાં નિરાશા જ છવાએલી છે?'

'નહિ રાજબા! મને પોષણની ચિંતા નથી અને બાળકો તો લગ્ન કર્યાં હોય તેને હોય. મારૂં જીવન આશાથી ભર્યું છે.'

'તો મને સાથ આપતાં કેમ અચકાઓ છો?'

'હું એ વિચાર કરૂં છું કે મારી એકલાની જ સહાય તમને શું કારગત નીવડવાની છે?'

'મારે જરૂર એકની જ છે. એક જ સિંહ વન આખાને ધ્રુજાવી મૂકે છે.'

'મારા પર ગામ લોકોની અવકૃપા ઉતરશે. ગાંગજી મને કાઢી મૂકાવવાનો પ્રયત્ન કરશે. ઠાકરડાઓ મને મારી નાખવાના યત્ન આદરશે.'

'મોતની બીક લાગતી હોય રાજસિંહ! તો ભલે સોહનસિંહની સાથે જઇ વતનમાં રહો. રાજપુત લોહી લજાવવું હોય, તો ભલે ગાંગજી અને મહેરામણની ગુલામી કરો. તેઓ કદાચ તમને અહીં રાખશે તો ટુકડો રોટલો આપી રાજી રાખશે અને જરૂર પડે ગામ અને ગામલોકોનો દ્રોહ કરવાનો આદેશ આપશે.' નિરાશ થતાં રાજબા બોલી.

'રાજબા! મને મોત નથી ડરાવી શક્યું. સત્તાવીસ વર્ષની જીંદગીમાં ત્રણ વખત મોતને ભેટી આવ્યો છું, પણ દરેક વખતે હસતે મોઢે મોત જોઇ પાછી પાની મેં કરી નથી; કોઇની ગુલામી મેં શોધી નથી. અહીં આવવામાં ટુકડા રોટલાનો સવાલ નહિ પણ મોભો અને મહત્તાનું મહત્વ વિશેષ છે. ગાંગજીના ટુકડા રોટલા પર અમારાં કુટુંબો જીવન નિર્વાહ મેળવશે એમ તમે માનો છો? કદિ નહિ. અમને જીવતાં આવડે છે તેમ જીવન નિભાવતાં પણ આવડે છે.'

'તો પછી શા માટે સોહનસિંહ મહેરામણને કાકલુદી કરવા ગયા છે?'

'તે પ્રશ્ન જુદો છે. એમાં આડકતરો ધીંગાણાનો પ્રસ્તાવ છે.' રાજસિંહે કહ્યું: 'ગાંગજી પોષણ આપે કે ન આપે પણ વાતાવરણ ઉગ્ર હશે તો અમે વાલમમાં જ રહી જઇશું.'

'રાજસિંહ! માનો કે સોહનસિંહ વતનમાં જવા તત્પર થાય. અહીં વાતાવરણમાં ગરમી આવે તો તમે કયે માર્ગે જાઓ?'

'હું વાલમ ન છોડું. પણ એ દિવસ ક્યાં?'

'કાલે જ. સોહનસિંહને મહેરામણ સાથે વાતો કરતા મૂકી આપણે આવતી કાલે જ કામ આરંભી દઇએ.'

'શી રીતે?'

'તમારો સાથ છે એમ માનીને હું કહું છું. આવતી કાલે આપણે સિદ્ધપુર જઇએ.'

'સિદ્ધપુર?'

'હા, સિદ્ધપુર. પવિત્ર કુમારી–સરસ્વતીમાં સ્નાન કરી પાવન થઇ સિદ્ધપુર મઠના મહંતને મળીએ.'

'કેમ?'

'વરણાગનો મઠ તેમના અધિકાર નીચે છે.'

'તે શું કરશે?'

'ભીમગિરિને પદભ્રષ્ટ કરશે.'

'શા કારણે?'

'કારણ? અનીતિનો ધર્મ નથી કે સંસારીઓમાં કલહ કરાવવો. ઠાકરડાઓને શણગારી ભીમગિરિ વાલમ ઉપર મહાન આફત ઉગારી રહ્યા છે તે હું તેમને સમજાવીશ.'

'મહંત નહિ માને તો?'

'તો છેવટનો ઉપાય છે. તમારાં માણસોનો સાથ લઇ મઠને બાળી નાંખી, ભીમગિરિને બાંધી વરણાગ વચ્ચે થઇ સરસ્વતીમાં તરતો કરી દઈશ.'

'એટલી હિંમત રાજબા?'

'એમાં હિંમત શી?'

'એટલેથી વાલમના પ્રશ્નનો નિકાલ આવશે?'

ના, એ પ્રશ્ન ઉગ્ર બનશે. વાતાવરણમાં ગરમી આવશે. ત્યારે તમારા જેવા વાતાવરણ ઠંડું હોવાનાં બહાનાં કાઢનારા તરવાર બાંધશે. ગુરુજીનું અપમાન કર્યાનો વાલમ માથે ઠાકરડાઓ આરોપ મૂકશે. વાલમને સતાવશે ત્યારે ફરી એકવાર પહેલાં જેવું તંગ વાતાવરણ જામશે.'

'એ વખતે કોઇની દોરવણી તો જોઈશે જ ને?'

'દોરવણી? વાલમને હું દોરીશ.' ગર્વમાં રાજબાએ કહ્યું.

'રાજબા ! મારો સાથ હું તમને આજથી આપવા તૈયાર છું.'

'સોહનસિંહ જશે તો પણ?'

'સોહનસિંહ નહિ જાય. એને પણ વાલમનો રંગ લાગ્યો છે. તે પણ આપણને સાથ દેશે.'

'પણ મહેરામણને આ વાતથી વાકેફ કરવાની જરૂર નથી.'

'ભલે, એમ જ થશે.'

'રાજસિંહ મારી શેતરંજમાં તમે વજીરનું મહત્વ મેળવો છો, એટલું યાદ રાખજો.'

'તે અંગેની સર્વ ફરજો હું અદા કરીશ. તેની ખાત્રી આપું છું. પણ સામંત?' સામંતનો નિર્દેશ કરતાં રાજસિંહે કહ્યું.

'તેણે આપણા આ કાર્યમાં અવિશ્વાસ જોયો છે. તે વધારે પડતો દીર્ઘસૂત્રી છે. મારે તેનું કામ નથી.'

રાજસિંહ વિચારમાં પડયો. એકલી બાઇ પરદેશીને પૂરો ઓળખ્યા વિના પોતાની શેતરંજમાં વજીરનું સ્થાન આપે. સ્વજનો અને બીજા સહકાર્યકરોનો સંપૂર્ણ અભાવ હોય છતાં નાહિંમત ન બનતાં મનમાં આવેલો વિચાર તુર્ત અમલમાં મૂકવાની તત્પરતા દાખવે. રાજબા તેને ગજબની લાગી.

'મહેરામણ સાથેની સોહનસિંહની મુલાકાતનું શું પરિણામ આવ્યું તે જાણીને પછી આવતી કાલે સવારે હું તમને મળીશ.'

'જરૂર રાજસિંહ! તે મુલાકાતનું પરિણામ ગમે તે હોય. મારી શેતરંજ તમારે સંભાળવાની છે.' વિશ્વાસ મૂકતાં રાજબાએ કહ્યું.

'તેમ કરતા હું કોઇની પરવા નહિ કરૂં.' કહી રાજસિંહ છૂટો પડયો.

મહેરામણનાં આંખમીંચામણાં જણાઇ આવે તો નિરાશ થઈ વાલમ છોડવાનો પ્રસંગ આવે તે પહેલા જાગતી જ્યોત જેવી રાજબાને મળવા વાલમમાં રહી જવાનો યોગ સાધવાની પ્રબળ ઈચ્છાએ રાજસિંહ રાજબા પાસે આવ્યો હતો. તેનો ઈચ્છાનું અહીં સ્વાગત થયું જાણી તેનો હર્ષ સમાતો ન હતો. સળગતી જ્યોત સળગતી જ રહેશે અને સતત તેના ઉજ્જ્વળ પ્રકાશમાં પોતાને રહેવાનું માન મળશે એ વિચારે રાજસિંહનું અંતર આનંદના ધેરા નાદના ગુંજારવથી ભરાઇ જતું હતું. સોહનસિંહ જ્યારે આ વાત જાણશે ત્યારે કેટલો હરખાઇ જશે તેની કલ્પના કરતો રાજસિંહ લક્ષ્મીનારાયણના મંદિર તરફ આગળ વધ્યો.

---

## પ્રકરણ ૧૫ મું

## બે મિત્રો

'ઘેલાશા! ધાર્યા કરતાં પરિસ્થિતિ વિકટ થતી જાય છે.' ગાંગજીએ કહ્યું. એક રાતે ઘેલાશા અને ગાંગજી ચાલુ બનાવોની ચર્ચા કરતા હતા.

'વિકટ તો ખરી જ ને. ભીમગિરિ પરની આસ્થા ફળે તેમ લાગે છે?'

'કંઇ કહેવાય નહિ. સંયોગો વિરૂદ્ધ છે. ત્યાં ભીમગિરિ કયો જાદુ કરવાના હતા? બારમલની માનસિક ચિન્તાના ઓળા હજી શમ્યા નથી, છતાં ભીમગિરિ પરની તેની આસ્થા એવી ને એવી જ છે. પરંતુ હરસમ અને બીજાઓ કઇ ઘડીએ શું કરે તે નથી સમજાતું. ભીમગિરિ પોતે પણ તેમનાથી ચેતીને ચાલે છે. હાલના સંજોગોમાં ભીમગિરિ ઉપર જ મદાર બાંધીને બેસી રહેવું મને ઉચિત નથી લાગતું. મેરો વિચારે છે ઓછું અને રીસાય છે વધારે. કઈ પળે તે સ્વરૂપ બદલી સામે થાય તે મને નથી સમજાતું. રાજબા ઉગ્ર વિચારની છે. છેલ્લા પંદર દિવસથી તેનું કંઈ જાણવા મળ્યું નથી, પણ તે કંઇ શાન્ત બની બેઠી નહિ હોય.'

'ગાંગજીભાઈ! શાન્ત કોઇ નથી. બધાંનાં હૃદયો સળગે છે. આ તો ભીતરમાં આગ સળગે અને બહાર શાન્ત દેખાવા જેવું થઈ રહ્યું છે. ભીમગિરિનો શાન્તિનો આદેશ ક્યાં સુધી ટકી રહેશે? મેં મહેરામણને ભીમગિરિ પાસે જવા કહ્યું છે. કદાચ આવતી કાલે તે જઇ આવશે, પણ તેનું અંતર સળગી રહ્યું છે. ભીમગિરિની શાન્તિ ભરી વાતો તેને રૂચશે નહિ, એમ મારૂં માનવું છે. વળી હરસમ અને બીજાઓ તરફથી સમભાવ કેળવવાના પ્રયત્નો મહંતના કહ્યા મુજબ હજુ સુધી થયા આપણી જાણમાં નથી. કદાચ શેઠની શિખામણ ઝાંપા સુધી જેવું પણ થાય.'

'તો પછી આપણે માટે તો ચિન્તાની ચિતામાં સળગ્યા કરવાનું જ રહે. શવજી ગુમાવ્યો. મહેરામણને ગુમાવવો હતો.'

'મેરો પણ એ જ કહેતો હતો.'

'શું?'

'સમાધાનની યાચના કરશો તો શવજીને ગુમાવ્યો તેમ તેને પણ ગુમાવશો.' ઘેલાશાએ કહ્યું.

'તમે શું જવાબ આપ્યો?'

'મેં કહ્યું, ગાંગજીભાઇને સુલેહ ખપતી નથી.'

'બરાબર.' વધુ સાભળવાની ઇચ્છાથી ગાંગજીભાઇએ કહ્યું.

મૂળ વાત નીકળી પતેશ્વરનાં લગ્ન ઉપરથી.

'કે' આતુર ગાંગજીભાઈ બોલ્યા.

'તારો મિત્ર પતેશ્વર પરણે છે. તારે કયારે લગ્ન કરવાં છે?'

'તેણે શું કહ્યું?'

'બારમલનું માથું કાપી મને બતાવો પછી લગ્નની વાત કરો.'

ગાંગજીભાઇ ન બોલ્યા.

'છોકરો મક્કમ છે. મનાવવો સહેલ નથી.'

'આપણે કયાં તેને ખોટી રીતે મનાવવો છે. તેની પ્રતિજ્ઞા વહેલી તકે પૂર્ણ થાય એવો માર્ગ આપણે લેવાનો છે જ.'

'આપણાં કાર્ય કરે તે વિશ્વાસથી જોતો નથી.'

'હવે, મારી સાથે થોડા દિવસથી તેણે બોલવું બંધ કર્યું છે, એ ઉપરથી હું તે સમજી શકયો છું.'

'છતાં ભીમગિરિમાં તેને વિશ્વાસ છે.'

'ઘેલાશા,દીલનું દર્દ નથી શમતું અને જેની તેની આગળ નથી કહી શકાતું. શવજી ગયો તે મારા જીવનમાં મોટામાં મોટો આઘાત છે. હૃદય કઠણ છે એટલે આંસુ વાટે પીગળી નથી જતું. સ્નેહીઓ આગળ મન મોકળું કરી રડી નથી શકાતું. તમે જાણો છો કે, આપણે ભીમગિરિ ઉપર વિશ્વાસ મૂકયો છે ફકત એકજ કારણે; લોહી ઓછું રેડાય અને વેર શમે.'

'સાથે સાથે મેરાની પ્રતિજ્ઞા પણ.' ઘેલાશાએ કહ્યું.

'મિત્ર થયા છતાં તમે મારૂં હૃદય ન પારખી શકયા ઘેલાશા? મેરાની પ્રતિજ્ઞા મારા રોમે રોમમાં રમી રહી છે. શવજી ગયો તેમ મેરાને જવા નથી દેવો.' ખાત્રી આપતાં ગાંગજીભાઈએ કહ્યું.

'મેં પણ મેરાને તે જ કહ્યું છે.'

'હું કરવાનો છું પણ તેમ જ, છતાં પુત્ર તરફની મારી મુરબ્બીવટ અને તેની સાથે વાત્સલ્ય ભાવે ભળી જતાં અટકાવે છે- મારામાં એ ખામી છે. મારૂં સ્વાભાવિક ગૌરવ તેના કારણ રૂપ છે.'

'તમારો મેરા તરફનો પ્રેમ નિઃસીમ છે, તે હું જાણું છું. પ્રેમને જાહેરાતની જરૂર નથી.'

'અને બીજું, મારી કાર્યપદ્ધતિમાં એને અવિશ્વાસ હોય તો તેની કાર્યપદ્ધતિએ તેને સ્વતંત્ર કાર્ય કરવાની મેં છૂટ આપી છે. સાથીઓને

તે લાવ્યો છે. મેં તેમને નીભાવવાનું કહ્યું છે. તેની રીત સફળ થાય તો પણ હું તો ખુશી છું. મારે પુત્રને મરતો જોવો નથી. ભલે તે લગ્ન ન કરે. કુંવારા દીકરાની હાજરી મને ભાવશે.' ગાંગજીભાઇએ ઘેલાશા સામે જોઈ કહ્યું. ઘેલાશાએ તેમની આંખમાં જળજળીઆં જોયાં. પુત્રની વાતથી પિતા દુઃખી થયા હોય તો એ વાત એટલેથી બંધ કરવી જોઇએ. એમ વિચારી તેમણે વાત ફેરવી.

'કામેશ્વર પણ ઝડપથી વિકાસ સાધતો જાય છે.' ઘેલાશાએ કહ્યું.

'શી રીતે?'

'તેના ચિત્ર કામમાં, રાજાઓ, કર્મચારીઓ, રાણીઓ, રાજમાતાઓ રાજકુમારો અને રાજકુમારીઓનાં ચિત્રો ચીતરવામાં તેને ઘડીની નવરાશ મળતી નથી. એક કામ પુરૂં થયું નહોય ત્યાં તો અનેક કામ માટેની માગણીઓ તેની સામે ઉભી હોય છે.'

'છોકરો હોંશિયાર અને મહેનતુ છે, પણ પતેશ્વરનું શું?'

'તે જ્યોતિષ શીખ્યો પણ પદ્મનાભના ગુણ નથી આવ્યા. કામેશ્વર જેવો કર્તવ્યશીલ અને એકલમાર્ગી છે. તેવો જ પતેશ્વર પણ એકલમાર્ગી છે. તેને નથી મિત્રો, કે નથી સહવાસીઓ.'

'એ ગમે તેમ હોય પણ તેનું જ્યોતિષ વિષયક જ્ઞાન સારૂં છે.'

'સારૂં હોઇને શું કહાડો વળે? મિત્રો અને સ્નેહીઓને તો તે કહેતો નથી.'

'કહે છે પણ સારી વાત કહે છે. અમંગળ વાત તે કહેતો નથી, પદ્મનાભથી તે આ રીતે છૂટો પડે છે.'

'તમને કંઇ કહ્યું?'

'હા. પણ હું તો તે અશક્યજ માનું છું.'

'શું?'

'તે કહે છે કે શવજી મારા ખોળામાં માથું મૂકી પછી નીરાંતે મરશે.'

'ગાંડો!'

'ઘેલાશા એ ગાંડપણમાં નથી બોલ્યો.'

'ત્યારે?'

'સભાન અવસ્થામાં પુરી ચોકસાઇ કરીને એણે કહ્યું છે.'

'તો ભગવાન જાણે ભાઇ.' ઘેલાશાએ નમતું જોખ્યું.

'ભગવાન તો આપણો ભીમગિરિ બીજું કોણ? ભીમગિરિની પૂર્વાવસ્થાનો ખ્યાલ આવતાં ગાંગજીભાઇ બોલ્યા.

'એ જાણતા હશે ખરા?'

'શું કહી શકાય? મહંત જેટલી ગુપ્ત હકીકત સાચવી રાખનાર મેં આજ સુધી બીજો કોઈ જોયો નથી. તેનામાં નાનપણથી જ તેમ છે.'

'ના, તેણે રાજબાને ભોંયરાનો ભેદ બતાવ્યો હતો.' ઘેલાશાએ વાત સંભારી આપી.

'એ તો અપવાદ. આજનો સિદ્ધ એટલો ભોળો નથી રહ્યો.'

'રાજબાનું તેની આગળ ચાલે ખરૂં?'

'કોણ જાણે? રાજબા તેનું નામ સાંભળી ખીજાઈ જાય છે, એવું મેં સાંભળ્યું છે.' ગાંગજીએ કહ્યું.

'કારણ?'

'ગમે તે કારણ હોય. ભીમગિરિ રાજબાનું નામ નથી ઉચ્ચારતા અને રાજબા ભીમગિરિનો છાંયડો લેવા નથી ઈચ્છતી.'

'અજબ વાત!'

'એમાં અજાયબી જેવું કૈં નથી. કોઈ ગૂઢ કારણને વશ થઈ તેમણે આ અબોલ નીતિ સ્વીકારી હોય તેમ લાગે છે.'

'રાજબા તો વીરાંગના છે. આજના વાલમનું મહત્વનું અંગ છે. તેનાથી દૂર રહી વાલમનું ભાવિ શી રીતે ઘડાશે?'

'એ પણ વિચારવા જેવું છે. રાજબા કોઈ ઉપાયે સમજે એમ નથી લાગતું.'

'તમે પ્રયત્ન કરી જોયો છે?'

'સામંત મારફત મેં પ્રયત્ન કર્યો છે. આપણને તે વાલમના દ્રોહી ગણે છે.'

'શી રીતે?'

'ઠાકરડાઓનું ગુરૂપદ સ્વીકારનાર ભીમગિરિની સલાહ આપણે માનીએ છીએ માટે.' ઘેલાશા વિચારમાં પડયા.

'ગમે તેમ હોય ગાંગજીભાઈ! પણ રાજબાને કોઈ પૂર્વગ્રહને કારણે આમ કરવું પડતું હશે.' તેમણે ઉકેલ શોધ્યો.

'ગમે તેમ હોય. ભીમગિરિ રાજબાનું મહત્વ જરા પણ સ્વીકારવા તૈયાર નથી.'

'તો પણ તે બંને રણે ચઢયાં હોવાં જોઈએ, સ્પર્ધામાં તો નહિ ઉતર્યાં હોય?'

'કોણ જાણે? આપણે ક્યારે મહંત અને રાજબાને સાથે બેઠેલાં જોયાં છે કે લડતાં જોયાં છે?'

'જે હોય તે. આપણે તો કામ કરી આપે તે સાચો.' ઘેલાશાએ નિર્ણય કર્યો.

'ના, પદ્મનાભે કહ્યું હતું તે ભૂલી ગયા?'

'એ તે વીસરી શકાય ખરું?'

'તો એવી સ્થિતિમાં આપણાથી રાજબાની સલાહ કે તેની કાર્ય-પદ્ધતિ સિદ્ધ વિરૂદ્ધ હોય ત્યાં સુધી સ્વીકારાય જ શી રીતે?

'રાજબાને જેવી તેવી ગણો છો?'

'ના, પદ્મનાભની સલાહને માન આપું છું. આ પ્રસંગે આપણાથી ભીમગિરિને છોડી રાજબા સાથે ભળી જવાય નહિ.'

'તેની યોજના જાણી છે?'

'ના, તેના સંબંધે હું કંઈ નથી જાણતો.' ગાંગજીએ અજ્ઞાન દર્શાવ્યું.

'તો આપણી ફરજ છે કે તે શું કરે છે તે તરફ નજર રાખવી.'

'એથી શું ફાયદો?'

'આપણે બીનવાકેફ હોઇશું તો કોઇ ઘડીએ તેની યોજના આપણી યોજનાને ધૂળધાણી કરી મોટું નુકશાન કરી મૂકશે.'

'પણ તેને કોઇનો સાથ નથી, કોઈનો સાથ તેણે માગ્યો નથી.'

'એટલે જ એ નિષ્ક્રિય છે એમ ન માની લેવાય.'

'તો શું કરવું? તેનું મન શી રીતે જાણી લેવું?'

'તેને રૂબરૂમાં મળી લેવું જોઇએ, અગર સામંત મારફત વિગત જાણવી જોઇએ.' ઘેલાશાએ કહ્યું.

'સામંતને તેણે દૂર કર્યો છે.'

'તો પછી આપણે જાતે જઈ તેને સમજી લેવી જોઇએ.'

'તમે સાથે આવશો?' ગાંગજીએ પૂછ્યું.

'હા, કેમ નહિ?' ઘેલાશાએ સંમતિ દર્શાવી.

'તો આજે જ તેને મળી લઇએ.'

'તમે કહો તો અત્યારે.'

'ના, અત્યારે હું મહંતનું સોંપેલું કામ કરી લઉં. કાલે આપણે સામંતને સાથે રાખી જઇશું.'

'ભલે એમ કરીશું.' ઘેલાશાએ મહંતનું સોંપેલું કાર્ય જાણવાની ઉત્સુકતા ન દર્શાવી. એટલે ગાંગજીએ કહ્યું.

'મારે અત્યારે કામેશ્વરને મળવું પડશે.'

'ભલે.' ઘેલાશા અનુત્સુકતાથી બોલ્યા.

'તમે સાથે આવશો?'

'શું કામ છે?'

'ભીમગિરિએ તેના કુટુંબની પરિસ્થિતિ જાણવા માગી છે.'

'શા માટે?'

'પદ્મનાભને તે પોતાના શિક્ષાગુરુ માને છે. એટલે તેમના કુટુંબની ખબર રાખવામાં તે પોતાની ફરજ માને છે.'

'આર્થિક સહાયની એ કુટુંબને જરૂર નથી. કામેશ્વર પુરતું પેદા કરે છે.'

'ન કરતો હોય તો એ ફરજ તો આપણી ગણાય. મહંત બીજી રીતે ખબર રાખવા માગે છે.'

'શી રીતે?'

'પતેશ્વરને વાલમ છોડી ચાલ્યા જવાનો યોગ છે, તે ન જાય એવી વ્યવસ્થા કરવાનું કામ તેમણે મને સોંપ્યું છે.' ગાંગજીએ કહ્યું.

'હમણાં તો એ શેનો જાય? કામેશ્વર તેનાં લગ્નની ધમાલમાં પડયો છે.'

'ન જાય તો સારૂં. લગ્ન પછી પણ રોકાઈ જાય, એ આપણા ભલા માટે છે.'

'પણ પતેશ્વર જાય શા માટે?'

'ભીમગિરિ કહે છે કે જે કારણે તેમણે ઘર છોડયું તેવું જ કારણ પતેશ્વરને વાલમ છોડાવશે.'

'કામેશ્વર ડાહ્યો છે. પતેશ્વર દુઃખી નથી.' ઘેલાશાએ કહ્યું.

'તે બધું આપણે નજરે જોઈ આવીએ એટલે શાન્તિ.'

'હા, ચાલો.' કહી ઘેલાશા ઉભા થયા.

કામેશ્વરને ત્યાં વિવાહની તૈયારીઓ અને ભાઈઓની એકદીલી જોઈ ગાંગજીભાઈને ભીમગિરિનાં વાક્યો ખોટાં લાગ્યાં. હસતાં હસતાં મજાકના રૂપમાં જ તેમણે પતેશ્વરને પૂછ્યું.

'કેમ પતા! ક્યારે વાલમ છોડે છે?'

'ભાઈ અને ભાભી ના પાડે છે.' પતેશ્વરે જવાબ આપ્યો.

અંદરના ઓરડામાં કામ કરતી સુરેખા પતેશ્વરના આ જવાબથી રમત કરી બોલી:

'પતાભાઇ! જવું છે તો લગ્નના બીજા દિવસે જજો. હું નહિ રોકું.'

'ભાભી પછી યોગ નથી.' હસતાં હસતાં પતેશ્વર બોલ્યો.

'ત્યારે શું યોગ ચાલ્યો ગયો?' ગાંગજીભાઇ મનમાં બબડયા. મહંતને દ્રષ્ટા તરીકેનો માનસિક અર્ઘ્ય આપતાં ગાંગજીભાઇએ ઘેલાશા સામે જોયું.

કામેશ્વરના કુટુંબની નિખાલસતા અને સહનશીલતાથી અજાયબ થતા ઘેલાશાએ પોતાનાં અજાયબીથી તરબોળ નયનો ગાંગજીભાઈ સામે માંડયાં.

બન્ને મિત્રોની આંખો વાલમના એ જ્યોતિષીના ગૃહની એકતાનતા જાણી હર્ષપુલકિત બની ગઇ. વિધિ નિર્મ્યા યોગો પણ અહીં અબાધિત નહિ રહી શકતા હોય, એવી લાગણી લક્ષ્મીનારાયણના મંદિરથી છૂટા પડતા બન્ને મિત્રો અનુભવી રહ્યા.

---

## પ્રકરણ ૧૬ મું
## 'એ કાચી માયા નથી!'

રાત્રિનો અંધકાર ઉતરી આવતો હતો. ઘેલાશા અને ગાંગજી વાળુથી પરવારી લક્ષ્મીનારયણના મંદિરમાં મળ્યા અને ત્યાંથી રાજબાને મળવા નીકળ્યા.

'શેઠિયા! રાજબા સાથે આપણે પ્રથમવાર જ મહત્વની ચર્ચા માટે જઇએ છીએ. આજ સુધી તો આપણે તેને સ્ત્રી ગણીને ઉવેખી હતી.' ગાંગજીએ ચાલતાં ચાલતાં કહ્યું.

'ગરજ પડે ગમે તેવાની દાઢીમાં હાથ નાખવો પડે છે, ગાંગજીભાઇ! તમને એ બાબતનો અનુભવ ઓછો પણ અમારે તો કાયમ વેપારથી કામ રહ્યું, તે એવા ઘણાય પ્રસંગો આવે છે.'

'એમ નહિ. ઘેલાશા! રાજબાને આપણે એવી ન ગણી શકીએ. મારૂં કહેવું એમ છે કે નખભર છોકરી આજે વાલમમાં મહત્વનું સ્થાન પચાવી પડી છે.'

'એ પણ સાચું છે. વિધાતાની આણ એકલા પુરૂષોને જ આગળ ધપાવે છે એમ નથી.'

'તમે જાણો છો કે વાલમમાં—અરે કોઇ પણ ગામમાં આવી રીતે કુંવારા રહી મનમાન્યા પાછળ જીવતર એળે કાઢનાર બાઇ આપણે સાંભળી નથી, જાણી નથી.' ગાંગજીભાઇએ કહ્યું.

'રાજબા ગજબની છે. જેટલો તેનો દેખાવ મગરૂર છે એટલું જ તેનું હૃદય મક્કમ છે. તેને સમજાવવી સહેલ નથી. પદ્મનાભ પણ તેને સમજાવતાં ઘણી વખત થાકી જતા.'

'આપણી ફરજ છે અને આપણે બજાવવાની છે. માને તો ભલે, ન માને તો પણ ભલે.'

'આ મુલાકાતનું ફળ ગમે તે આવે પણ એટલું તો સમજાશે જ કે રાજબા કયો માર્ગ લેવા માગે છે.' ઘેલાશાએ કહ્યું.

'ઇશ્વરેચ્છા હશે તો રાજબાને વાળી શકાશે.' ગાંગજીએ શ્રદ્ધા વ્યક્ત કરી.

'સદ્‌ભાગ્ય આપણાં અને વાલમનાં.' ઘેલાશા બોલ્યા. એટલામાં દૂરની રાજબાની મેડીની બારીમાંથી દીવાનો પ્રકાશ દેખાયો.

'અત્યારે ઘેરે હોય એમ લાગે છે.'

'આ વખતે બીજે કયાં જાય?' ગાંગજીએ કહ્યું.

બારણામાં સામંત ઉભો હતો. તેણે બન્ને જણાઓને આવકાર્યા

'કેમ સામંત ! રાજબા છે કે?' ઘેલાશાએ પૂછયું.

'હા, ચાલો.' કહી સામંત સાથે થયો.

ત્રણે જણા મેડી ઉપર ગયા. તેલના બળતા દીવા સામે બેસી રાજબા કંઇ વિચારી રહી હતી. તેણે સામંતને આવતો જોયો. પૃચ્છક વૃત્તિથી તેણે સામંત સામે જોયું ત્યાં પાછળથી ઘેલાશા અને તેમની પાછળ ગાંગજી દેખાયા.

'આવો, આવો.' કહેતી રાજબા ઉભી થઇ ગઇ. ત્રણે જણાઓને બેસવા વસ્ત્રપટો પાથરી દીધાં.

'કેમ છે રાજબા! હમણાં હમણાં તો તું દેખાતી જ નથી. કોણ જાણે શું પ્રવૃત્તિમાં પડી છે?' બેસતાં બેસતાં ઘેલાશાએ હસતે મુખે કહ્યું.

'અમારે સ્ત્રી માણસને પ્રવૃત્તિ શી કાકા?' કહેતી રાજબા ત્રણેની સામે ભોંય પર બેઠી.

'એવું હોય! તારે માટે તો અમે મોટી આશાઓ સેવીએ છીએ.' ગાંગજીએ રાજબાને બીરદાવતાં કહ્યું.

'ગાંગજી કાકા! એ સમય હવે નથી રહ્યો. મારાથી હવે ધાર્યું કાર્ય નથી થઇ શકતું.'

'એમ તો બોલીશ નહિ રાજબા! અત્યારે પણ તું ધારે તો એકલી પચાસ જણને ભારે પડી જાય.' જૂનો પ્રસંગ યાદ લાવી ઘેલાશાએ કહ્યું.

સામંતના મુખ પર આછું સ્મિત ફરકી રહ્યું. જાણે તે રાજબાની શક્તિનો—ઘેલાશાના કથનનો ઉપહાસ કરતો હોય. રાજબાએ તે જોયું, તેની મુખ- મુદ્રા જરા કઠક થઇ. સામંત તરફ તેણે વધુ સખ્ત નજરે જોયું, પણ સમય પામી ગઈ હોય તેમ એકાએક મુખભાવોને સંતાડી દઇ મુખ પર હાસ્ય રમતું કરી ઘેલાશા તરફ જોઇ તેણે કહ્યું.

'એ તો વાછરડું ખીલાના જોરે કૂદતું હતું.' ઘેલાશા અને ગાંગજી સાંભળી રહ્યા. સામંતથી સહન ન થયું.

'પદ્મસાઇ ન હોત તો રાજબાનાં સોએ વર્ષ પૂરાં હતાં.' તેણે કહ્યું.

'અરે હોય!' ન માનતા હોય તેમ ગાંગજીભાઈ બોલ્યા.

'સાચી વાત છે કાકા!' સામંતના જવાબનો પોતાના શસ્ત્ર તરીકે ઉપયોગ કરતાં રાજબા બોલી.

'હવે સાહસ કરવાની વૃત્તિ દબાઈ ગઇ છે, અને કાર્ય કરવાની ધગશ પણ ઓછી થઇ છે. વરસોનાં વહાણાં વાયાં એટલે સમયે સમયનું કામ કરી વૈરવૃત્તિમાં શિથિલતા આણી છે. વર્ષો પહેલાંની હું આજે તેવી નથી રહી.'

'ખોટું રાજબા! તારૂં કહેવું હું માનું નહિ.' રત્નસિંહની યાદ તારા જીવનમાં જાગતી પડી છે, ત્યાં સમય બીચારો તારી વૈરવૃત્તિને શિથિલ ક્યાંથી કરી શકે? આજે એક પ્રતિજ્ઞાના કારણે મહેરામણ ધીખતો જ્વાળામુખી થઇ ફરે છે અને તું શિથિલ બને તે માની શકાય ખરૂં?' ઘેલાશાએ કહ્યું.

'મહેરામણ પુરૂષ છે, ગાંગજીકાકા! તેની કર્તવ્યધારા એક સામટી વહે છે. મને તેના કાર્યનો અનુભવ છે. તે કરી શકે તેનો સોમો ભાગ પણ હું કરી શકું તેમ નથી.' રાજબાએ મહેરામણનાં વખાણ કરતાં કહ્યું.

'રાજબા! વાલમનું ભવિષ્ય સારૂં દેખાતું નથી.' ગાંગજીએ કહ્યું.

'બનવા જોગ છે.' શાન્ત ભાવે રાજબાએ કહ્યું.

'અમારા બેઠા છતાં વાલમનો યુવાન વર્ગ સંપીને કાર્ય નથી કરી શકતો, તે તેની પહેલી નિશાની છે.'

'બહુજ ખરાબ કહેવાય, ગાંગજીકાકા! પદ્મસાઇના વખતની એકસંપી વાલમમાંથી ખરેખર ચાલી ગઇ હોય તો ન્યાયસભાએ તે માટે યોગ્ય પગલાં લેવાં જોઇએ.' ઠંડો ડામ દેતી હોય તેમ રાજબા બોલી.

'યુવાનોની સંપદીલીમાં ભંગાણ પાડનાર તરીકે તારું નામ આવે છે, રાજબા !'

'મારું નામ ?' આશ્ચર્ય પામતાં રાજબા બોલી.

'હા, તારું નામ. રત્નસિંહ વીરની મહેચ્છાને ઠાબી દઈ રાજબાએ આજના વાલમના યુવાનોના માર્ગથી પોતાનો રાહ બદલ્યો છે.'

'ખોટી વાત, ગાંગજીકાકા! મારા પર આળ ન ચઢાવો. મરનાર વીરની મહેચ્છા પૂર્ણ કરવાની મારી તકેદારી માટે મેં કોઈને સાથ આપ્યો નથી, કોઈનો સાથ લીધો નથી અને કોઈનો સાથ મારે જોઈતો પણ નથી. વાલમના યુવાન વર્ગને સાથ ન આપવાનું અસત્યારોપણ તમે જૂઠા પાયા પર રચી રહ્યા છો.' રાજબાએ કહ્યું.

'મહેરામણની કાર્યપદ્ધતિને તેં સ્વીકારી હતી ?' ગાંગજીએ પૂછ્યું.

'કદિ નહિ.' મક્કમ બનતાં રાજબા બોલી.

'બાથીઓને લાવવાની સલાહ તારી હતી ?'

'હા, સલાહ મેં આપેલી, પણ મેં તેમની કાર્યપદ્ધતિ સ્વીકારવાનું કદિ કહેલું નથી.'

'બાથીઓને બોલાવવાની સલાહ આપી તેઓ આવ્યા પછી તેં મહેરામણનો સાથ છોડી દીધો ખરું ને ?'

'મેં કોઈનો સાથ સ્વીકાર્યો જ નથી. મારા માર્ગમાં મહેરામણ મને મળ્યો. સાથે રહી શકાયું ત્યાં સુધી રહ્યો અને પછી છૂટો પડ્યો.' રાજબાએ કહ્યું.

'બાથીઓનો શું ઉપયોગ કરવા બોલાવ્યા હતા ?'

'બોલાવ્યા પછી ઉપયોગ કરવાની બાબતમાં મહેરામણ મારા માર્ગમાંથી ખસી ગયો.'

'તેં કેમ તેને છોડી દીધો ?'

'મારી મરજી.' મક્કમ બનતાં રાજબા બોલી.

'ગામના હિત આગળ એક જ માણસની મરજીને ચલાવી લેવાય ખરી?'

'ગાંગજી કાકા ! તમારું આજ વિધાન મહેરામણ સામે ઉભું રહે છે કે ગામના હિત આગળ એક જ માણસની મરજીને ચલાવી લેવાય?'

'શી રીતે ?'

'બાથીઓને લાવવાનો ગર્વ તેને બીજી કાર્ય દિશાઓથી અજ્ઞાન રાખે છે.'

'એટલે ?'

'બાથીઓને લાવ્યા છતાં તે તેમનો ઉપયોગ કરી જાણતો નથી. બીજાઓને તેમનો ઉપયોગ કરવા દેતો નથી.'

'તું બાથીઓનો ઉપયોગ કરવા માગે છે?'

'મારે મહેરામણ કે બાથીઓની શું જરૂર છે? મારી પ્રવૃત્તિ મેં સમેટી લીધી છે.' હઠ કરતાં રાજબા બોલી.

'રાજબા! જુઠાણું શા માટે હાંકે છે?

'સાચું કહું છું કાકા!'

'અંતરમાં ભડભડ થતી વૈરાગ્નિની જ્વાળા તને કઇ પ્રવૃત્તિ સમેટી લેવા દે તેમ છે?'

'કંટાળી ગઇ છું હું. એકલી અનેક હાથે પહોંચવાની હામ બીડી શકું તેમ નથી અને મેં બધી પ્રવૃત્તિ ત્યજી દીધી છે. વૈરાગ્નિની જ્વાળા એની મેળે સમય શાંત કરશે.'

'પદ્મનાભે ભીમગિરિને વિશ્વાસે વાલમનું નાવ હાંકવાની સલાહ આપી છે. તેમાં તું શું માને છે?'

'મારે શું માનવાનું હોય? સ્ત્રી જાત તે પણ એકલી, પછી તેને પોતાનો વિચાર શું આપવાનો હોય? કાકા! ગમે તેવી પણ હું સ્ત્રી જાત. તમારી જેમ ભલું બુરૂં વિચારી ન શકું!'

'ન્યાયસભા તો ભીમગિરિની દોરવણીને, પદ્મનાભની સલાહ પ્રમાણે માન્ય ગણે છે.'

'એમાં મારે શું;'

'કેમ તારે શું? વાલમની આફતો નિવારવામાં રત્નસિંહનો ફાળો ઓછો છે?'

'પણ તેથી શું? કર્તવ્ય કરનાર કરી ગયો પછી એનાં બદલામાં પૂછવાપણું પણ કોઇ બીજાને માટે ન રહે એમાંજ એના ખરા કર્તવ્યની પરાકાષ્ઠા છે. ગાંગજી કાકા! રત્નસિંહનાં કર્તવ્યનો ગર્વ મારે ન ખપે.'

'ત્યારે તું વાલમથી નિરાળી છે?'

'કોણે કહ્યું? વાલમ મારૂં વતન છે.'

'વતન ખાતર તું શું કરી શકે તેમ છે?'

'મારાથી જે બને તે. વાલમની કોઇ પણ કન્યા કરે તે.'

'રત્નસિંહની સહધર્મચારિણી તરીકે તું શું કરી શકે?' ઘેલાશાએ પૂછ્યું.

'શેઠકાકા ! એ પ્રશ્ન મારા ખાનગી જીવનનો છે. કૃપા કરી ત્યાં સુધી આગળ ન વધો.' રાજબાએ ચોખ્ખું સંભળાવી દીધું.

'ન્યાયસભાની નીતિમાં તને વિશ્વાસ નથી?'

'મને કેમ પૂછો છો?'

'ત્યારે કોને પૂછું? વાલમમાં બે છો. તું અને મહેરામણ. ન્યાયસભાની કાર્યપ્રણાલિને ઉવેખો છો, છતાં સલાહ માગતાં આપવા ના પાડો છો.'

'ગાંગજી કાકા ! હું મને યોગ્ય લાગશે તે કાર્ય મારા પગ પર ઉભી રહીને કરીશ. ન્યાયસભાને પૂછવા નહિ આવું, મદદ માગવા નહિ આવું.' દૃઢતાથી રાજબાએ કહ્યું.

'અને વાલમને ઉંડા કુવામાં ધકેલી દેશે તો?'

'એ ફરજ ન્યાયસભાની છે. ગામમાં ચાલતી પ્રવૃત્તિઓથી જાણકાર રહી સદ્ અસદ્ કાર્યની તુલના કરી બનતા બનાવો તરફ લક્ષ આપવાનું કર્તવ્ય ન્યાયસભાનું છે.'

'વ્યકિત તરીકે તારી એ ફરજ નથી કે, જનહિતની તારી પ્રવૃત્તિથી તારે ન્યાયસભાને જાણીતી રાખવી?'

'કદિ નહિ. હું એ બંધન ન સ્વીકારી શકું.'

'શા માટે?'

'સાચું કહું કાકા? ન્યાયસભાની એટલી લાયકાત નથી.' કહી રાજબા ચૂપ થઇ ગઈ.

ઘેલાશા અને ગાંગજી ચૂપ થઈ ગયા.

'રાજબા! બહુ લાંબી જીભ ન રાખીએ.' સામંતે રાજબાને ટોકી.

'મને જે દેખાય છે તે કહું છું.' રાજબાએ કહ્યું.

'રાજબા! ન્યાયસભામાં શું ખામી છે કે જેથી તને તેની લાયકાત નથી જણાતી?' ઘેલાશાએ છાછીછું હાસ્ય કરતાં કહ્યું.

'એ ન્યાયસભા નથી, ભીમગિરિના ચેલાઓની જમાત છે. ઠાકરડાઓથી દબાએલી ટોળી છે. નથી તેનામાં ગામનું સાચું પ્રતિનિધિત્વ કે નથી તેનામાં સમય વિચારવાની સાચી કળા.'

'આટલું તું જાણે છે તો આજે કહ્યું તેવું પહેલાં કેમ ન કહ્યું?' ઘેલાશાએ કહ્યું.

'મારે શું કહેવાનું હતું. મારા કરતાં તમારામાં બુદ્ધિ ઓછી છે? શૌર્ય ઓછું છે? મને શું પૂછો છો?'

'રાજબા! તને શું થયું છે?' ગાંગજીભાઇએ કહ્યું.

'મને કૈં થયું નથી. ન્યાયસભા જે કરે છે તે હું જોઉં છું.'

'તને ભીમગિરિમાં વિશ્વાસ નથી?'

'મારે શું કહેવાનું હોય? ભીમગિરિ મહંત છે, સિદ્ધ છે. વાલમને આપ્યું છે. ઠાકરડાઓ પર જાદુ કર્યું છે. ન્યાયસભાનાં પૂતળાં તેનાં નચાવ્યાં નાચે છે. ગાંગજી કાકા! મારે બીજું શું કહેવાનું હોય? ભીમગિરિમાં હું અવિશ્વાસ કેમ મૂકી શકું? વાલમની ન્યાયસભા લાજે.'

'શેઠ કાકા! આની સાથેની લમણાઝીક મૂકી દો.' સામંતે કહ્યું.

'લમણાઝીક માટે નથી આવ્યા અમે. રાજબાને સમજવા આવ્યા છીએ.' ગાંગજીએ કહ્યું.

'મને સમજીને શું કરશો? ન્યાયસભા નહિ કરી શકે, મહેરામણ નહિ વિચારી શકે અને ભીમગિરિ નહિ જોઇ શકે, તેવું હું કરવા ધારું છું. મને સમજવાની આશા છોડી દો. મારા માર્ગમાં ઉભા રહેવાની ઈચ્છા છોડી દો. ગાંગજી કાકા! વાલમ મારૂં છે. હું કાર્ય કરીશ તે વાલમના ભલા માટે. ભોગ આપીશ તો વાલમની કીર્તિ માટે, અન્યથા નહિ.' રાજબા બોલી.

'પણ તારૂં હૃદય દ્વાર કેમ આટલું બંધ રાખે છે? તારી કર્તવ્ય-દિશા તો જણાવ?' ગાંગજીએ કહ્યું.

'જાણીને શું કરશો? નીરાંતે જોઇ લેજો ને!' કહેતી રાજબા ઉઠી. ત્રણે જણાઓ જાણે તેને અકારા લાગતા હતા. ગાંગજી અને ઘેલાશાની પાછળ સામંત પણ ઉઠયો.

'આવજો હોં!' કહેતી રાજબા તેમને દાદર સુધી વળાવી પાછી આવી. સામંતના દીલમાં રાજબાની અવિવેકયુકત રીતભાત માટે બહુ દુઃખ થતું હતું.

માર્ગમાં ચાલતાં ઘેલાશાથી બોલ્યા સિવાય ન રહેવાયું 'ગાંગજી ભાઈ! રાજબા કાચી માયા નથી!'

---

# પ્રકરણ ૧૭ મું

## અલકાની વીતક કથા

વીરક્ષામના મઠમાં અલકાને આવે ઘણા દિવસ થયા, છતાં મહંતે તેને આશરો આપ્યા વિના બીજી કોઈ શુભ લાગણી અથવા આશ્વાસનની ધીરજ આપી ન હતી. દુર્બળ, અતિ દુર્બળ થતા જતા તેના પતિ તરફ સ્નેહભાવથી વર્તન ચલાવી સેવાભાવથી ચાકરી કરવાની સલાહ આપ્યા સિવાય લાંબી વાતચીત એમણે અલકા સાથે કરી ન હતી.

મૂળ વાત એમ હતી કે અલકાના જીવનનો તેમને અભ્યાસ કરવો હતો. તેમણે એક દિવસ ગાંગજીભાઈને બોલાવી અલકાના પૂર્વજીવનની હકીકત પૂછી લીધી. તેમાંથી કંઈ તારતમ્ય તેમને ન મળ્યું. સામંતને સંદેશો મોકલી બોલાવ્યો હતો પણ તે હજુ આવ્યો ન હતો. હવે પોતાના નાનપણના અલકા સાથેના એક જ વીરત્વભર્યા પ્રસંગથી તેના માટે ઉભા થએલા આખા પ્રશ્નને અવલોકવાનું ભીમગિરિ માટે અતિ કઠણ હતું. તેમણે અલકાની જીવનચર્યાનો અભ્યાસ આદર્યો. સવારથી સાંજ સુધી અને સાંજથી સવાર સુધીની તેની કાર્યપ્રવૃત્ત વૃત્તિને જાણવા, સમજવા અને ચકાસવાની તેમણે અલકા ન જાણે તેમ તદબીરો રચવા માંડી, છતાં તે ઉપરથી તેમને સંતોષજનક પરિણામ મળ્યું નહિ. અલકા એક-નિષ્ઠ અને સુકુમાર ભાવભરી પત્ની હતી, એ સિવાય બીજું કંઈ તે જાણી કે જોઈ શકયા નહિ.

'તો પછી તેના પતિનો આ વહેમ કાયમ કેમ રહે?' એ પ્રશ્ન મહંતને મુંઝવી રહ્યો. ખરેખર, અલકા સિવાય એનો નિકાલ કોઈ લાવી શકે તેમ ન હતું.

એક રાત્રે પતિની સેવામાં પરાયણ અલકાને ભીમગિરિએ કેસરગિરિ મારફત બોલાવી. તેમણે અલકાની પરીક્ષા કરવાનો જ નિર્ણય કર્યો હતો. અલકાની વીતક અને અલકાનું હૃદય તેમને આજે પૂરેપૂરી રીતે જાણી લેવું હતું.

અલકા આવી ત્યારે મહંત ચાંદીનાં સુખાસન ઉપર બીરાજમાન થએલા હતા. માથામાં સુવાસિત તેલ હતું અને કાયમ અવ્યવસ્થિત રહેતા કેસ તેમણે સુંદર–આકર્ષક રીતે ઉભા હોળી લીધા હતા. બન્ને હાથે કોણી ઉપરના ભાગમાં સુવર્ણના બાજુ બાંધ્યા હતા. કંઠપરથી સુવર્ણના દોરાથી ગૂંથી

લીધેલા કેટલાક કાળા મણકા છાતી સુધી આવી રહ્યા હતા. બંને હાથની આંગળીઓ સોનાના વેઢાથી અલંકૃત હતી.

કેસરી રંગનું પીતાંબર પહેરી ઉપર રેશમી શાલ એવી તો બેદરકારીથી તેમણે ઓઢી હતી કે આ વખતે તેમને જોનાર તેમની ગણના ગર્ભશ્રીમંતના કોઇ છેલ બટાઉ યુવાન પુત્ર તરીકે કરી લે.

ખંડ બતાવી કેશરગિરિ ચાલ્યો ગયો. અલકા, મંદ અતિ મંદ પગલે ખંડમાં દાખલ થઈ.

'આવ અલકા!' ગર્વભેર મહંતે કહ્યું.

અલકાએ મહંતની પદરજ માથે ચઢાવી તેમની સામે નીચે બેસી નીચી નજરે જવાબ દીધો.

'આદેશ, ગુરુજી?'

ખંડમાં મઘ મઘ થઈ રહેલી સુગંધિત વાસ ક્યાંથી આવતી હશે તે જોવા અલકાએ ખંડમાં ફરતી નજર નાખી. કોઇ સુવાસિત અગરબત્તી બળતી ન હતી. મંદિરમાં આવી માદક વાસ ક્યાંથી?

'શું જુએ છે, અલકા?' મહંતે પૂછ્યું.

'ગુરૂદેવ! સુવાસ ક્યાંથી આવે છે તે જોઉં છું.' નમ્રતાથી તેણે કહ્યું.

'ક્યાંથી આવે છે કહે જોઇએ?' લુચ્ચું હસવાનો ડોળ કરતાં ભીમગિરિ બોલ્યા.

'નથી સમજાતું.'

'અહીં આવ. જો હું તને સમજાવું.' તેમણે અલકાને નજીક બોલાવી.

નજીક ઉભેલી અલકાને હાથ વડે ખેંચી નાક સામેજ પોતાનું માથું રાખી તેમણે કહ્યું.

'જાણ્યું હવે?'

અલકા ઘડીભર વિચારમાં પડી. મહંત વિલાસી કે સંયમી? માથામાં સુવાસિત તેલ, સુવર્ણજડિત શણગાર અને રેશમી વસ્ત્રોનું શૃંગારપૂર્ણ પરિધાન! વળી મુખમાં સુગંધિત દ્રવ્યોથી રસાએલું પાન. અલકાને આ રાત્રિવેળાએ મહંત પાસે આવવામાં જોખમ ભાસ્યું.

મહંતનો સ્પર્શ તેને દાહક લાગ્યો.

'ગુરૂદેવ! હું જાઉં?'

'કેમ, અહીં ન ફાવ્યું?'

'એમ નહિ. આપે મને બોલાવી હતી?'

'હા, મારે તારું જરૂરી કામ છે.'

'ફરમાવો.'

'અલકા! જીંદગીમાં ન હોતો થાકયો એવો થાક આજે મને લાગ્યો છે. પગ દાબી આપીશ?' મહંતે માગણી કરી.

'હા ગુરુદેવ!' ધ્રૂજતી અલકાના દીલમાં ડબકો પડયો. મહંત સુખાસન પર આડા થયા. અલકાએ પગચંપી કરવા માંડી.

'ત્યાં નીચે નહિ અલકા! આ સુખાસને નીરાંતે બેસી તારૂં કામ કર.' અલકા ખરેખર ધ્રૂજી ઉઠી, પણ મહંતના આદેશને પાછો કેમ વળાય? છતાં તેણે કહ્યું. 'નહિ ગુરુદેવ! મને અહીંજ બેસવા દો.'

'હું કહું છું અલકા! તું અહીં મારી જોડે બેસ.' ભયથી કંપતી અલકા સુખાસને બેઠી અને નીચે મ્હોંએ પગચંપી ચાલુ રાખી.

'અલકા! નીચા મોંઢે કેમ બેઠો છો? મારી સામે તો જોતી નથી.'

અલકાએ મહંત સામે જોયું. તેની આંખોમાંથી પાણી નીતરતું હતું.

'અલકા! રડે છે?' મહંતે કહ્યું. અલકા ન બોલી.

ભીમગિરિ સુખાસન પર બેઠા થયા. ભાવથી તેમણે અલકાને ખભે હાથ મૂકયો.

'અલકા!'

'ગુરુદેવ!'

'કેમ રડે છે?'

'જગત રડાવે છે. તમે રડાવો છો.' અલકા બોલી.

'હું રડાવું છું?'

'હા ગુરુજી!'

'શી રીતે?'

'મને સુખાસને બેસાડીને.'

'એમાં રડવાનું હોય? સુખાસને તો આનંદથી બેસવાનું હોય.'

'કયા સુખાસને?'

'મારા.' ભીમગિરિ જોઈ રહ્યા.

'તમે સિદ્ધ છો, મહંત છો. મારે માટે તમારૂં એ સુખાસન વર્જ્ય છે.'

'હું બેસાડું તોય?'

'હા, તમે મને ત્યાં બેસાડી તમારો ધર્મ ત્યજો છો. હું ત્યાં બેસી મારો ધર્મ ત્યજું છું.' કરગરતાં અલકાએ કહ્યું.

'તારો કયો ધર્મ?'

'પતિવ્રતાનો.'

'તું પતિવ્રતા છે?'

'હા.'

'ઇશ્વર સાખે.'

'ઇશ્વર સાખે.'

'તો તારો પતિ માંદો કેમ? તારા પરની શંકાએ જ તે માંદો પડયો છે. તેની તે શંકા દૂર કરાવી શકી ન હોય તો પછી તું પતિવ્રતા કેવી?'

'ગુરુદેવ! જગત મને ભલે પાપી ગણતું હોય પણ મેં હજુ પાપ કર્યું નથી.'

'કેશવ તારો પતિ નહિ?'

'જીવનમાં મેં બીજો ભવ કર્યો નથી. કેશવ મારો પતિ થવાને લાયક ન હતો. મેં તેને દૂર કર્યો હતો.'

'તે વખતે હું હતો પણ દીલ તો આપી બેઠેલીને?'

'દીલ આપ્યું હતું પાત્ર જાણીને; તે કુપાત્ર નીવડયો. જગતની દૃષ્ટિએ અને મારી દૃષ્ટિએ હું અપરિણીતા હતી. મને પરણાવવામાં આવી. મારું લગ્ન વિધિસરનું અને યોગ્ય જ છે. લગ્ન પછી મેં બીજા કોઇ માટે મોહ રાખ્યો નથી. પતિને પરમેશ્વર માન્યા છે.'

'લગ્ન પહેલાં?'

'કુમારી કન્યા માટેના ઉમેદવારો બધાય તેના પતિ ગણાવી શકાય નહિ. કેશવ એક ઉમેદવાર હતો. મારે લાયક પાત્રતા તે કેળવી શકયો હોત તો હું જરૂર તેને પરણી લેત. તે અપાત્ર હતો. મેં તેને છોડી દીધો. એમાં મેં મારું કૌમાર્ય ખંડિત કર્યાનો હું એકરાર કરતી નથી. શાસ્ત્રો તેમાં બંધનકારક નથી.'

'અલકા! આ સુગંધ, આ મોહકતા, આ સુવર્ણ અને આ સુખાસન જોઇ કોઇ મોહ જાગે છે?' મહંતે પૂછ્યું.

'મોહ? પતિવ્રતાને અન્ય મોહ ન હોય. પતિસેવાનો મોહ તેને માટે એક અને અનંત મોહ છે. મારા પતિ માંદા છે. હું તેમની સેવા કરું છું. તેમના દુઃખને મારું કરી સદાય તેમનું દુઃખ દૂર થાય તેવી પ્રાર્થના પ્રભુને કરું છું. એમાં હું મારો ધર્મ સમાપ્ત થયેલો ગણું છું.'

'કદિ એકલતા લાગે ત્યારે?'

'એકલતા લાગી નથી. એક રીતે બ્બવરામાં બધાંને એકલતા છે ભાઈ મારે વળી એ માટે રડવાનું કેવું?'

'અલકા! વિલાસોપભોગની ઝંખના જાગે છે?' મમતાથી મહંતે પૂછયું.

અલકાએ આંખો બંધ કરી દીધી.

'ગુરૂદેવ! મને વધુ ન પૂછો. મને જવાની આજ્ઞા આપો.'

'એમ ન જવાય અલકા! તારા પતિનું દુઃખ દૂર કરવાની ચાવી મને સોંપ્યા વિના તારાથી આજે નહિ જવાય.'

'દેવ! હું જાણતી હોત તો અહીં સુધી શાને આવત? જેવાં મારાં ભાગ્ય. આપનો આદેશ હોય તો સવારે અમે અહીંથી નીકળી જઇએ.'

'નહિ અલકા! અહીંથી જવાની જરૂર નથી. તારો પતિ થોડા જ દિવસોમાં સાજો થશે.'

'આપના આશીર્વાદ. હવે હું જાઉં?'

'જવાય છે, અલકા! કહે વાલમથી વડનગર શી રીતે ગઈ?'

'એ વીતક કથાને જાણી તમે શું કરશો?' લાચાર બનતી અલકા બોલી.

'જરૂર છે, અલકા! મને કહે તો ખરી?'

'કેશવના મૃત્યુ વખતે તમે હાજર હતા. તે પછીના બીજા જ દિવસે હરખમે મને ઉઠાવવાનો પ્રયાસ કર્યો. મારાં માસામાસી અંદરના ખંડમાં હતાં. હું બારી ખુલ્લી મૂકી આગલા ભાગની મેડીમાં સૂતેલી હતી. રાત જામી અને હરખમ ખુલ્લી બારીને માર્ગે ઉપર ચઢી આવ્યો. કેશવ મરી ગયાનો મને અફસોસ નહતો. ખરેખર હું તો વાલમમાંથી પાપ ગયું માનતી હતી એટલે કોઈ જાતના ઉધામા સિવાય મને તે રાત્રે ઘસઘસાટ ઉંઘ આવેલી. તેણે મારા ઉપલા હોઠના ઉપરના ભાગપર કોઈ દવા ચોપડી અને એ દવા શ્વાસમાં જતાં નિદ્રામાંથી હું ઘેનમાં સરકી પડી. મને ઉપાડી બારી વાટે નીચે ઉતારવામાં આવી તે જ પળે રંભાના બાપ વિશ્વનાથ તેમના ઘરનું બારણું ઉઘાડી બહાર નીકળ્યા. જો મને પૂરી ઉતારી રહ્યા હોત તો મને લઇને જ નાસી જાત, પણ પૂરી નીચે ઉતાર્યા પહેલાં વિશ્વનાથ બહાર આવ્યા એટલે મને પડતી મૂકી તેઓ નાઠા. નાસનારાઓ પૈકી એક જણ હરખમ હતો, એમ વિશ્વનાથ કહેતા હતા. વિશ્વનાથે મારા માસાને જગાડયા. મારી માસી પણ જાગ્યાં. મને ઉપાડી ઘરમાં લઈ જવામાં આવી. બીજા દિવસે હું ભાનમાં આવી ત્યારે મારા

ઉપરના હોઠ પર ચીકટો પદાર્થ ચોંટેલો મને લાગ્યો. એટલે હું કહું છું કે મને બેભાન બનાવવાની દવા ત્યાં ચોપડી હશે. વાત લાંબી ન વધવા દેવામાં આવી, પણ મારાં માસામાસીએ મને વાલમથી ખસેડવામાં મારી અને તેમની સલામતી જોઇ. મને મારા બાપુના વડનગરમાં લાવવામાં આવી. ત્યાં હું મારા કાકાને ત્યાં રહેવા લાગી.

'ત્યાં પણ હરખમ અને વાલમના બીજા ઠાકરડા મારી વાંસે લાગ્યા. ત્યારે કુંવારે કલંક ન લાગી જાય એ વિચારે મારા કાકાએ મારાં તાત્કાલિક લગ્ન લીધાં. મને મારા પતિ સાથે પરણાવી દીધી. મારી ખરી વીતક ત્યાંથી શરૂ થાય છે. કેશવનું ખૂન કરાવનાર મને, વાલમના ઠાકરડાઓએ જંપીને બેસવા ન દેવાનો નિરધાર કર્યો હતો. પરણ્યા પછી પણ મને ઉઠાવી જવાના, ઝેર દેવાના, બાળી નાખવાના, વેચાવી દેવાના અને ભોંયમાં દાટી દેવાના પ્રયત્નો તેમણે કરી જોયા, પણ નિષ્ફળ ગયા. ત્યારે છેવટે તેમણે મારા જીવનમાં ઝેર રેડવાનો આખરી પ્રયોગ કર્યો અને મારૂં જીવન બરબાદ કરી નાખ્યું.' અલકા થાક ખાવા થોભી. વાત દરમ્યાન અલકા કયારનીએ સુખશય્યા ત્યજી ભોંયપર બેસી ગઈ હતી.

'શું પ્રયોગ કર્યો?' મહંતે પૂછયું.

'મારૂં જીવતર રગદોળી દેવાનો.' રડતે રાગે અલકાએ કહ્યું.

'તો પણ?'

'આજે મારા પતિની દશા થઇ છે તે એ પ્રયોગને આભારી છે.'

'એમ?' વાત કહેવાનો ઉત્સાહ આપતાં ભીમગિરિ બોલ્યા.

'કેશવ સાથે હું પાપાચારમાં પડી હતી અને કેશવ મરતાં તેનાથી મને રહેલા ગર્ભનો મેં પાત કર્યો હતો.........' કહેતાં અલકાને કંપારી આવી ગઇ. સિદ્ધ પણ ખરેખર ધ્રૂજી ઉઠયા.

'નરાતાર જુઠાણું.' ભીમગિરિએ કહ્યું.

'કેશવના મરણ વખતે મેં તને જોએલી અને જાણેલી.'

'.........આ વાત તે લોકોએ એક મોંએ નહિ, પણ અનેક મોઢે મારા પતિને કાને નંખાવી. શરૂઆતમાં તેમણે આંખ આડા કાન કર્યા, પણ જ્યારે ઘણે મોઢે તેમણે સાંભળી ત્યારે શંકાના કીડાએ ઘર કર્યું. મારી વર્તણુંક અને વર્તાવ જોઇ આ સંબંધે મને તે કંઇ કહી શકે નહિ અને એ વાતો ખોટી જ છે, એમ ધરમૂળથી માનવાની હિંમત કેળવી શક્યા નહિ. પરિણામે શંકાએ ચિંતાનું રૂપ ધર્યું અને દિવસે દિવસે તે સુકાતા

આવ્યા. એટલી એ જ વાતથી મારું વેર વાળવું અધૂરું હતું. તે તેમણે વિશેષમાં હું વાલમના અમુક અમુક ઠાકરડાઓની ચચ્ચાભાગિની થઈ ચૂકેલી છું અને અમુક માણસો સાથે મારે હજુ પણ છૂપી રીતે સંબંધ છે, એવી હકીકત તેમને જણાવી. પૈકી બે જણાઓએ તો તેમને મોઢે, એ બાબતનો એકરાર કરીને મારું જીવન ધૂળધાણી કરી દીધું છે. પુરૂષ-હૃદય કયાં સુધી એ વાતને ખમી શકે ? ચિંતાએ ઘર કર્યું. મારી જાણમાં આ વિગતો જેમ જેમ બીજાઓ મારફત આવતી ગઇ તેમ તેમ મને પણ દુઃખ થતું ગયું. આખરે અમારી બેની વચ્ચે શંકારૂપી મોટો ગઢ ચણાઇ ગયો. અમારાં અંતર નજીક છતાં દૂર થઈ ગયાં. તેમનામાં ચીડીઆપણું અને ગેરવાજબી બોલીએ ઘર કર્યું અને શંકાની એક રજકણે બીજીને પકડી આખરે મોટો ડુંગર ઉભો કર્યો. આજે તે ડુંગર એટલો મોટો થઈ ગયો છે કે, નથી હું તે ભેદવાની હિંમત કરી શકતી કે નથી તેઓ તે ડુંગરને ઉખેડી શકે તેમ. આમ અમારાં જીવનનાવ દિશા વિના દોડી રહ્યાં છે.'

'શી...શ' બોલતી અલકાને અટકાવતાં ભીમગિરિએ કહ્યું. અલકાએ ચમકી પાછળ જોયું. કોઈ ન હતું, પણ કોઇનાં પગલાં જતાં હોય તેમ લાગ્યું.

'કોણ હતું ?' તેણે પૂછ્યું.

'તારો પતિ.' તેમણે જવાબ દીધો.

અલકા રજા લીધા વિના ઉઠી ચાલી ગઈ.

---

## પ્રકરણ ૧૮ મું.

## અલકાનો પતિ

અલકાએ ભીમગિરિના ખંડની બહાર નીકળી જોયું કે, તેનો પતિ પશુપેઠે ચાર પગે ચાલી તેના ખંડતરફ જતો હતો. તેની ગતિમાં તે ઝડપ લાવવા માગતો હોય તેમ તેના હાથ પગ એક પછી એકને બદલે ઘણીવાર બે હાથ અને બે પગ સાથે ઉપાડતો હતો. ઉભા થઇ ચાલવાની તેનામાં શકિત રહી નહતી. અલકા દોડી. તેણે પતિને ઉભા થવામાં મદદ કરી અને જમણો હાથ ખભામાંથી પકડી શરીરનો ઘણો ભાગ પોતા તરફ રહે તેવી રીતે તેણે ચાલવા ચલાવવા માંડયું.

મહંત પોતાના ખંડના બારણામાં ઉભા રહી આ દૃશ્ય જોઈ રહ્યા અને પતિવ્રતાની આવી આકરી કસોટી કરવા બદલ પોતાના મનમાં પસ્તાવો કરવા લાગ્યા. અલકા અને તેનો પતિ તેમની ઓરડીમાં દાખલ થયાં તે જોઈ ભીમગિરિ પોતાના ખંડમાં પાછા આવ્યા. સુખાસન ઉપરનો જનાવરી બપકો તેમણે દૂર કર્યો. માથાના વાળ અસ્તવ્યસ્ત કરી દીધા, સુગંધિત તેલની વાસથી મુક્ત થવા સ્નાનાદિક કાર્ય આરંભવાનો સંકલ્પ કર્યો. સુવર્ણાલંકારો કાઢી નાખી ઓરડામાં રઝળતા કરી દીધા. પતિવ્રતા નારીની આકરી કસોટી કરવાનું પાપ કાર્ય કરવાની તેમની મનીષાને તેઓ હજારો ફીટકાર દેવા લાગ્યા. અલકા ખરેખર અલકા હતી. વૈભવ તેને લોભાવી શકતો ન હતો, શૃંગાર તેને અનીતિ તરફ ખસેડી શકતો ન હતો. રૂપ અને યૌવન તેને આકર્ષી શકતાં ન હતાં.

મહંત સ્નાન કરવા કુવા તરફ નીકળ્યા ત્યારે અલકાની ઓરડીમાં દીવો બળી રહ્યો હતો. અંદર ધીમી વાતચીત ચાલી રહી હતી. પતિપત્નીનું એકાંત અબાધિત હોવું જોઈએ, એ માન્યતા મહંત પણ સ્વીકારતા હતા. તેમણે તે તરફ દુર્લક્ષ આપ્યું અને આગળ વધ્યા.

ઓરડીમાં અલકાનો પતિ તેનું હૃદય ખોલી રહ્યો હતો. અલકાએ શ્રમિત પતિને સુવાડયો ત્યારે સૂતાની સાથે જ તે રડી પડયો. પતિને રડતો જોઈ અલકા રડી ઉઠી. ત્યારે મૂક ભાવે પતિએ સૂતાં સૂતાં ઉંધું માથું નાખી રડતી પત્નીના માથાપર હાથ ફેરવતાં કહ્યું.

'રડીશ નહિ, અલકા! મારા જીવનમાં તું વૈભવશાળી નગરી અલકા જેવી છે. મહંત સાથેની તારી વાતો અને વર્તન મેં કાને સાંભળ્યાં અને આંખે જોયાં છે. મહંતે કરેલી કસોટી અને તેમણે તારી પાસેથી સાંભળેલી વિગત ઉપરથી મારી ખાત્રી થઈ છે કે, મારી શંકાઓ નિર્મૂળ છે.' એટલું બોલતાં તેનો કંઠ સુકાયો, શ્વાસ ચઢી આવ્યો અને ઉધરસ ચઢી. અલકાએ ઠંડી પાણી પાયું અને પીઠ પર હાથ પસવાર્યો એટલે દર્દ જરા નરમ પડયું.

'હું અધર્મી અને મૂઢ છું. તારા જેવી સતીમાં મેં કલંક જોયું. તને સાચે રૂપે ન ઓળખી. ઠાકરડાઓના કહ્યા મુજબ માની મેં તારૂં નહિ, પણ તારી આખી સ્ત્રી જાતનું અપમાન કર્યું છે. એમાં મારો પણ દોષ નથી. માનવી માત્રનો સ્વભાવ શંકાશીલ હોય છે. એ સ્વભાવથી જડાયેલી શંકા ફૂલીફાલી અને મોટી થઈ. પછી એમાં હું પણ શું કરું? મારા

એ કર્મનો બદલો કુદરતે મને આપ્યો અને જીવ્યાં કેટલાંય વર્ષોથી હું આ સજા ભોગવી રહ્યો છું. મારું હૃદય તને અપવિત્ર માનવાનો આજ સુધી નિર્ણય કરી શક્યું નથી. મારી હૃદયેચ્છા આજ સુધી તારી એ કાલ્પનિક કુચાલનો બદલો લેવાનું કદી કહી શકી નથી. ફક્ત શંકાના ઘેરા વાતાવરણમાં હું અટવાયા કર્યો છું; કોઈ પણ ધ્યેય વિના, કોઈ પણ નિર્ણય વિના,' વળી બોલતાં તે થાકી ગયો. ઉધરસે ઉથલો ખાધો. અલકા ઊઠી પાણી લાવી, તેને પાયું.

'હવે તમે બોલવું બંધ કરો અને સુઈ જાઓ.'

'બોલવું બંધ કરું? આજ સુધી તને ગાળો ભાંડવામાં મેં બાકી રાખ્યું નથી. તને બાળી નાખે તેવાં વાક્યો કહેવામાં મેં પાછું વાળી જોયું નથી. તે વખતે તેં મને બોલવું બંધ કરવાનું કહ્યું નથી અને આજે જ્યારે એ સર્વ ભૂલોનો પસ્તાવો કરવાનો સમય આવ્યો છે ત્યારે તું મને બોલવાનું બંધ કરવા કહે છે? મહંતનું ભલું થજો. તેણે દવા ન કરી, ચિકિત્સા ન કરી અને એકાએક રોગને નિર્મૂળ કરી નાખ્યો.' કંઠ રોવાયો. વળી અલકાએ પાણી પાયું અને મૂંગા રહેવા કહ્યું.

'મારે મૂંગા નથી રહેવું. આજે મને બોલી લેવા દે. ઠાકરડાઓએ કાળાં કર્મો કર્યાં છે; પણ તેં તેમને માટે કડવો શબ્દ પણ ઉચ્ચાર્યો નથી. તારી વિરુદ્ધ બોલનાર, તારા પગ કાપનાર તારા કહેવાતા વાલેસરીઓને તેં કડવા શબ્દો કહ્યા નથી. આવી પડેલા ખોટા કલંકને તેં બળ જબરીથી કાઢવા પ્રયત્ન કર્યો નથી. તે આપ મેળે ધોવાઈ ગયું.' ઉધરસ જોરથી આવી. અલકાએ તેની પીઠે હાથ પસવાર્યો. પાણી પાયું પણ ઉધરસ શાન્ત ન થઈ. શ્વાસ પણ જોરથી વધવા માંડયો. અલકા ગભરાઈ ગઈ. તેની આંખમાંથી દડદડ આંસુ સરી પડયાં. તેનો પતિ અતિશય નિર્બળતાને વશ થઈ દમના વ્યાધિનો ભોગ થઈ પડયો હતો. ચઢેલો દમ ઉતરતાં પહેલાં તેને અતિશય દુ:ખ અને ત્રાસ પડતાં હતાં. વિશેષ બોલવાથી તેને આજે એકાએક દમ ઉપડી આવ્યો હતો.

થોડીક વાર થઈ ચઢેલો શ્વાસ નીચે બેઠો. ઉધરસ નરમ પડી. અને તેણે ઊંચે મ્હોંએ જોયું તો અલકા રડી રહી હતી.

'રડીશ નહિ અલકા! મારા જીવનના શણગાર, રડીશ નહિ. રડવાનો પ્રસંગ તો મારે છે કે, તારા જેવી સાધ્વી સ્ત્રીને મેં ધુતકારી.'

'તમે બોલવું બંધ કરો તો રડીશ નહિ.' અલકાએ કહ્યું.

'હું નહિ બોલું, બસ?' કહી તેણે અલકાના હાથ પર પોતાનો હાથ ફેરવ્યો.

ઘણે વરસે એ રીતે ફરતા એ હાથમાં અલકાને બારોબાર ફુર્બ-જતા લાગી. પતિની દેહલતા ખરેખર સુકાઇ ગયા જેવી થઈ ગઈ હતી. એ આટલેથી જ ચિન્તારૂપી તાપ ન પડે અને શ્રદ્ધારૂપી વારિ સિંચાયા કરે તો જરૂર એ લતા ફરી પાછી લીલી થાય ખરી.

ઘણાં વરસે મળ્યાં હોય તેમ પતિ પત્ની એકબીજાને હરખથી જોઇ રહ્યાં. પતિની આંખમાં પોતે ચલાવેલા ગેરવર્તનનો એકરાર હતો. પત્નીની આંખમાં તે મૂંગે મોઢે સહન કર્યાનો ગર્વીલો ઉન્માદ હતો.

બન્ને નિદ્રાધીન થયાં ત્યારે મઠમાં મહંત સિવાય કોઇ જાગતું જ ન હતું. કોણ જાણે કેમ તેમની નિદ્રા આજે ઉડી ગઇ હતી.

આકાશમાં પૂર્વ દિશા રંગાવાની તૈયારીમાં હતી અને મઠનાં બારણાં બહારથી કોઈએ ખખડાવ્યાં.

મહંતે ચાખડીએ ચઢી દરવાજો ઉઘાડયો. બારમલ—બંદીવાન બારમલને લઇ પચાસેક ઠાકરડાઓ બારણા આગળ ઉભા હતા.

'કોણ?' ન ઓળખતાં મહંત બોલ્યા.

'હું બારમલ.' બારમલે કહ્યું.

'કેમ, આમ બંદીવાન બનીને?' મહંતે પૂછ્યું.

જવાબમાં બારમલ રડી પડયો.

'અંદર આવો.' કહી મહંતે તેમને બધાને અંદર લીધા.

બધા અંદર આવ્યા. મહંતે કેસરગિરિને જગાડયો. તેણે બધાઓને બેસવાની વ્યવસ્થા કરી દીધી.

'આમ એકાએક કયાંથી?' મહંતે પ્રશ્ન કર્યો.

હરભમે બનેલી સર્વ હકીકત કહી સંભળાવી. એક નજીવા કારણે વાલમની ઠાકરડા કોમ વચ્ચે કલહ ઉભો કરવાની રીત બારમલે અખત્યાર કરી હતી, પણ તેનો નતીજો એમના ધાર્યા મુજબ ન આવ્યો. રાવઠી બચી ગઈ અને બારમલ ઉપર જમાઇનો વધ પુત્રીના હાથે થયાની શોકપૂર્ણ આફત આવી પડી. શબનું દહન કરી તેઓ આ તરફ આવ્યા હતા અને બારમલજીને મહંતને આશ્રયે મઠમાં રાખવાની ઇચ્છા સેવતા હતા.

બધી વિગત સાંભળી રહ્યા છતાં મહંત કંઈ બોલ્યા નહિ.

આખરે ભારમલે કહ્યું. 'ગુરુજી! આ મઠમાં મારે માટે આશ્રય છે ખરો?'

'કેમ નહિ? કોઇ પણ જીવ માટે અહીં આશ્રયસ્થાન છે.'

મહંતે ખાત્રી આપતાં કહ્યું. ભારમલ અને બીજા ખુશી થયા.

'પણ ભારમલ! તમે બધા આજે આવ્યા તો તમારે એક કામ કરવાનું છે.' મહંતે કહ્યું.

'ફરમાવો.' ભારમલે પૂછ્યું.

'બધા સાચું બોલશો? બેઈજ્જતીથી ડરશો નહિ?'

'સાચુંજ બોલીશું. ફરમાવો.' હરભમે કહ્યું.

'કેસરગિરિ! અલકાને જગાડી તેની ઓરડીમાં અમારે બેસવા જગા કરી દે.' મહંતે કેસરગિરિને મોકલ્યો. કેસરગિરિ ગયો. પાછલા પહોરની મીઠી નિદ્રામાં લહેરતાં અલકા અને તેનો પતિ કેશરગિરિની હાકથી જાગી ઉઠયાં. અલકાએ બારણું ઉઘાડયું. કેસરગિરિએ મહંતનો આદેશ કહી સંભળાવ્યો. અલકાએ તૈયારીઓ કરી અને થોડીવારમાં મહંત અને બીજાઓ આવી પહોંચ્યા.

'અલકા! જો આ હરભમ!' મહંતે હરભમ તરફ આંગળી કરી અલકાને કહ્યું. અલકા નીચે મોંઢે જમીન પર બેઠી હતી તેણે ઉંચું ન જોયું. તેનો પતિ ખાટલામાંથી હરભમને જોવા બેઠો થઇ ગયો.

હરભમના મુખ પરથી લોહીની રતાશ જાણે ઉડી ગઇ.

''બોલ હરભમ! ઈશ્વર સાક્ષીએ સાચું બોલજે. કેશવના મરણને બીજે દિવસે અલકાને ઉડાવી જવાની ગોઠવણ તેં કરી હતી?'

હરભમ ગભરાયો. 'મહંત બધું જાણતા હતા કે શું?' તેણે મનને પૂછ્યું અને જવાબ દીધો. 'હા, ગુરુદેવ!'

'શા કારણે?'

'અમારો કેશવ અલકાને કારણે માર્યો ગયો માટે.' હરભમે બચાવમાં કહ્યું.

'વડનગર ગએલી અલકાને પણ તમે જંપીને બેસવા નથી દીધી ખરૂં?'

'ગુરુજી! એ પાપ મારૂં છે.' ભારમલે વચ્ચે પડતાં કહ્યું.

'કેમ?'

'અલકાનો સંસાર મેં ઉજાડી દીધો છે.'

'શા માટે?'

'વેરને કારણે.' ભારમલે જવાબ દીધો.

'અલકા કુચાલની છે, એવું તેના આ પતિના દીલમાં ઠસાવવાનું કામ કોણે કર્યું ?' મહંતે પૂછ્યું.

'મેં.' પચાસ પૈકી એક જણ બોલી ઉઠયો.

'તે કુચાલની હતી ?' મહંતે તેને પૂછ્યું.

'મેં આજ સુધી અલકાને જોઇ નહતી. આજે જ જોઇ છું. વળી તે કુચાલની છે, તેવું મેં જાણ્યું નહતું.' પેલાએ જવાબ દીધો.

'અને હરબમ! વાલમના કેટલા ઠાકરડાઓની અર્ધાંગિની બનીને અલકા વડનગર ગઇ હતી?' તીવ્ર અવાજથી મહંતે પૂછ્યું. અલકા ઝબકું ખાઇ ગઈ. તેનો પતિ ચક્કર ખાઇ ખાટલામાં સૂઇ ગયો. દરેક ઠાકરડાએ કાને હાથ દીધા. હરબમે જવાબ ન દીધો.

'હરબમ! કેમ બોલતો નથી ?' મહંતે પૂછ્યું.

'શું બોલે, તે વખતે મારી બાજીનું હરબમ સોગઠું હતો. મેં ચલાવ્યો તેટલું તે ચાલ્યો છે. મારી દોરવણી એ હરબમની ચાલ. ગુરૂદેવ ! પાપ મારૂં છે.' બારમલે કહ્યું.

'અલકાના પતિને તમે પહોંચાડેલી એ હકીકત સાચી હતી ?'

'નહિ, તલમાત્ર નહિ.' બારમલે કહ્યું. મહંતે અલકાના પતિ તરફ જોયું. પથારીમાં પડયો પડયો તે પશ્ચાત્તાપનાં આંસુએ રડતો હતો.

'તમે માનો છો કે અલકા અપવિત્ર હતી અને છે ?' મહંતે ઠાકરડાઓ તરફ નજર ફેરવતાં પૂછ્યું.

'અમે અપવિત્ર છીએ, ગુરૂદેવ! અલકાનું ખોટું નામ દઈ અમે પાપ વહોરી લીધું છે. અલકાના ચારિત્ર્ય સંબંધી અમે લેશ પણ જાણતા નથી.' હરબમે બધાની વતી કહી દીધું.

'અને અલકા સાથે પોતાનો ગેરરીતનો સંબંધ ચાલુ હોવાનું કહેનારાઓમાંનો કોઈ અહીંઆં છે કે ?' મહંતે પૂછ્યું.

'અમે પાપી છીએ, પાપ કર્યું છે. જુઠું બોલીને અલકાબેનની કડતી સાડી પણ અમે જોઇ નથી.' એક જણ બોલી ઉઠયો.

'તું એકલો કે બીજા કોઈ એ કહેનાર હતા ?'

'બીજા હતા, પણ નથી આવેલા. અમારૂં એ નિરાધાર જુઠાણું હતું.'

'બધું બનાવટી તંત્ર રચાયું હતું. ગુરૂદેવ! મને શિક્ષા કરો.' બારમલે દબાતે હૃદયે કહ્યું.

'શિક્ષા! ભારમલ! શિક્ષા તો અલકા અને તેનો પતિ સહન કરી રહ્યાં છે. તમારું પાપ અને સજા તેમને થઈ છે. અલકાનું યૌવન તમારે પાપે કરમાઈ ગયું, તેના પતિનું જીવન તમારે પાપે ધૂળધાણી થયું. આ પાપની સજા ન હોય ભારમલ! પસ્તાવાના દાવાનળમાં, જ્યાં સુધી તમારાં પાપ બળે નહિ ત્યાં સુધી તમારે બળ્યા કરવાનું છે.' મહંતે કહ્યું.

'ગુરૂદેવ! આજથી બાકીનું આયુષ્ય પસ્તાવા માટે જ છે. મારી જીંદગીના કયા પાસામાં સુંવાળપ રહી છે કે તેની મુલાયમતાથી મને જીવન મીઠું લાગે? જમાઈને મારી દીકરી ચાલી નીકળી. મારા પહેલાં મોટો દીકરો ચાલી નીકળ્યો. યુવાનીનાં કરેલાં ઘોરતમ પાપો જીંદગીનાં છેલ્લાં વરસોમાં સામાં આવી મને જીવતો બાળી રહ્યાં છે. આ ગરીબ ગાય જેવી અલકાનો અવતાર બાળી મૂકવાનું પાપ મારે શિરે ઓછું નથી. મરણ પછી જો ન્યાય થતો જ હોય તો ધર્મરાજાની મારે માટે કઠણમાં કઠણ શિક્ષા હશે. અંગારા પર ચાલવું પડશે, લોહના ધગધગતા થાંભલે બાથ ભીડવી પડશે અને ઉકળતા સુવર્ણરસની સુખશય્યા બનાવી ધગધગતા લોહની પૂતળીને બાથ ભીડી સૂવું પડશે. ગુરૂદેવ! મારે માટે શિક્ષાની કમી નહિ હોય.' ભારમલે કહ્યું.

અલકાનો પતિ ભારમલના આ એકરારથી ખાટલામાં બેઠો થયો. તેનું દીલ અંદરથી સમસમી ઉઠયું હતું.

'તમારો દોર્યો હું દોરાયો છું. મારે માટે પણ ઓછી યાતનાઓ નહિ હોય'. તેણે કહ્યું.

પતિના આ શબ્દોએ અલકાને ખરેખર રડાવી દીધી. તે ધ્રુસકે ધ્રુસકે રડી પડી.

'અલકા! બહેન! રડીશ નહિ. હું હરખમ તારો ભાઈ, મારાં પાપોની તારી આગળ માફી માગું છું. બહેન! આજથી તારૂં જીવતર સફળ થાઓ, અને આજ સુધી તારે માથે આવી ઉતરેલી આફતો, જેવી અને જેટલી આફતો આજથી મારા જીવનમાં શરૂ થઈ મને કાયમનો દુઃખ અને પશ્ચાત્તાપમાં ડૂબાડી દો.' હરખમે રડતે રાગે કહ્યું.

'ભાઈ! મારૂં જેવું નસીબ. પ્રભુ કોઈને પણ મારા જેવા દુઃખના દિવસ ન આપે.' આંખ લુછતાં અલકા બોલી.

મહંત ઉઠીને ચાલ્યા ગયા.

ઓરડીનું વાતાવરણ પશ્ચાત્તાપને પરિણામે નિર્મળ બનતું જતું હતું.

## પ્રકરણ ૧૯ મું
## સિદ્ધપુરને માર્ગે

'સામંત! તારી ઘોડી આજે રાત્રે મારે જોઇશે.' રાજબાએ એક દિવસ સામંતને કહ્યું.

'કેમ?'

'સિદ્ધપુર જવું છે.'

'શા માટે?'

'જરૂરી કામે.'

'સાથે કોણ છે?'

'રાજસિંહ.'

'હું આવું?'

'ના તારી જરૂર નથી.' રાજબાએ ચોખ્ખું સંભળાવી દીધું.

'ભલે લઈ જજો.' કહી સામંત ચાલ્યો ગયો. રાજબા સાથે તે ઝાઝી વાતચીતમાં પડતો નહિ. તેને ખાત્રી હતી કે, મનનું ધાર્યું કરવામાં રાજબા કોઇને ગણકારતી નહિ.

સાંજ પડી અને રાજસિંહ આવ્યો.

'કેમ રાજસિંહ! નક્કી છે ને?' રાજબાએ પૂછ્યું.

'હા, જવું તે જવું જ.' રાજસિંહે કહ્યું.

'ક્યારે નીકળીશું?' રાજબાએ પૂછ્યું.

'પ્હો ફાટતાં કુવારિકામાં સ્નાન કરીએ તેવી રીતે.' રાજસિંહે કહ્યું.

'ભલે, સામગ્રીમાં સાથે કંઇ લેવા જેવું લાગતું નથી?'

'આપણે વળી સામગ્રી શું? ઘોડાના જીન પરથી ઉતર્યા ત્યાંજ વતન ગણી બધું મેળવી લઈશું.'

'મહેરામણનું કેમ છે?'

'કંઇ બોલતો નથી. સોહનસિંહ પણ મૂંગો છે. મારી સાથેના બીજા માણસો આપણી આ સફરની સફળતા કે નિષ્ફળતા ઉપર આધાર રાખીને બેઠા છે. મહેરામણને તો પેટનું પાણી પણ હાલતું નથી.'

'તમારાં કુટુંબો વ્યવસ્થિત રીતે રહી શકે તેટલી વ્યવસ્થા અને સહાયતા તમને મળી તો ગઇ છે ને?' રાજબાએ પૂછ્યું.

'હા.'

'ફીકર નહિ, આપણે જગ જીતી શકીશું.' હિંમતથી રાજબા બોલી.

'ત્યારે મધ્યરાત્રિ વીતતાં આપણે અહીંથી નીકળી જઈએ કેમ ?' રાજસિંહે પૂછ્યું.

'હા, બરાબર મધ્ય રાત્રિ પછી.' રાજબાએ કહ્યુ અને રજસિંહ છૂટો પડયો.

ધાર્યા સમયે રાજબા સિદ્ધપુરનો પ્રવાસ ખેડી શકી ન હતી. તેને કાને ઉડતા સમાચાર આવ્યા હતા કે સિદ્ધપુર મઠના મહંતશ્રી ઉત્તર હિંદની યાત્રાથી પાછા આવ્યા ન હતા. એ કારણે તેણે ધારેલા સમયે કરવા ધારેલો પ્રવાસ એક માસ જેટલો મોડો પડયો હતો અને તે દરમ્યાન રાજબાએ મહંત, ઠાકરડાઓ અને તેને લગતી બીજી હકીકતોનો અભ્યાસ જારી રાખ્યો હતો. તેને સમાચાર સાંપડયા હતા કે કુંવરને લઈ નાસી જતાં પ્રતાપે વરણાગમાં વસી મજુરી કરતા કુંવરના પતિ જવાનને કાપી નાખી રાવઠી સળગાવવાના ટાણે જ ભારમલ આગળ મોકલાવી દીધો હતો. રાવઠી બચી ગઈ હતી. ઠાકરડાઓમાં સળગી ઉઠેલી કુસંપની ચીનગારીને ઠારી દેવાનું હરભમે માથે રાખી તે રાત્રે પડેલા બંને પક્ષોને એકત્ર કરી દીધા હતા અને સર્વેએ મળી મહંત ભીમગિરિનું શરણ સ્વીકાર્યું હતું. ભીમગિરિને આશ્રયે આવેલી અલકાની ભીમગિરિએ કસોટી કરી હતી અને તેમાં તે પાર ઉતરી હતી. વળી તેના ઉપર ઉતરી આવેલી આળની પરંપરા ભારમલ અને તેના સાથીદારોના ત્યાં જવાથી અને તેમના ખેલદીલ એકરારથી નાપાયાદાર ઠરી હતી. અલકાનો પતિ વહેમમુક્ત બન્યો હતો અને ધીમે ધીમે રોગમુક્ત થતો જતો હતો. આટલી માહિતી ભીમગિરિને પદભ્રષ્ટ કરાવવા માટે પૂરતી હતી, તેમ રાજબાનું માનવું હતું.

હમણાંહમણાંથી રાજસિંહ સાથે તેને વારંવાર મુલાકાતો થતી હતી. ગામમાં ચાલતી વાતો મેળવવાનું મોટું સાધન રાજસિંહ બની ગયો હતો. મંત્રણા અને વાર્તાવિહાર માટે પણ ઘણી વખત તેને રાજસિંહનો સાથ લેવો પડતો. પેટના પોષણ માટે પરદેશમાંથી ઉતરી આવેલા ભાથી રજપુતોમાં તેને આ યુવાન વધુ યોગ્ય અને વધુ બહાદૂર લાગ્યો હતો.

રાત્રિ આવી અને આવી પડનાર મુસાફરી પહેલાં થોડુંક ઉંઘી લેવાના ઇરાદાથી રાજબા પોતાના પલંગમાં આડી પડી. તેને ઉંઘ આવી ન હતી, વિચારો હજુ શમ્યા ન હતા ત્યાં બહારથી તેની ભાભી દેવુબાએ બારણાં ખખડાવ્યાં.

'ઉઘાડો.'

'કેમ ?' કહેતી રાજબા ઉઠી ઊભી થઇ.

'કામ છે.' હેતુબાએ કહ્યું.

રાજબાએ બારણાં ઉઘાડયાં. હેતુબા અંદર આવી.

'નણદલબા ! તમારી ઉંમર કેટલી ?' એકાએક તેણે પ્રશ્ન કર્યો.

'કેમ ? ત્રીસ વરસ.'

'શામે ક્યાં જવું છે ?'

'સિદ્ધપુર.'

'કોની સાથે ?'

'રાજસિંહ સાથે.'

'બીજું કોઈ ?'

'કોઇ નથી.'

'તમારે જવાનું નથી.' મક્કમતાથી હેતુબાએ કહ્યું.

'કેમ ?' રાજબાએ તેટલીજ દઢતાથી પૂછ્યું.

"રાજસિંહ સાથે તમારાથી એકલાં મુસાફરી નહિ કરી શકાય."

'ભાભી ! તમે કોને કહો છો ?'

'રાજબાને.'

'તમે મને શું ધારો છો ?'

'એક યુવતી, સ્વામી વિનાની, અસહાય અને વિધવા.' હેતુબાએ કહ્યું.

'ભાભી ! તમે ભૂલો છો.' કંઈક હસતાં રાજબા બોલી.

'નણદલબા ! તમે ભૂલો છો.'

'તમને મારામાં વિશ્વાસ નથી.'

'તમારામાં મને વિશ્વાસ છે. તમારા યૌવનમાં મને વિશ્વાસ નથી." રાજબાના ભરજોબન તરફ નખશીખ નિહાળતાં હેતુબા બોલી.

'એટલે ?'

'કોઇપણ લોભાઇ જાય અને તમને આફતમાં મૂકે.'

'મને ?'

'હા, તમને.'

'ભાભી ! રાજબાની આ સહચરીને તું નહિ ઓળખતી હોય. કોની તાકાત છે કે મારામાં પ્રાણ હોય અને આ કટાર હાથમાં હોય ત્યાં સુધી રાજબાને હાથ અડકાડી શકે.'

'નણદલ બા ! દીલના તાર તમે ઓળખતાં નથી. વિચારમાંથી કોઇ અંગારો ઉડે તો તમારી કટાર તમે જાતે છૂપાવી કઇ ન કરવાનું કરી બેસો.'

'ભાભી ! મને એટલી નિર્બળ ન માનતાં.'

'નિર્બળ નથી માનતી પણ મહાન જોગેન્દરો પણ માર્ગ ભૂલ્યા છે, આપણે તો સ્ત્રીની જાત.'

'તમને મારામાં અવિશ્વાસ છે?'

'મેં કહ્યુંને કે તમારામાં નહિ પણ તમારા જોબનમાં. આ તસતસતું યૌવન, લાંબા પાની સુધીના કાળા ભમ્મર કેશ, ગાલો ઉપરની ગુલાબી સુરખી, કામણ કરતી કાળી આંખો, હાથીની સૂંઢ જેવા આકારના સુંવાળા સુંદર હાથ, છટાદાર પહેરવેશ અને તેની નીચે સંતાએલું આ જોબન. રાજબા ! તમે કોને ન ખેંચી શકો ? હું સ્ત્રી જાત થઇને ઘડીભર મોહી જાઉં તો પરપુરૂષની તો વાત શું ?' દેવુબાએ લાલ બત્તી ધરી.

'બસ કર, ભાભી ! તું મને વધારે ન ચીડવ. હું જવાની, જવાની અને જવાની. મારી કાયાનું મને ભાન છે. હું જાગૃત છું—સભાન છું, નાની ગગી નથી. મને વધારે ન સંભળાવ.' કહી તેણે દેવુબાને બારણા તરફ દોરી.

'રાજબા ! જોજો હોં કુળને કલંક લાગશે તો અમારે મરવું પડશે.' રાજબાએ જવાબમાં બારણું બંધ કરી દીધું.

'ઘડીએક સુવાનો વિચાર કર્યો ત્યાં આ લપ લાગ્યું.' કહેતાં તેણે પલંગ પર પડતું નાખ્યું. પડતાંની સાથે જ નિદ્રા તેના પર સવાર થઇ ગઇ.

ગાઢ નિદ્રામાં રાત્રિના બે પ્રહર કયાં વીતી ગયા તેની તેને સમજ ન પડી. મધ્યરાત્રિએ રાજસિંહે આવી જ્યારે તેને બહારથી બોલાવી ત્યારે તે સફાળી જાગી ઉઠી. આકાશના તારા, મધ્યરાત્રિના સમય થયાની આગાહી કરતા હતા.

'ચાલો.' કહી તે નીચે આવી. ઘોડીને તૈયાર કરી. ઘોડીપર સવાર થવા જાય છે ત્યાં દેવુબા બહાર આવી. તેને જોતાં રાજબાને રાત્રે બનેલી હકીકત સાંભરી આવી.

'કેમ ભાભી ?' તેણે પૂછ્યું.

'રાજબા ! મારૂં કહ્યું હૈયે રાખજો.'

'બહુ સારૂં.' તિરસ્કારથી બોલતાં રાજબા ઘોડીપર સવાર થઇ ગઇ અને બન્ને ઘોડેસવાર સિદ્ધપુરને માર્ગે વળ્યા.

અબોલ રહી ચારેક ગાઉનો પંથ કાપ્યો હશે ત્યાં રાજસિંહ બોલ્યો.

'બાજુમાં વરણાગ આવ્યું.'

'બીચારા ભીમગિરિને ખબર હશે કે દિવસ બે દિવસમાં તેની આ સિદ્ધાઇ અને મહંતાઇ ધૂળભેગી થઇ જશે?' રાજબાએ કહ્યું.

'રાજબા! સિદ્ધ તો પૂરેપૂરો છે એમ સાંભળ્યું છે. કદાચ આપણી આ હીલચાલ જાણતો પણ હોય.'

'રાજસિંહ! તમે પણ શું બીજાઓની માફક તેની ચઢમાં તણાઇ જવા માંડયા છો? અત્યારે તો એ ઘસઘસાટ ઉંઘતો હશે.' રાજબાએ નચિંતાઇથી જવાબ આપ્યો.

'મને લાગે છે રાજબા! કે મહંતથી આ અજાણ્યું નહિ હોય.'

'ખાત્રી કરવી છે? તો કરી જોઇએ.'

'શી રીતે?'

'અહીંથી વરણાગ જઇએ અને ત્યાંથી મઠ જોઇ સિદ્ધપુર જઇએ. સિદ્ધપુરમાં પણ મહંતને કહેવાશે કે અમે નજરે જોઇને ચાલ્યાં આવીએ છીએ.'

'ચાલો ત્યારે.' રાજસિંહે કહ્યું અને બન્નેએ ઘોડાં વરણાગ તરફ વાળ્યાં.

માર્ગ વગર બોલે પસાર થતો ગયો. વરણાગનો મઠ દેખાયો અને રાજબા બોલી.

'પેલો રહ્યો તે ભીમગિરિનો મઠ.'

રાજસિંહ જોઈ રહ્યો. મઠની ભવ્યતા અંધકારમાં પણ બેનમુન હતી.

બન્ને ઘોડાં મઠના મુખ્ય દરવાજે આવ્યાં. રાજબાએ કડું ઠોકયું.

'કોણ રાજબા?' અંદરથી અવાજ આવ્યો.

બહારથી રાજબા અને રાજસિંહ ચોંકી ઉઠયાં.

'ઉઘાડ, દરવાજો ખુલ્યો છે.' ફરીથી અવાજ આવ્યો.

પણ રાજબાની હિંમત ચાલી નહિ. નિષ્ક્રિય બની તે દરવાજા આગળ ઉભી જ રહી. રાજસિંહ પણ તેનું અનુકરણ કરતો ઉભો.

થોડીવાર થઇ અને ચાખડીઓનો 'ટપ ટપ' અવાજ અંદરથી દરવાજા તરફ આવતો લાગ્યો. જરૂર તે મહંત હોવા જોઇએ, એમ બહારનાં બન્નેને ખાત્રી થઈ.

એક કમાડ અંદરથી ખેંચાયું અને દરવાજો અડધો ખુલ્યો. બારણામાં ભીમગિરિની ભવ્ય મૂર્તિ નિશ્ચળ ભાવથી આવી ઉભી.

'ગુરુદેવ!' કહી રાજસિંહ નમી પડયો.

'આવ રાજસિંહ! રાજબા! યાદ છે પેલી વાત ભગવાન સાથે કરી હતી તે?' હસતાં મહંતે કહ્યું.

'કયી વાત?' સંભારવાનો ડોળ કરતી રાજબા બોલી.

'બાવાજી! તમે મહંત થશો પછી તમારા મઠમાં અમને રહેવા દેશો તે.?

રાજબાને સિદ્ધનાથના ભોંયરાનો ભેદ ઉકેલ્યા વખતનો બધો વાર્તાલાપ સાંભરી આવ્યો. તે વખતે ભીમગિરિએ તેને શું જવાબ આપ્યો હતો?

'કે ઓછી ના પડાય છે?' શું ત્યારે અત્યારે પોતે ભીમગિરિના આશરે આવતી હતી?

'અમારે મોડું થાય છે. અમારાથી રોકાઇ જવાય તેમ નથી તો માફ કરશો.' કહી રાજબા ઘોડી પર સવાર થઇ. રાજસિંહે તેનું અનુકરણ કર્યું. મહંતે દ્વાર બંધ કરતાં કહ્યું. રાજબા! વરણાગના મઠનાં દ્વાર આજે તારા માટે બંધ થાય છે, છતાં મેં તને આશરો આપવાનું વચન આપ્યું છે એટલે જરૂર પડે હું બીજો મઠ વસાવીશ.'

રાજબા ચમકી. મહંતના શબ્દોમાં શાનો પડઘો હતો? વરણાગનો મઠ તેમને છોડવાનો છ એટલું જ કે પોતાને પણ કોઇ મઠનો આશરો લેવાનો છે? ઘોડીપર રાજબા સ્થિર થઇ ગઇ.

'રાજબા! જોયું ને? મહંત જાગૃત છે.' રાજસિંહે કહ્યું.

'હા, ગજબનો માણસ લાગે છે.' રાજબાએ સ્વીકાર્યું.

'તે માણસ નથી સિદ્ધ છે.' રાજસિંહે કહ્યું.

'ગમે તે હોય. આપણું કામ સિદ્ધ કરે તે સિદ્ધ, બાકીના માનવી.' કહી મહામહેનતે શરીરમાં ચેતન પ્રગટાવતાં રાજબાએ ઘોડીને એડી મારી. ઘોડીએ પવનવેગ ધારણ કર્યો.

સરસ્વતીને તીરે પહોંચી સ્નાનાદિકથી પરવાર્યાં ત્યારે પૂર્વ દિશામાં ઉષાનું આગમન થયું. ગુલાબી તેજના સુરખીભર્યા પ્રકાશમાં રાજસિંહે રાજબાનું ગૌરવ સ્વચ્છ અને તેજસ્વી મુખ ગુલાબી આભાથી છવાએલું જોયું અને કોઇ અણધારી, અણકલ્પી લાગણી તેના દીલમાં પસાર થઇ ફરી ગઇ. રાજબાએ તેજ ગુલાબી પ્રકાશમાં રાજસિંહના ઘઉંવર્ણા મુખ પર તન્દુરસ્તી અને મર્દાનગીની આભા જોઇ અને ઉગી આવતી વિષમ લાગણીને તેણે ઉગતી જ દાબી દીધી.

'હવે ચાલો સીધા માર્ગે.' કહી નદીના પાણીમાં રાજબાએ ઘોડીને ઉતારી અને કેડપુર પાણીમાં ઘોડી સ્વસ્થતાથી આગળ વધી. પાછળ રાજસિંહ સવાર થઇ આવતો હતો.

બંને ઘોડેસવારો સિદ્ધપુરના બજાર વચ્ચેથી પસાર થયાં ત્યારે ભાગ્યેજ કોઇ દુકાન પૂરી ઉઘડી હશે. કેટલાક દુકાનદારો પોતાની દુકાનો ઉઘાડતાં ઉઘાડતાં આ પુરુષ અને સ્ત્રી ઘોડેસવારોને અજાયબીથી જોઇ રહ્યાં હતાં. સ્ત્રીને ખભે અને પુરૂષની કેડ પર ભીનાં વસ્ત્રો વીંટાએલાં હતાં. બંને હથીઆરબંધ હતાં.

તેમને જતાં જોઇ કોઇ એક દુકાનદાર બોલી ઉઠયો. 'જુગતે જોડી મળી છે.'

રાજબા આગળ હતી તેણે પણ તે સાંભળ્યું ત્યારે રાજસિંહે તે સાંભળ્યું નહિ હોય ? પણ તે વખતના તેમના વદન પરના એકબીજાના ભાવો જોવાની–જાણવાની તેમને સવલત ન હતી. બંને એકબીજાની આગળપાછળ હતાં.

---

## પ્રકરણ ૨૦ મું

### રાજબાનો માનસિક વ્યાપાર

બંને સવારો મઠના દરવાજે જઇ અટકયા. દરવાજા ઉઘડી ચૂકયા હતા. મહંત અને તેમના ચેલાઓ સૌ સૌની દિનચર્યામાં પડયા હતા.

દરવાજામાં ઘોડાં આવેલાં જાણી એક ચેલાએ બહાર આવી પૂછયું.

'કયાંથી આવો છો?'

'વાલમથી.' રાજબાએ જવાબ આપ્યો.

ઉઘડતા પ્રકાશમાં દીપ્તિ મારતું રાજબાનું રમણીય મુખ જોનાર ધરાયો નહિ અને જયાં સુધી તે ન ધરાયો ત્યાં સુધી તે પોતાની નજરને પાછી વાળી શકયો નહિ. બાવાના આ વર્તનથી રાજબાને હસવું આવ્યું. રાજસિંહને ચીડ ચઢી.

'કહો બાવાજી ! ઘોડાં કયાં બાંધીએ ?' જરા કડક થતાં રાજસિંહ બોલ્યો.

બાવાજીએ રાજબાના મુખપરથી પોતાની નજર પાછી ખેંચી જવાબ આપ્યો. 'અંદર લાવો.'

બન્ને જણ ઘોડાં દોરી અંદર ગયાં. ઘોડાં બાંધવા માટે ઇલાયદા જગા રાખવામાં આવી હતી તે બાવાએ બતાવી અને તેમણે પોતપોતાનાં ઘોડાં બાંધ્યાં.

'કોનું કામ છે?' બાવાએ ઘોડાં બંધાઇ રહેતાં પૂછ્યું.

'મહંત અહીંઆં છે?' રાજબાએ પૂછ્યું.

'હા.' પેલાએ જવાબ આપ્યો.

'અમારે તેમને મળવું છે.' રાજબાએ કહ્યું.

'હું પૂછી આવું.' કહી બન્નેને ખુલ્લા મેદાનમાં ઉભાં કરી બાવો દોડયો. અંદર જઇ બીજા એક બાવાને તેડી લાવ્યો. અધિકારે અને ઉંમરે તે પ્રથમ બાવા કરતાં મોટો લાગતો હતો.

'કેમ ભાઇ! તમારે મહંતનું શું કામ છે?' રાજસિંહને તેણે પૂછ્યું.

'મારે તેમને મળવું છે.' રાજબાએ કહ્યું.

'તમારે?' આશ્ચર્ય પામતાં પેલાએ પૂછ્યું.

'હા, મારે મળવું છે. ક્યારે મળી શકાશે?'

'તમારે શું કામ છે?'

'તમને કહેવાય તેમ નથી.' રાજબાએ જવાબ દીધો.

'ભલે, ગુરુજી આપને મધ્યાહ્ન પહેલાં મળી નહિ શકે.' મોટા બાવાએ કહ્યું.

'બપોરપછી પણ મળશે તો ખરા જ ને?' અધીરી રાજબા બોલી.

'કંઇ કહેવાય નહિ. બપોરે હું તમારી મુલાકાત માટે પ્રસ્તાવ કરીશ.'

'અત્યારે નહિ કરી શકો?'

'ના, સમાધિસ્થ છે.'

'ઠીક.'

'આપનો મુકામ અહીં રાખશો. બપોરે હું આપને ખબર આપી જઈશ.' કહી મોટા બાવાએ રજા લીધી. પેલો ચેલો બન્નેને તેમના મુકામે લઇ ગયો.

'બન્નેને એકજ ઓરડી ચાલશે કે જુદીજુદી ઉઘાડી આપું?' રાજસિંહ અને રાજબાએ એક બીજા સામે જોયું. બન્નેની આંખોમાં ચેલાના પ્રશ્નનો જવાબ આપવાની દરકાર ભરી હતી, પણ તેમનાથી જવાબ ન દેવાયો.

આખરે તેણે બન્નેને જુદાજુદા ઓરડા ઉઘાડી આપ્યા. પાણી માટેની વ્યવસ્થા કરી આપી અને ચાલ્યો ગયો.

'બન્ને માટે એક જ મુકામ હોત તો ન ચાલત?' રાજસિંહનું મન તેને પૂછી રહ્યું હતું.

'મુકામ માટેની ચિંતા પણ ઘણી વખત ગભરાવી દે છે.' રાજબાનું દીલ વિચાર કરતું હતું.

થોડીવારે એ જ બાવો બન્ને માટે રાંધવાની સામગ્રી લઈ આવ્યો.

'બન્ને માટે એક જ રસોડે રાંધી લેશો કે જુદા જુદા?' તેણે પૂછ્યું.

રાજસિંહે રાજબા સામે જોયું. રાજબા વિચારમાં પડી.

'મૂકો. બન્ને માટે એક જ રસોડું ચાલશે.' રાજબાએ કહ્યું.

થોડી વારે વળી બાવો આવી બાળવા માટે લાકડાં મૂકી ગયો. રાજબાએ રસોઇ કરવા માંડી.

મધ્યાહ્ન થયા. રાજબા અને રાજસિંહે સાથે બેસી જમી લીધું. રાજસિંહ સ્વભાવથી સંકોચ પામનાર હતો, પણ રાજબા, બહાદુર રાજબા આજે રાજસિંહ સાથે જમવા બેસતાં કેમ સંકોચાતી હતી? તેની ભાભીની શીખામણ તેનાં હૃદય દ્વાર પળેપળે ખખડાવી જતી હતી.

'રાજબા સાવધાન!' 'રાજબા સાવધાન!' અને એ સાવધાની રહેવાની બાંગ તો તેને આવો સંકોચ નહિ આપતી હોય?

જમી રહ્યાં કે મોટા બાવાએ આવી તેમને કહ્યું:–

'મહંતશ્રીને મળવા માટે તમારે નમતા પહોરે પેલા ઓરડામાં આવવું.' કહેતાં આંગળીવડે તેણે તે ખંડ બતાવ્યો અને ચાલ્યો ગયો.

'ભલે કહી રાજબા પોતાની ઓરડીમાં જઇ પાથરેલા વસ્ત્ર પટ પર આડી થઇ સૂતી. રાજસિંહ મઠની બાંધણી અને તેનાં સાધનો જોવા માટે ઉઠ્યો. તેને જતો જોઇ રાજબાએ તેને બોલાવ્યો.

'રાજસિંહ!'

'કેમ?' કહી તે રાજબા તરફ વળ્યો.

'ભીમગિરિનો વરણાગનો મઠ અને આ મઠ; તેમાં તમને કયો સારો લાગ્યો?'

'મને?'

'હા, તમને.'

'વરણાગના મઠને ડીંગરનાં કમાડ છે. અહીંનાં કમાડ જોયાં?'

'હા, જોયાં. બહુ સાદાં અને મામુલી લાકડામાંથી બનાવેલાં છે.'

'બીજું તો આપણે એ મઠનું શું જોયું છે કે કહી શકાય?'

'એ કીંગરનાં કમાડ અહીં આવે તો આ મઠ દીપી ઉઠે ખરો ?' રાજબાએ વળી વિચાર સૂઝી આવતાં કહ્યું.

'કેમ નહિ? આ મઠની બાંધણી કાંઇ નમાલી નથી.' રાજસિંહે કહ્યું.

'ત્યારે એ પણ થઈ રહેશે.' રાજબાએ કહ્યું.

'તમે ધારશો તે કરશો.' રાજસિંહે પ્રશંસાનાં ફૂલ વેર્યાં.

રાજબા ફૂલાઇ. તેને સાંભર્યું, રાજસિંહ હજુ ઉભો હતો અને પોતે સૂતેલી છે. તેણે જરા બેઠા થવાનો પ્રયત્ન કરતાં કહ્યું. 'બેસોને, ઉભા કેમ છો?'

રાજસિંહ બેઠો, તેની સામે અર્ધસૂતેલી અવસ્થામાં રાજબા પાથરેલા વસ્ત્રપટ પર ઉંધી સૂતેલી હતી.

'રાજબા! વાલમનું ભાવિ તમે કેવું ધારો છો?' રાજસિંહે પૂછ્યું.

'સુખી અને ગૌરવપૂર્ણ.' જવાબ આપતાં રાજબાએ દબાતા હ્રદય-ભારને રાહત આપવા શરીરને સહજ ઉંચું કર્યું. રાજસિંહે સહજ ભાવે તે ક્રિયા જોઇ.

'તેમાં આપણા આ કાવત્રાનો ફાળો કેટલો હશે ?'

'એ તો હું જ્યોતિષ વિદ્યા જાણતી હોત તો કહી દેત.' કહી રાજબા હસી. તે સાંભળી રાજસિંહ પણ હસ્યો.

'રાજસિંહ! અહીંના મહંત જોયા ?'

'ના, સમાધિમાં છે ને?'

'કહે છે, કે પ્રભાવશાળી અને મહાન જ્ઞાની પુરુષ છે.'

'હશે.'

'હશે નહિ, છે.'

'છે.' રાજબાની હઠને પુરી કરતાં રાજસિંહે કહ્યું.

'તે ધારે તો ભીમગિરિને એકજ ક્ષણમાં વરણાગથી કાઢી મૂકે.'

'એટલા માટે તો આપણે આટલા સુધી લાંબા થયાં છીએ.' રાજસિંહને વાતોમાં રસ નહતો પડતો તે રાજબાએ જોયું. તેની આંખો ભીંત સામે હતી પણ તેનું હ્રદય? રાજસિંહ કેમ અન્યમનસ્ક બનતો જતો હતો?

'રાજસિંહ!'

'હં.'

'કયા ધ્યાનમાં છો ?'

"વિચાર કરૂં છું.'

'શાના ?'

'ભીમગિરિને પદભ્રષ્ટ કરી આપણે વાલમનું ખરેખર ભલું કરીશું ?'

'જરૂર. ભીમગિરિ પદભ્રષ્ટ થાય એમાં જ વાલમનું ભલું છે.' હૃદયું ભારને રાહત આપવા રાજબાએ બીજી વખત શરીરને ઉંચું કરતાં કહ્યું.

'તમે એકલાં જ કહો છો.'

'હું એકલી જ નથી, તમે સાથે છો.' સ્મિત વેરવાનો પ્રયત્ન કરતાં રાજબા બોલી.

'હું ? હું તો ચીઠ્ઠીના ચાકર જેવો. તમને અનુસરવું એટલું જ હું જાણું. વધારે નહિ.' રાજસિંહે સ્મિત ઝીલતાં કહ્યું.

'રાજસિંહ ! વિશ્વાસ રાખો.' રાજબાએ કહ્યું. તેણે સૂતાં સૂતાં પોતાના પગ સાથે રમત આદરી હતી. ઘડીકમાં આંટી મારી ઘડીકમાં તે આંટી છોડી દેતી હતી.

'વિશ્વાસ છે જ.'

'મહંતને મળવા સાથે આવશો ?'

'તમે કહેશો તો.' રાજસિંહે તૈયારી બતાવી. રાજસિંહના જવાબો રાજબાનું મહત્વ વધારતા જતા હતા અને તે વધતા જતા મહત્વના તોરમાં રાજબાનો યૌવન ઉન્માદ આપમેળે જાગૃત થતો હતો.

'મારી શેતરંજના વજીરને મૂકી મારાથી મહંતને એકલાં મળી શકાય ખરૂં ?' રાજબાએ પ્રશંસા આદરી.

'વધારે પડતું માન આપ્યું છે મને. રાજબા ! કૂટનીતિમાં હું બાળક જેવો છું.' વધુ નમ્ર બનતાં રાજસિંહે કહ્યું.

'હું કયાં નથી જાણતી ?' રાજબાની સ્મિત રેખાઓ આકર્ષક બની. વિહ્વળ રાજસિંહ એકાએક ઉભો થઇ બહાર ચાલ્યો ગયો.

'રાજસિંહ !' રાજબાએ તેને જતો રોકવાના ઇરાદાથી કહ્યું.

'મઠ જોઇને આવું.' કહી તે પોતાની બેકાબુ થતી જતી જાતને કાબુમાં રાખવાના હેતુથી એ સ્થળ ત્યજી ગયો.

મત્ત રાજબાનો યૌવનનાદ ઝોલે ચઢયો હતો. તેણે જોરથી પગ પછાડયા. દબાતા હૃદયને વસ્રપટ સાથે વધુ દાબ્યું અને 'હાશ' કહી ઉભી થઇ ગઇ. તેણે બારણામાં આવી જોયું તો સૂર્ય પશ્ચિમ તરફ નમતો જતો હતો. બાવાઓ દિનચર્યામાં મગ્ન હતા. ચોક વચ્ચે ઉભેલાં ઝાડનાં

માન પવનથી ખડખડાટ કરી હસી રહ્યાં હતાં. રાજબાને વાતાવરણમાં મોહકતા લાગી કે પછી તેનું હૃદય કોઇ છંદે ચઢ્યું હતું ? આહ્લાદક ભાવે આખા ચોગાનને ભરી લેવી પોતાની નજર તેણે આવરી લીધી-દીલમાં ચઢતી ઉમંગની ભરતીમાં આટલો જુવાળ કેમ? રાજબા શું સંયમ ગુમાવતી હતી?

બારણામાંથી તે પાછી ખસી ગઇ. ઓરડીમાં તેની નજર પડતાં જ તેણે શું જોયું? રાજબા કેમ ચમકી ગઇ? તેના આહ્લાદક ભાવોની ભરતી એકાએક કેમ શમી ગઇ? યૌવનનો ઉપડતો નાદ એકાએક શમી ગયો. તેના વદન પર ઉલ્લાસની જગાએ મ્લાનતા છાઇ ગઈ. તેણે આંખો મીંચી દીધી પણ બંધ આંખોથી પણ તે દશ્ય તે જોઇ શકતી હતી. તેનાં પોપચાં પારદર્શક બની ગયાં હતાં શું?

'નાથ! હું ભૂલી. મારી રક્ષા કરો.' બંધ આંખે હાથ દેતાં રાજબા બોલી ઉઠી.

તે વસ્ત્રપટ પર બેસી ગઇ અને ઢીંચણે માથું ટેકવી રડી પડી. રૂદનનો ઉભરો શમતાં તેણે આંખો પરથી હાથ ખસેડી લીધા. ઓરડીમાં બ્હીતાં બ્હીતાં નજર કરી. ઓરડી ખાલી હતી.

'શું થઇ ગયું?' રાજબા વિમાસવા માંડી.

વીતેલી પળોનો વિચાર કરતી તે સૂઇ ગઈ. સૂતાંની સાથે જ તેની આંખ મળી ગઇ.

સ્વપ્નમાં રત્નસિંહ સામે આવીને કહેતો હતો. 'રત્નસિંહની અપરિણીત વિધવા! તને એ છાજતું નથી.' પણ હા, એ રત્નસિંહની મુખરેખાઓ કેમ પલટો ખાઈ રહી છે. રત્નસિંહમાંથી રાજસિંહ. અરે રાજસિંહમાંથી મહંત ભીમગિરિ? શું છે આ બધું? રાજબા, કેમ મુંઝાય છે. તેનો શ્વાસ જોરથી કેમ ચાલે છે? તેની છાતી કેમ ઉછળે છે? અને ભીમગિરિ! તમે પણ રૂપ બદલી ગયા? કામેશ્વર! કામ? સુરેખાનો જીવનઆરામ કામ રાજબાના સ્વપ્નમાં ક્યાંથી?

રાજબા ઝબકીને જાગી ઉઠી. તેનું હૃદય જોરથી ધડકતું હતું. કંઠ શોષાઇ ગયો હતો. બોલવાની તાકાત ન હતી. તેણે બોલવા પ્રયત્ન કર્યો. ગળામાંથી અવાજ સુધ્ધાં નીકળતો ન હતો. સામેથી તેણે રાજસિંહને આવતો જોયો. પોતાની માનસિક નિર્બળતા તેને બતાવવા કરતાં રાજબાએ સૂઇ જવું વધારે પસંદ કર્યું.

રાજસિંહ આવ્યો. રાજબા અવળે મુખે સુઇ ગઈ હતી.

'રાજબા ! નમતો પહોર થયો.' તેણે કહ્યું.

'હુંઉંઉં.' રાજબાએ તેનું કહ્યું સાંભળ્યાની ખાત્રી આપી પણ તે ઉઠી નહિ.

'ઉઠો. પેલા બાવાજી આ તરફ આવતા લાગે છે.' રાજસિંહે કહ્યું.

રાજબા સફાળી ઉઠી. પાણી લઇ તે વડે મ્હોં સાફ કરી થોડુંક પાણી પીધું, ત્યારે તેના ફફડી ઉઠેલા કાળજાનો ઉકળાટ કંઈક શમ્યો.

'બ્હેન ! મહંત આપને બોલાવે છે,' બાવાજીએ આવી કહ્યું.

'હા, ચાલો રાજસિંહ !' કહી રાજબા ઉઠી અને બાવાજી સાથે થઈ ગઈ. રાજસિંહ પણ સાથે ચાલ્યો.

બાવાજીએ બતાવેલા ઓરડામાં રાજબા દાખલ થઈ. ઓરડામાં તેણે ભવ્ય, રૂઆબદાર અને વૃદ્ધ છતાં તેજસ્વી પડછંદ કાય મહંતને મશરૂના તકીએ અઢેલીને બેઠેલા દીઠા.

રાજબા તેમની નજીક જઇ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી બાજુમાં બેઠી. રાજસિંહે તેનું અનુકરણ કર્યું.

---

# પ્રકરણ ૨૧ મું

## ભીમગિરિની વિરૂદ્ધમાં

'કેમ આવવું થયું બ્હેન ?' મહંતે રાજબાને પ્રશ્ન કર્યો.

'ગુરૂદેવ ! આપનાં દર્શને.' રાજબાએ ભક્તિભાવ પ્રદર્શિત કર્યો.

'અને સાથે આ ભાઇ કોણ છે ?' ધીર ગંભીર ભાવે સૌમ્ય ઉચ્ચાર કરતાં મહંત બોલ્યા.

'હું તેમનો ચાકર છું.' રાજબા આગળ પોતે તુચ્છ છે એ બતાવતાં રાજસિંહે કહ્યું. રાજબાએ તેની સામે જોયું. તે નજરમાં આશ્ચર્ય હતું.

'બહુ દૂરથી આવ્યા છો રાતોરાત. ક્યારે વાલમથી નીકળેલાં ?'

'મધ્યરાત્રિ વીત્યા પછી.'

'માર્ગમાં રોકાયાં નહિ હો.'

'વરણાગમાં રોકાયાં હતાં.'

'એમ ?' મમત્વદર્શક ભાવથી મહંતે કહ્યું.

'હા, દેવ ! સિદ્ધ ભીમગિરિનાં દર્શન નિમિત્તે.' રાજબાએ કહ્યું.

'રાતે? ભીમગિરિ તમને તે વખતે મળ્યા ખરા?' મહંતે પૂછ્યું.

'હા દેવ! મળ્યા.'

'હા, હું ભૂલ્યો. યોગીઓને મન તો

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।'

'સાચું ગુરુદેવ! પણ ભીમગિરિ તો યોગભ્રષ્ટ આત્મા છે.'

'તમે શાથી જાણ્યું?' મહંતે પૃચ્છા કરી.

'તે વૈભવી છે.'

'ઘણા યોગીઓ વૈભવી હોવા છતાં યોગભ્રષ્ટ નથી હોતા.' મહંતે બચાવ કર્યો.

'તે વિલાસી છે.' રાજબાએ એક વધુ આરોપ મૂકયો.

'હોઇ શકે. જિતેન્દ્રિય પુરુષો વિલાસી હોવા છતાં નિર્મળ હોય છે.'

'તે વિષયી છે.' રાજબાએ તીર ફેંક્યું.

'शान्तं पापम्' મહંત બોલ્યા.

'સાચું છે ગુરુદેવ!' રાજબાએ હઠે ચઢતાં કહ્યું.

'કરેલાં કૃત્ય ભોગવશે, બહેન!'

'અમારૂં ભૂંડું કરવા બેઠા છે.'

'કોનું?'

'વાલમ ગામનું.'

'શી રીતે?' ન સમજતાં મહંતે પૂછ્યું.

'સંસારથી વિરક્ત રહેવાનો ડોળ કરી સંસારીઓને લડાવે છે. સંયમી હોવાનો ડોળ કરી ભોળી અને આશ્રિત સ્ત્રીઓ સાથે વ્યભિચાર આદરે છે, વિલાસને પોષે છે, વ્યભિચારને વધારે છે અને ઇન્દ્રિયજન્ય સુખોની લાલસામાં જીવનને બહેકાવી મૂકે છે. કુટિલોના ગુરુ બને છે અને શાણાઓને ધિક્કારે છે, ફીટકારે છે, દૂર કરે છે. નીચ કોમનાં લોકોને કાવત્રામાં સાથ આપી સજ્જનોને સંતાપે છે. તે વરણાગની ગાદીને યોગ્ય નથી. ગિરિમહંતોની પવિત્ર ગાદી પર આરૂઢ થવાની તેમની લાયકાત નથી.' મહંતે રાજબાને બોલતી અટકાવવા વચ્ચે હાથ ઉંચો કર્યો, પણ તેની દરકાર કર્યા વિના રાજબા તેને કહેવું હતું તેટલું કહીને પછી અટકી.

'બહેન! અસંબદ્ધ આરોપો ન મૂકો. સમજાય તેવી રીતે કહો. દાખલા સાથે તમારૂં વક્તવ્ય સમજાવો. દલીલોની જરૂર નથી.' મહંત જરા પણ ઉગ્ર કે નરમ ન હતા. તેમની વાણી, તેમનો પ્રભાવ એકધારા અને સુસંગત હતાં.

'ગુરુદેવ ! ઘણાં વરસોથી વાલમમાં ગામ અને ઠાકરડાઓ વચ્ચે વેર ચાલતું આવે છે.'

'હું જાણું છું.' વચ્ચે પૂરાતાં મહંતે કહ્યું.

'નાગરોનું રક્ષણ કરતાં મારો પતિ અને ગામના આગેવાનનો પુત્ર, એમ બે જણાઓ ઠાકરડાઓનો ભોગ બન્યા. અનેક પ્રયત્નો છતાં ગામ ન ફાવ્યું. છેવટે નાગરોએ ગામ છોડયું અને ઠાકરડા વિશેષ ચઢી વાગ્યા.'

'મેં સાંભળેલું છે.'

'આજે ગામ શાન્ત છે. ઠાકરડાઓ ભેદી રમત રમે છે. મહંત ભીમ ગિરિએ તેમનું ગુરુપદ સ્વીકાર્યું છે અને તેમને ફટવી રહ્યા છે. આજે ઠાકરડાઓ ગામને ગણતા નથી. મહંત ગામને દાદ દેતા નથી. આમ સંસારીઓના હિતની ખાતર સંસારથી વિરકત થનાર સંસારીઓને પરસ્પર લડાવી પોતાની અહંતાને પોષે છે. ગુરુદેવ! કહો આપ જેવા નિર્લેપ પુરૂષોને અહંતા શોભે?'

મંહત ન બોલ્યા.

'પોતે ત્યાગી હોવાનો ડોળ કરે છે અને મઠમાં સ્ત્રીઓને આશ્રય આપે છે. આજે તેમના મઠમાં અલકા નામની બાઇ તેના માંદા પતિના રોગ નિવારણ માટે આવી રહી છે. મહંત તેના પતિને સાજો કરવાના બહાના નીચે બાઇને રાત્રિના સમયે એકાંતવાસમાં બોલાવી તેની પાસેથી અઘટિત સેવાઓ લે છે. ત્યાગીને એ શોભે ખરૂં ?'

'બહેન ! સાચું હોય તે કહેજો. જુઠાણું ચલાવશો નહિ.' મહંતે ધ્યાનથી સાંભળતાં કહ્યું.

'નહિ દેવ ! જુઠું બોલી મારે પાપ નથી વહોરવું. વળી ઠાકરડાઓનું ગુરુપદ મેળવી તેમની પાસે વ્યભિચાર અને વિષયથી ભરપૂર વાતો સ્ત્રીઓના સાંભળતાં કહેવડાવે છે અને એ રીતે પોતે તેમના પાપની કબુલાત કરાવી પાપમુકત કરવાની વાતોનો પ્રવાહ વહેતો કરે છે.'

મહંત એક ધ્યાનથી સાંભળી રહ્યા.

'દેવ ! ઠાકરડાઓ પાસે તે કુટિલ કૃત્યો કરાવે છે. તેમને પણ અંદર અંદર લડાવી અંતે મધ્યસ્થ બની સમાધાન કરાવી પોતાની મહત્તા વધારવાના મિથ્યા પ્રયત્નો કરે છે.'

'કહેશો કેવી રીતે?' મહંતે પૂછ્યું.

'હા દેવ ! બારમલને વાલમના ઠાકરડાઓની રાવઠી સળગાવી દેવાની પ્રેરણા આપી બીજા પક્ષને તેનો બચાવ કરવાની શિખામણ આપી, તેમને

અંદર અંદર લડાવ્યા. ત્રીજી બાજુથી તેમણે બારમલની દીકરીને વાલમના ઠાકરડા યુવાન મારફત ઉપડાવી દૂર દૂર મોકલી દીધી.'

'અધર્મ.' મહંતથી બોલાઇ ગયું.

'એવા તો અનેક અધર્મોને તે છૂપી રીતે ચલાવી અને પોષી રહ્યા હશે. દેવ! મને પણ તેમણે મઠમાં આવી રહેવાનું જાહેર આમંત્રણ આપ્યું છે, કોને કહું દેવ?' રડવા જેવી થઈ જતાં રાજબા બોલી.

'અ ર ર ર.' મહંત કકળી ઉઠયા.

'દેવ! તેમની જુવાની મહેક મહેક મહેકી ઉઠી છે. સંયમનો અંચળો ઉડી જાય પછી પતન પામતાં કેટલી વાર? યૌવનસુલભ ઉપભોગો ત્યજી તે યોગને લ્હાવો ગણે ખરા?'

મહંત ઉંડા વિચારમાં પડ્યા.

'અને મારા સરખી અસહાય સ્ત્રીઓ તેમની ભોળવણીનો ભાગ થઇ પડે ત્યારે? એ કલંક જાહેર થાય ત્યારે? મહંત દેવ! આપની સંસાર-વિરક્તોની જમાત ત્રાસી ઉઠે. તેમાં આપને શંકા જેવું લાગે છે ખરું?'

મહંત ન બોલ્યા.

'કેમ નથી બોલતા દેવ? આપ જેવા સમર્થને હાથ પણ તેનો ઉપાય નહિ હોય તો કોણ અમને સહાય કરશે?'

મહંતે માથું ધુણાવ્યું. આંખો બંધ કરી. ઘડીભર શાન્ત રહ્યા. પછી નિર્મળ તેજ વેરતી આંખો ખોલતાં તેમણે અવિરત વાગ્ધારાથી રાજબાને નવડાવી દીધી.

'બહેન! ભીમગિરિને આજ સુધી હું એક સમર્થ પુરૂષ માનતો હતો. ધર્મ, ન્યાય અને નીતિને અવલંબી તેમની સિદ્ધિઓ મહાન ફળ આપી શકે છે એમ હું ધારતો હતો, પણ આજે તમારી વાત સાંભળી મને મારા મન્તવ્યમાં અવિશ્વાસ ઉપજે છે. બનેલી અને બની રહેલી વાતો જો સાચી હોય તો ભીમગિરિ સિદ્ધ નહિ પણ સિદ્ધના રૂપમાં ધૂર્ત પુરુષ છે. અમારી વિરક્તિઓની સંસ્થાને એવા ધૂર્ત લોકો મોટો ધોખો પહોંચાડનારા હોય છે. અમને જાણ થાય કે તરત જ અમારાથી બનતા પ્રયત્નો કરી તેવાઓને ખુલ્લાં પાડી કાયમને માટે દૂર કરવાની અમારે તજવીજ કરવી એ અમારી ફરજ હોય છે. આજે જ જાણું છું કે ભીમગિરિ સિદ્ધ નહિ પણ ધૂર્ત છે એટલે આજથી જ મારે તેને અમારી જમાતમાંથી દૂર કરવો જોઈએ, પણ પ્રશ્ન એક જ ઉભો છે બહેન! આપનું કહેવું યથાર્થ

છે કે નહિ? આપના ઉપર અવિશ્વાસ મૂકવાનું મારે કારણ નથી. ભીમગિરિ ઉપર એવી રીતે ખોટા આરોપો મૂકવાનું તમારે કારણ નથી. વાલમ ગામના ઉત્કર્ષને ધ્યાનમાં રાખી તમે મહંત ભીમગિરિ વિરૂદ્ધ કરેલી તમારી વિજ્ઞાપના ઉપર વધુ વિચાર કરવાનું જરૂરી છે. આજ રાત્રે એ સંબંધી હું વિચાર કરી સવારે આપને યોગ્ય જવાબ આપીશ અને મહંત ભીમગિરિ માટે યોગ્ય પગલાં લઈશ. બહેન! આપના જેવી જાગૃત શક્તિના પ્રતાપે જ અધર્મીઓનો નાશ થઇ શકે છે તેનું આપ એક ઉદાહરણ છો. બીજું કંઈ?' મહંતે પોતાનો તાત્કાલિક નિર્ણય આપ્યો.

'દેવ! વિશેષ કંઈ નહિ. જેટલી ઝડપથી આપ મારી માગણી પર વિચારણા કરશો તેટલી અમારા ગામ પર આપની વિશેષ રહેમદીલી રહેશે. હું સોગંદ ખાઈને કહું છું કે, મેં કહેલી વિગતો સાચી અને બનેલી છે. વિશેષમાં મારા આ સાથીને પૂછીને આપ ખાત્રી કરી શકશો.'

'મનુષ્ય ઉપરથી વિશ્વાસ ઉઠી જવાને કારણ મળ્યા સિવાય બીજા પાસેથી તેની સાબિતી માગવામાં મને મારી માનસિક નિર્બળતા લાગે છે.' કહી મહંત ઉઠયા. રાજબા અને રાજસિંહ પણ ઉઠયાં અને જતાં જતાં મહંતને પ્રણામ કરી લીધા.

'આજની રાત્રિ આપ અહીં રહી જાઓ,' પ્રણામ સ્વીકારતાં મહંતે કહ્યું.

'જેવો આપનો આદેશ.' કહી રાજબા રાજસિંહ સાથે ઓરડા બહાર નીકળી.

'રાજસિંહ! જોયાને? કેટલા પ્રભાવશાળી છતાં કેટલા સૌમ્ય?'

'ગુજરાતનું ગૌરવ છે, રાજબા!' રાજસિંહે જવાબ આપ્યો.

'અને ભીમગિરિ?' રાજબાએ તિરસ્કારથી હસતાં કહ્યું.

'તમારા અને મહંતના શબ્દોમાં કહું તો ધૂર્ત.' રાજસિંહ બોલ્યો.

'મને ખાત્રી ન હતી, રાજસિંહ! કે મહંત આટલી સરળતાથી મારી વાણી પર વિશ્વાસ મૂકશે.'

'વિશ્વાસ ન મૂકવાને તેમને શું કારણ હોય?' રાજસિંહે જવાબ આપ્યો.

'રાત્રિ ઉતરી આવે છે, રાજસિંહ! મઠને ફરતી દિવાલનું નિરીક્ષણ તમે તો કરી આવ્યા હશો. હવે મારો વારો.' કહી રાજબા દરવાજા તરફ ચાલી. સાથે જવું કે ઓરડી પર ચાલ્યા જવું, તેની મુંઝવણમાં ઉભો રહેલો રાજસિંહ કંઈ નિશ્ચય કરે તે પહેલાં તેમને ઉતારો આપનાર બાવો આવ્યો.

'ચાલો ભાઇ! વાળુ માટે સીધું લઇ જાઓ.' બાવાએ કહ્યું.

'મારે વાળુ નથી કરવું. તમારે, રાજબા?' આગળ જતી રાજબાને સંબોધી રાજસિંહ બોલ્યો. રાજબા પાછી ફરી. તેના પેટમાં ભૂખ હતી, અને તેણે માપી લીધું કે રાજસિંહ પણ ભૂખ્યો હતો.

'રાજસિંહ! તમે સીધું લઈ આવો એટલામાં હું આવું છું. પછી રાંધી દઇશ.' કહી તે આગળ વધી.

તેની સાથે જવાની ઉત્કંઠાને રોકતો રાજસિંહ બાવાની સાથે કોઠાર તરફ ગયો. સીધાના સરસામાનનો ભંડાર એક વિશાળ ઓરડામાં ભરવામાં આવ્યો હતો. સામાન રાખવાની વ્યવસ્થા જોઈ રાજસિંહ નવાઈ પામ્યો. એટલો મોટો મઠ હતો. અનેક માણસોના પેટના પોષણ માટે અનેક રસોડાં ત્યાં ખોલેલાં હતાં. તેમને માટે જરૂરી વસ્તુઓ પૂરી પાડવાનું આ એક જ સ્થળ હતું. છતાં કેટલું સ્વચ્છ! કેટલું વ્યવસ્થિત!

સીધું લઇ રાજસિંહ ઓરડી તરફ ગયો. જઇને થોડોક સમય રાજબાની રાહ જોઇ પણ તે ન આવી. વધુ રાહ જોઇ પણ ન આવી. આખરે થાકી તે ઉઠયો. દરવાજા બહાર ગયો. મઠને ફરતી દિવાલને અઢેલી દરવાજાથી થોડેક દૂર રાજબા મ્હોંમાં આંગળી નાખી વિચારમગ્ન ઉભી હતી.

'રાજબા!' રાજસિંહે બૂમ મારી, પણ જવાબ ન મળ્યો. તે આગળ વધ્યો.

'રાજબા?' છેક નજીક જઇ તેણે પૂછ્યું.

'અરે! રાજસિંહ! નવાઇની વાત છે!' અચંબો દર્શાવતાં રાજબા બોલી.

'શું છે?'

'અરે, શું છે શું? મ્હેં શવજીને જીવતો જોયો.'

'શવજી કોણ?'

'ગાંગજી કાકાનો શવજી.' ઓળખ આપતાં રાજબા બોલી.

રાજસિંહ સમજ્યો.

'પણ આજે એ અહીં શેનો હોય?'

'મેં મારી સગી આંખે જોયો.'

'ક્યાં ગયો?'

'અહીં આ દિવાલમાં સમાઈ ગયો.' રાજબાએ દિવાલ તરફ આંગળી કરતાં કહ્યું.

'ભ્રમણા, રાજબા ! જીવતું પ્રાણી ઇંટોની નક્કર દિવાલમાં શી રીતે સમાઇ જાય ?' ન માનતાં રાજસિંહ બોલ્યો.

'માનો યા ન માનો. મારી આંખોએ મને આજ સુધી દગો દીધો નથી.' રાજબા બોલી.

રાજસિંહ ન બોલ્યો.

'અરે, એ ભાઇ ! રાંધવાનું મૂકી તમે બહાર ક્યાં ફરો છો ? કૂતરાં દિવાળી કરી જશે.' બાવાએ રાજસિંહને પોકાર કર્યો.

'ચાલો, રાજસિંહ ! રાંધી નાંખું.' કહી રાજબા દરવાજા તરફ વળી. રાજસિંહ તેની સાથે ગયો.

મૂંગા મૂંગા રાજબાએ રસોઇ કરી. બન્નેએ વાળુ કર્યું. બાવાએ આણી આપેલાં ગોદડાંથી બન્નેએ પોતપોતાની ઓરડીમાં પથારી કરી, પણ રાજબાનું દિલ ચકરાવે ચઢયું હતું:–'વર્ષો પહેલાં મરણને શરણ થએલો શવજી આજે અહીં ક્યાંથી ?'

જામતી રાતે મઠનો મુખ્ય દરવાજો મોટા અવાજ સાથે બંધ થયો. ડોકાબારીને સાંકળ દેઇ બાવો પોતાની પથારીમાં જઇ પડયો ત્યારે મઠના અંદરના ગભારામાં ચાખડીઓ ટપટપાવતા મહંત વૃદ્ધાવસ્થાને ન છાજે એટલી ઝડપે ફરી રહ્યા હતા. આખા દિવસભરના શ્રમથી ત્રસ્ત થએલી રાજબાની નિદ્રા શવજીના વિચારે ઉડી ગઇ હતી. જ્યારે રાજસિંહ નિદ્રાના મીઠા ખોળે પોઢી મનોહર સ્વપ્નપ્રદેશમાં ઘુમી રહ્યો હતો.

---

## પ્રકરણ ૨૨ મું
## રાજબાની રાત્રિ ચર્યા

પુણ્યતીર્થ સિદ્ધપુર ઉપર રાત્રિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. ત્વરિત ગતિએ વહી રહેલી સરસ્વતીનાં ચપળ નીર વીર યોદ્ધાઓની સામસામી અથડાઅથડી અને મલ્લકુસ્તીની યાદ આપતાં હતાં. સર્વ સ્થળે શાન્તિ અને નિદ્રાનું સામ્રાજ્ય નિરંકુશ વ્યાપી રહ્યું હતું.

મધ્યરાત્રિ વીતી ગઇ છતાં રાજબાની આંખમાં નિદ્રા ન હતી; તેના હૃદયમાં શાન્તિ ન હતી. દુર્જય કાળનો અવિરત વહેતો પ્રવાહ રાજબાને ભૂતકાળ તરફ ખેંચી રહ્યો હતો. પંદર વર્ષ પહેલાંથી મરણને શરણ થએલો મનાતો શવજી આજે તેની નજરે ચઢયો હતો. વાત સાચી કે પછી ભીમગિરિની ભ્રામક જાળ !

અનેક ઉધામાને અંતે રાજબા ઉઠી, ઓરડીની બહાર નીકળી. ખુલ્લા ભાગમાંથી વહી આવતો મંદ મંદ શીતળ પવન તેને આહ્લાદ આપવા મથી રહ્યો, પણ હૃદય ઉપરની જબરી પકડને કારણે પવનના પ્રયત્નો વ્યર્થ જતા લાગ્યા. તેણે દિવાલ ફરતી ચોગરદમ નજર નાંખી. કોઇ ક્યાંય નહતું. મહંતના વિશાળ ઓરડા તરફ અને પછી બીજી ઓરડીઓ તરફ તેણે વારાફરતી નજર નાંખી લીધી. નિશાનું સામ્રાજ્ય નિદ્રાની હકુમત માનતું સ્થિર અને શાન્ત બની સૂતું હતું.

રાજબા આગળ વધી રાજસિંહની ઓરડી તરફ નજર કરી. નચિંત બની રાજસિંહ ધસઘસાટ ઉંઘતો હતો.

'જગાડું ?' રાજબાના દિલને પ્રશ્ન થયો.

'અત્યારે ભાગી રાતે એકને જગાડતાં અનેક જાગી ઉઠશે.' બુદ્ધિએ જવાબ આપ્યો.

'ધીમેથી, અતિ ધીમેથી, તેની પાસે જઇ જગાડું તો ?' હૃદયે ખુલાસો માગ્યો.

'એવી શી જરૂર છે ?' બુદ્ધિએ સામો જવાબ માગ્યો.

'ભલે ત્યારે.' હૃદયમાં ઉઠતા અંકુરો બુદ્ધિને તાબે થયા.

દરવાજે આવી તેણે ડોકાબારી ઉઘાડી બહાર ડોકીઉં કર્યું. બહાર પણ વાતાવરણમાં એ જ શાન્તિ અને એ જ નિરવતાનું સામ્રાજ્ય હતું. ધીમેથી તે બહાર નીકળી. ડોકાબારી એની મેળે અમસ્તી બંધ થઇ ગઈ. અજાણ્યા સ્થળે, રાત્રિને સમયે રાજબા કોઇ સાહસ ખેડવા જતી હતી કે શું ?

ધીમે ચાલી તેણે સવજીને જોએલો તે જગાએ આવી આસપાસ નજર કરી. કોઈ ન હતું. દીવાલ તરફ તેણે બારીકાઇથી જોયું પણ કંઇ નજરે ન પડયું. નજરે પડેલો સવજી શી રીતે અલોપ થયો તે તેને મન કોયડો હતો.

ઘણીવાર સુધી તે વિચાર કરતી ઉભી રહી, નિરીક્ષણ કરતી દીવાલ તરફ ધ્યાનથી જોઇ રહી, પણ કોઇ ઉકેલ જડયો નહિ. તે આગળ વધી, પણ ભાગ્યેજ તે બે ડગલાં આગળ ગઈ હશે, ત્યાં તેણે બારીકાઇથી નિરીક્ષણ કર્યું હતું તે દીવાલ ઝીણી ચીસ પાડી ફાટી અને દરવાજાનાં કમાડની જેમ બે બાજુ બે કમાડ ઉપસી બહાર આવ્યાં. ચપળ રાજબા શું થાય છે તે જોવા ઉઘડેલા કમાડની પાછળના ભાગમાં જઇ ઉભી રહી.

બારણામાંથી બે પુરુષ નીકળ્યા. તારાઓના આછા પ્રકાશમાં પણ રાજબાએ જોયું કે પ્રથમ બહાર આવનાર તે મઠના વયોવૃદ્ધ મહંત હતા અને તેમની પાછળ, જેનો ભેદ પામવા તે આ રાત્રિએ જોખમ ખેડી બહાર આવી હતી તે, શવજી હતો.

'શવજી !...' થોડેક દૂર જઈ મહંતે શવજીને પૂછ્યું.

'ગુરુદેવ !'

'હું માનું છું કે હવે તારે જાહેર થવાની જરૂર છે.' મહંતે કહ્યું.

'કેમ ?'

'તારી ઇચ્છાનુસાર તને આશ્રય મળ્યો છે; અને તારું ધ્યેય પાર પાડવાની સોનેરી તક આજે હાથ લાગી છે.'

'ફરમાવો, ગુરુદેવ !'

'એક માસ પૂરો થતાં ભીમગિરિને વરણાગના મઠાધિપ પદેથી પદભ્રષ્ટ કરવામાં આવશે.'

શવજી ન બોલ્યો. કમાડ પાછળ સંતાએલી રાજબા હરખી ઊઠી.

'તેણે ઠાકરડાઓનું ગુરુપદ સ્વીકાર્યું હોઇ તે પદભ્રષ્ટ થતાં બધામાં અસંતોષ ફેલાઇ અંદર અંદર ઝગડા થશે.'

'મારે શું કરવાનું ?' શવજીએ ઉતાવળા થઇ પૂછ્યું.

'તારે ? ઠાકરડાઓ જાણે છે કે તું જીવે છે ?' મહંતે પૂછ્યું.

'મને ખબર નથી.'

'બધા જાણે છે કે શવજી મરી ગયો છે.' મહંતે ખાત્રીથી કહ્યું.

'પછી ?'

'તારે શવજી નહિ પણ શવજીનું ભૂત બની તારું કાર્ય સિદ્ધ કરવાનું છે.' મહંતે કહ્યું.

બારણા પાછળ ઉભેલી રાજબા અચંબો પામી ગઇ. યોગ્ય સમયની રાહ જોતા મહંત આજ સુધી શવજીને સાચવી બેઠા હતા. અને આજે તેનો ખરો ઉપયોગ કરી ઠાકરડાઓની જડ ઉખેડી નાખવાની કુનેહભરી રમત રમી રહ્યા હતા.

'ગુરુદેવ ! આપના આશીર્વાદ હશે તો દાસ તૈયાર છે.'

'ફતેહ કર, શવજી ! આવતી કાલે, તારા ગામની એક બાઇ અહીં આવી છે. તેની સાથે તારું વિજય પ્રસ્થાન કર.'

'કોણ આવ્યું છે ?' શવજીએ પૂછ્યું. રાજબાને પ્રગટ થઇ જવાનું મન થયું, પણ મંહત એથી ક્રોધે ભરાશે માનીને તેણે મનને વારી રાખ્યું.

'નામ તો નથી જણાયું પણ તેનો ધણી તારી જેમ ઠાકરડાઓ સાથેની તકરારને અંગે માર્યો ગયો છે.'

'કોણ હશે એ ?' શવજી વિચારમાં પડયો.

'ગમે તે હોય, બાઈ બહાદુર છે. તેની નસેનસમાં ઠાકરડાઓને મારી હઠાવવાની ધગશ દાખવતું લોહી ફરી રહ્યું છે. સાથે એક માણસ પણ છે.'

'તો ગુરુદેવ ! મને તેની સાથે જવાની આજ્ઞા આપો.'

'ભલે, સવારે જજે.'

'અત્યારે હું તેને મળી શકું ?' શવજીએ મળવાની જિજ્ઞાસા દર્શાવી.

'હું અહીં જ ઉભી છું.' કહી રાજબા આગળ આવી.

'કોણ ?' શવજીએ પૂછયું.

મહંતના મુખ પર આશ્ચર્યની આછી રેખા અંધકારમાં આવીને ચાલી ગઇ.

'હું રાજબા, સામંતની બહેન.' કહેતી રાજબા મહંતને નમી પડી

'સુખી થાઓ, બહેન !' મંહતે આશીર્વાદ દીધો.

'રાજબા !' ભૂતકાળને તાજો કરતાં શવજી બોલ્યો.

'હા, ભાઇ ! હું રાજબા.'

'તેં લગ્ન કર્યાં ખરૂં ?'

'લગ્ન પહેલાં રત્નસિંહ પરવારી ગયા.'

'રત્નસિંહ ? વીર રત્નસિંહ પરવારી ગયો ?'

'હા, ઠાકરડાઓને હાથે.'

'હે પ્રભુ ! ઉગતા જુવાનને તેં વધેરી દેવડાવ્યો !' નિસાસો નાખતાં શવજી બોલ્યો.

'તમારે માટે પણ એવી જ વાતો ચાલી રહી છે. કોઇને આશંકા પણ નથી કે તમે જીવતા હો.'

'બનવા જોગ છે. હું અહીં પડયો રહી જીવતો છતાં મરી ગયા જેવી સ્થિતિમાં યોગ્ય સમયની રાહ જોતો પડયો છું. વાલમના શું ખબર છે ?'

'વાલમનું તંત્ર બગડી ગયું છે—ચૂંથાઇ ગયું છે. ઠાકરડાઓ ચઢી વાગ્યા છે. ન્યાયસભા નામની બની ગઇ છે. ગાંગજીકાકા દીર્ઘસૂત્રી બન્યા છે, ભારમલ વિરકત બનતો જાય છે અને મહેરામણ પ્રતિજ્ઞાના પાલન અર્થે વલખાં મારે છે.'

'શી પ્રતિજ્ઞા લીધી છે મહેરામણે?'

'ઠાકરડાઓને ગામમાંથી ન ભગાડે ત્યાં સુધી રાતે નિદ્રા ન લેવી.' શવજી સાંભળી રહ્યો.

'મહેરામણ કોણ?' મહંતે તે બન્નેની વાતચીતમાં વચ્ચે પુરાતાં પૂછયું.

'મારો નાનો ભાઈ.' શવજીએ જવાબ આપ્યો.

'ગુરુદેવ! શવજીને આવી રીતે પૂરી રાખવાનું શું કારણ છે?' રાજબાએ મહંતને પ્રશ્ન કર્યો.

'આવી રીતે પૂરાઈ રહેવાનું શવજીએ પસંદ કર્યું છે!' હસતાં મહંત બોલ્યા. રાજબાએ પ્રશ્નાર્થસૂચક દૃષ્ટિ શવજી તરફ ફેંકી.

'હું નાઠો છું ભારમલની ચોકીમાંથી, રાજબા! ભારમલને તો તું ઓળખેને? પૃથ્વીના પડમાંથી તે ધારે તો શોધી કાઢે એવો શક્તિશાળી માણસ મને પકડયા સિવાય નહિ રહે, તેવી મને ખાત્રી હતી એટલે મહંતશ્રીની અનેક વખતની આજ્ઞાઓને મ્હેં બેદીલીથી નકારીને ખાનગી રહેવાની વ્યવસ્થા માગી લીધી. પરિણામે તેમણે મને આ ઓરડો કાઢી આપ્યો.' બારણા તરફ હાથ લાંબો કરતાં શવજી બોલ્યો.

'તદ્દન ગુપ્ત છે. ગુરૂજી! આ ઓરડો શવજી માટે બનાવ્યો કે તે પહેલાંનો છે?'

'જુઓને બહેન! જોઇને જ ખાત્રી કરો.' મહંતે રાજબાને ઓરડા તરફ દોરી.

ઓરડાની રચના નવીન અને પ્રાસંગિક હતી. શવજી માટે જ તે ઓરડો બનાવવામાં આવ્યો હોય તેમ લાગતું હતું.

'કેટલાં વર્ષ થયાં હશે આ ઓરડાને?' રાજબાએ ચાલાકીદર્શક પ્રશ્ન કર્યો.

'શવજી! તને આવ્યે કેટલાં વર્ષ થયાં?' મહંતે શવજીને પૂછયું.

'સત્તર વર્ષ ગુરુદેવ!'

'બસ ત્યારે, આ ઓરડાને સત્તર વર્ષ થયાં.'

'જબ્બર્દ કરામત કરી છે.' આફરીન પોકારતાં રાજબા બોલી.

'શવજી અહીં રહે ત્યાં સુધી તેને નિમિત્તે બનાવેલો આ ઓરડો છે. પછી તેનો નાશ કરવામાં આવશે.'

'એમ કેમ, ગુરુદેવ?' રાજબાએ આશ્ચર્યથી પૂછયું.

'છાનાં રહેઠાણો છાનાં પાપ વધારી મૂકે છે.' મહંતે કહ્યું.

'અપવાદ સિવાય.' શવજીએ કહ્યું.

'અપવાદ બાદ જતાં નિયમ સ્થિર બની રહેલ છે.' શવજીની અપવાદરૂપ હયાતીનો નિર્દેશ કરતાં મહંત બોલ્યા.

'બધાં છે તો કુશળ ને?' શવજીએ પાછું રાજબાને પૂછ્યું.

'બધું કુશળ છે. પદ્મભાઇ ગયા.'

'ક્યાં?' શવજીએ પૂછ્યું.

રાજબાએ આંગળી ઉંચે આકાશ તરફ કરતાં કહ્યું. 'પ્રભુના દરબારમાં.'

'ક્યારે?'

'દોઢેક માસ થયો હશે'

શવજી ગમગીન બની ગયો.

'કયા પદ્મનાભની વાત છે?' મહંતે પૂછ્યું.

'પદ્મનાભ જ્યોતિષીની.' રાજબાએ સગર્વ કહ્યું.

'હા, એ તો ગયા જ.' મહંતે કહ્યું.

'ગુરુદેવ! પદ્મભાઇ ભીમગિરિને વાલમની સંભાળ રાખવાનું સોંપતા ગયા છે.' કટાક્ષમાં રાજબા બોલી.

'બહેન! વિશ્વાસઘાત કરનાર રૌરવ નરકમાં પડે છે.'

'ભીમગિરિ માટે પણ એમ જ હશે.' રાજબાએ કહ્યું.

મહંત ન બોલ્યા. રાજબાને લાગ્યું કે તેમનું દીલ દુભાતું હતું.

એટલામાં મુખ્ય દરવાજાની ડોકાબારી ખુલી. શવજી ઝડપથી તેની ઓરડીમાં ચાલ્યો ગયો અને બારણાં બંધ કરી દીધાં. દીવાલ જેવી દીવાલ જોઇ રાજબા અચંબો પામી. તે લાંબો વિચાર કરે તે પહેલાં મહંતનો મુખ્ય ચેલો નજીક આવી પહોંચ્યો.

'ગુરુદેવ! પેલી બાઇ તેની ઓરડીમાં નથી.' કહેતાં કહેવાઇ ગયું પણ મહંતની બાજુમાં રાજબાને જોઈ તે ડઘાઇ ગયો.

'આ રહી તે બાઇ. ચાલો હવે.' કહી મહંત આગળ થયા. પાછળ રાજબા ચાલી અને સૌની પાછળ વિચાર કરતો, પોતાના ગુરુની અગમતાને પહોંચવાના વલખાં મારતો ભવિષ્યનો મહંત ધીરે પગલે ચાલી રહ્યો હતો.

સૌ ડોકાબારીમાં દાખલ થયાં, એટલે તેણે બારી બંધ કરી. મઠના ચોગાનમાં રાજસિંહ અધીરાઇથી રાજબાની રાહ જોઇ રહ્યો હતો.

'રાજસિંહ! તમે જાગો છો?' રાજબાએ પૂછ્યું.

'હા, હું એ જ વિચાર કરી રહ્યો હતો કે તમે ક્યાં ગયાં?'

'હું ક્યાં જાઉં? રાત્રિનું સૌંદર્ય નિહાળવા. બીજે તે ક્યાં?' અને બાકીની રાત્રિ રાજસિંહે રાજબાના વિચારોમાં અને રાજબાએ શિવજીની અવિધ્યની ઉજ્જવળ કામગિરિના વિચારોમાં નિદ્રાહીન અવસ્થામાં ગાળી.

સવારે મહંતે તેને બોલાવી.

'ભીમગિરિને પદભ્રષ્ટ કરવાનું મેં નક્કી કર્યું છે. જરૂર પડ્યે તમારી સહાય માગવામાં આવશે.'

'તૈયાર છું, ગુરૂદેવ! વરણાગના મઠનાં કીંગરના કમાડ આપના મઠના દરવાજે શોભે તેવાં છે. ભીમગિરિ પરના વિજયની યાદગિરિ તે બની રહે તો નવાઇ નહિ.'

મહંત ચમક્યા. રાજબા તેમને લોભાવતી હતી.

'નહિ બહેન! વરણાગની સિદ્ધિ અમને ન ખપે.'

'ગુરુદેવ! જેવી આપની ઇચ્છા.' કહી રાજબાએ રજા લીધી.

રાજસિંહ અને રાજબા ઘોડેસવાર બની ચાલી નીકળ્યાં.

ત્યાર પછી થોડીવારે કપડાંની નાનકડી પોટકી બગલમાં મારી એક સાદો લાગતો પુરૂષ મઠના દરવાજામાંથી બહાર નીકળતો હતો. તેનું શરીર સતત ઘરમાં રહેવાના કારણે ફીક્કાશ ધારી રહ્યું હતું, છતાં તેના પગ જોરમાં ઉપડતા હતા. અને આગળ ગયેલા બે સવારોને પહોંચી વળવાની તલપભરી ઉતાવળ તેના ચહેરા પર સ્પષ્ટ દેખાઇ આવતી હતી.

---

## પ્રકરણ ૨૩ સું
## મહંતનો આદેશ

સિદ્ધપુરના મઠમાં બેસી તેના મહંત ઝડપી નિર્ણય કરી રહ્યા હતા. ભીમગિરિને પદભ્રષ્ટ શી રીતે કરી શકાય? ફક્ત સંદેશો મોકલી પદભ્રષ્ટ કર્યાનું કહેણ મોકલાવ્યું હોય તો? સંદેશો મોકલી તેમને અહીં તેડાવી તેમનાં કૃત્યોની જડતી લીધી હોય તો? તેમણે કરેલાં અપકૃત્યોનો ખુલાસો માગી જવાબ આવે તે ઉપર વિચાર કરી યોગ્ય શિક્ષા કરવામાં આવે તો? આવા અનેક પ્રશ્નો તેમના વૃદ્ધ છતાં ફળદ્રૂપ ભેજાને ચકાસી રહ્યા હતા. મહંતથી એક નિર્ણય ઉપર આવી શકાતું ન હતું. કોઇ પણ

ઉપર ટપકાનો નિર્ણય ભવિષ્યમાં ઉપાધિકારક થઇ પડે તો સિદ્ધપુરના મઠની અને તેના મહંતની મહત્તા શી?

અનેક દિવસો સુધી તેમણે એ બાબત નિર્ણય કરવા પ્રયત્નો કર્યાં પણ કોઈ સફળતા ન મળી.

અને એક દિવસ રાજબા અનાયાસે મઠમાં આવી ઉભી. સાથે રાજસિંહ હતો.

'રાજબા! આમ એકાએક ક્યાંથી?' મહંતે પૂછ્યું.

'ગુરૂદેવ! શું કર્યું?'

'શેનું?'

'વરણાગના મઠનું?'

'એ જ વિચારમાં છું.'

'પછી નિર્ણય ક્યારે કરશો?'

'એક માસની તો મુદત છે.'

'પણ તમારી કંઇ કાર્યપદ્ધતિ તો કહેશો?'

'હજુ નક્કી નથી કરી, રાજબા!'

'ક્યારે નક્કી કરશો?'

'સમય આવે થઇ પડશે.'

'ગુરૂદેવ! એમ દીર્ઘસૂત્રી ન બનો.'

'તમે નિર્ભય રહો.'

'ભીમગિરિનો દોર વધ્યો છે.'

'હું તેનો અંત લાવીશ.'

'મોડું ન કરો, ગુરૂદેવ!' કરગરતી હોય તેમ રાજબા હાથ જોડીને બોલી.

'મોડું નહિ થાય. આજે જ સમાચાર મોકલાવું છું.'

'ક્યાં?'

'વરણાગ.'

'કે?'

'ભીમગિરિ ઉપર તમે મૂકેલા આક્ષેપો ખરા છે કે નહિ, તેની ખાત્રી મારે ભીમગિરિ પાસેથી લેવી પડશે.' મહંતે નિર્ણય કરતાં કહ્યું.

રાજબા નીચલો હોઠ જોરથી કરડતી સ્થિર ઉભી રહી.

'તમે માનો છો કે ભીમગિરિ તે કબૂલ કરશે?'

'સત્યવક્તા તરીકેની તેની ખ્યાતિ પ્રસરેલી છે.'

'હું ન માનું, છતેયે જે આટલો અનાચાર આદરી રહેલ છે તે જાણ્યા વિના ?'

'રાજબા ! મને વિશ્વાસ છે. ગમે તેટલો અંત:પાતી હશે છતાં ભીમગિરિ જૂઠું નહિ બોલે.'

'જેવી તમારી ઇચ્છા.' કંઇ વિચારતી રાજબા બોલી.

'રાજબા !' મહંતે પૂછ્યું.

'જી.'

'મધ્યાહ્ન સમયે એકાએક આમ કયાંથી ?'

'ગુરુદેવનાં દર્શને.' રાજસિંહ તરફ જોઇ હસતાં રાજબા બોલી.

રાજસિંહ તેનો મર્મ ન સમજ્યો.

'હમણાં તો રોકાશો ને ?'

'ના, ગુરુદેવ ! આજે જ જવું છે.'

'તો પછી તમને સંગાથ કરી આપું.'

'કોનો ?'

'વરણાગ સુધી ખેપીઆનો.'

'ભલે.' કહી રાજબા નીચે બેઠી. રાજસિંહે તેનું અનુકરણ કર્યું.

'મોહનગિરિ !' તેમણે લહીઆને બોલાવ્યો.

'જી, ગુરુદેવ !' કહેતો મોહનગિરિ હાજર થયો.

'વરણાગ મઠના મહંત ભીમગિરિને મારા આશીર્વાદ મોકલી લખો કે, તમારી વિરૂદ્ધ, અતીતને અયોગ્ય વર્તન ચલાવ્યાની ફરીઆદ છે, તો કાસદ સાથે જ અહીં આવી તેનો જવાબ આપી જાઓ. જો કાસદ સાથે ન આવી શકાય તો વહેલામાં વહેલી તકે કયારે આવી શકાશે તે જણાવી કાસદને તુરત જ રજા આપી દો.'

મોહનગિરિ લહીઆએ ગુરુદેવનો આદેશ લખી વાંસની પોલી ભૂંગળીમાં મૂકી દઇ બાજુના એક બાજઠ ઉપર મૂકી વિદાય લીધી.

એટલા સમય દરમ્યાન રાજબા અને રાજસિંહ શાન્ત બેસી રહ્યાં હતાં.

'થયું. હવે રાજબા ! તમને નિરાંત થઇ ?'

'હા, દેવ ! કાસદની સાથે અમે પણ જઈએ.' રાજબાએ ઉઠવા તૈયારી બતાવી.

'વાર છે. નમતા પહોરે કાસદને રવાના કરવામાં આવશે. ત્યાં સુધી તમે પણ આરામ કરો.'

'જેવી આજ્ઞા.' કહી રાજબા ઊઠી. રાજસિંહ પણ તેની પાછળ ઊઠ્યો. બન્ને જણ બહાર આવી ચોગાનને ખુણે આવેલી એક પડાળીમાં જઇ નિરાંતેનો શ્વાસ ખાતાં વિચાર કરતાં બેઠાં.

'રાજસિંહ! તમને લાગે છે કે ભીમદેવ સીધો જવાબ આપે?'

'એમાં સીધો જવાબ ન આપવા જેવું શું છે? ભીમગિરિ કહેશે કે આક્ષેપો ખોટા છે.'

'અરે પણ જવાબ આપવા તો તેને અહીં આવવાનું ફરમાન છે.'

'અહીં આવીને કહી જશે.'

'તમને લાગે છે કે તે અહીં આવશે?'

'કેમ ન આવે?'

'ભીમગિરિ અભિમાની છે. કોઇનો હુકમ માનવા તે ટેવાએલો નથી.' રાજબાએ કહ્યું.

'બાવાઓની વાત જુદી. કઇ પળે શું કરે તે ન કહેવાય.' રાજસિંહે જવાબ આપ્યો.

'અહીં આવી જવાબ આપે અને મહંતને મેં કહેલી વાતો ખોટી બનાવ તો?' આસપાસ જોતી રાજબા બોલી.

'તો થઇ રહ્યું. તમારી બાજી ળમાં.' રાજસિંહે કહ્યું.

થોડી વાર કોઇ ન બોલ્યું.

'રાજસિંહ! કાવત્રું રચીશું?'

'શું?'

'ભીમગિરિનો બનાવટી જવાબ અહીં મોકલાવીએ તો?' બુદ્ધિને કસી જોતાં રાજબા બોલી.

'ન બની શકે, રાજબા!'

'બનાવવું સહેલ છે.' રાજબાએ કહ્યું. ત્યાં રસોઈ માટેની વ્યવસ્થાનુ પૂછવા માટે બાવો આવ્યો. રાજબાએ જમવાની ના પાડી તેને પાછો મોકલ્યો.

'જેવી તમારી ઈચ્છા. બપોરસમયે જમવાની ના પાડનાર આજ સુધીમાં તમારા સિવાય બીજું કોઇ આવ્યું હોય તેમ મને નથી સાંભરતું.' બાવાએ પાછા વળતાં કહ્યું.

'ભલા ભાઇ! જાઓને તમે તમારે કામે. અમારી વાતમાં શા માટે માથું મારો છો?' રાજબાએ કંટાળીને કહ્યું.

'તમારી વાતમાં હું માથું મારૂં છું? સાબીત કરવું ભારે થઇ પડશે. બહેન! હું, હું મહંતનો કાસદ, કાયમ સંદેશા લઇ જનાર લાવનાર આજ સુધી કોઇની વાતમાં વચ્ચે પડયો નથી અને તમારી વાતમાં વચ્ચે પડું?'

'બાવાજી! તમે મહંતના કાસદ છો?'

'હા.'

'બહુ જબરા લાગો છો!' મુખભાવો પર શરમનો અચંબો નાખતાં રાજબા બોલી. બાવાજી રાજબાનું શરમથી પથરાતું મુખ જોઇ પલળ્યા.

'બહેન! તમે તો બીજી વખત આવો છો ખરૂં?'

'હા, બાવાજી! તમે તો મહંતના કાસદ ખરૂં ને?' લજ્જિત મુખ પર હાસ્ય છવરાવતાં રાજબા બોલી. તેના મુખભાવો પર લટ્ટુ બનતો બાવો ત્યાં વધારે રોકાવાની ઇચ્છાથી બોલ્યો.

'હા, બહેન! મારા જોગ કંઈ કામકાજ હોય તો કહેજો.' અને તે રાજબા તરફ એકીટસે જોઇ રહ્યો. રાજબાને ગંમત પડી.

'મારે તો શું કામ હોય? મહંતને આજ નમતા પહોરે તમારી જરૂર પડશે.'

'શા માટે?'

'તમને સંદેશો આપવાનો છે.'

'ક્યાં લઇ જવાનો?'

'વરણાગ' રાજબાએ કહ્યું.

'ભીમગિરિ ઉપર?'

'હા, ભીમગિરિ ઉપર.'

ભીમગિરિનું નામ સાંભળી બાવાનું મ્હોં પડી ગયું. મન પસંદ સ્થળોએ સંદેશો પહોંચાડવાનો હોય ત્યારે કાસદો બમણા વેગથી કાર્ય કરે છે. ભીમગિરિને ત્યાં તો જન્મ ધરીને તે આજે પહેલો જ જવાનો હતો.

'કેમ મ્હોં પડી ગયું?' આંખો સહેજ નચાવતાં રાજબા બોલી.

'કંઈ નહિ.' બાવાએ જવાબ આપ્યો.

'કેમ કંઈ નહિ? વરણાગ જવું પસંદ નથી ખરૂં?' કલ્પના કરતાં રાજબા બોલી.

'એવું તો ખરૂં, પણ ગુરૂદેવનો હુકમ માન્યા વિના ચાલે?'

'ગભરાશો નહિ બાવાજી! વરણાગ સુધી હું તમારી સાથે છું.' ગર્વથી છાતી કાઢતાં રાજબા બોલી.

'તમે આવો છો? વરણાગ સુધી?' આશ્ચર્યથી ફાટી આંખે બાવો જોઇ રહ્યો.

'હા. પછી તમે કેમ ડરો છો?'

'હું. હું ડરૂં?' કહેતાં બાવાજીએ પગ જમીન પર ઠોકયો. રાજબાને બાવાની મૂર્ખાઇ પર હસવું આવ્યું.

'ભલે ત્યારે નમતા પહોરે અહીં તપાસ કરીને નીકળજો.' ઠોકને અસરકારક વળાંક આપતાં રાજબા બોલી. રાજબાનો એ અભિનય જોતો બાવો પોતાની અનેક જીંદગીઓ એ અભિનય પર ઓવારી દેવાની તત્પરતા બતાવતો ત્યાંથી ન છૂટકે ખસ્યો. જતાં જતાં પણ તેનાથી પાછું વાળીને જોયા વિના ન રહી શકાયું. રાજબા, ભર યૌવના રાજબા બાવાને વિલાસપંથે ચગાવવાની ચાલાકી ભરી રમત રમતી હતી. બાવાએ રાજબાના હસતા મુખ પર કામદેવનું કુસુમ જોયું અને તેનું અંતર ખરેખર ડોલી ઉઠયું.

રાજબાની એ રમત રાજસિંહ જોઇ રહ્યો હતો, પણ તે પરવશ હતો. તેનાથી રાજબાનો એ કાર્યમાં વિરોધ કરી શકાય તેમ ન હતું, છતાં અંતરમાં ઈર્ષ્યાની આગ સળગી રહી હતી.

'રાજસિંહ! આજનું આપણું આવવું ફળીભૂત થાય પણ ખરૂં.' રાજસિંહ ન બોલ્યો.

'ભીમગિરિને થપ્પડ ખવડાવી શકીશું.' ફરીથી રાજબા બોલી.

'શી રીતે?'

'જો જો ને.' કહેતી તે પડાળીમાં આડી થઇ આરામ લેવા સૂતી.

તરવારને બાજુએ મૂકી રાજસિંહ પણ સામેના ખૂણામાં જઈ લાંબી ખેંચી સૂઈ ગયો.

'રાજસિંહ!' ઉંઘવાની અણી પર આવેલા રાજસિંહને જગાડતાં રાજબા બોલી.

'કેમ?'

'પાણી લાવોને, તરસ લાગી છે.' રાજબાએ પાણી માંગ્યું. રાજબાની એ રીત રાજસિંહને તદ્દન નવીન લાગી. પાણી લાવી તેણે રાજબાને પીવા આપ્યું. પાણી પીતી રાજબાની આંખોની રતાશ અને પ્રવાહિતા જોતાં જ રાજસિંહ ચમકયો. રાજબા સાથેની આજની મુસાફરી કરવામાં તેણે ભૂલ કરી હોય તેમ તેને લાગ્યું. મનપરનો ક્ષોભ દૂર કરવાની ઇચ્છાથી તેણે તલવાર લઇ મઠ બહાર જવા માંડયું.

'રાજસિંહ! ક્યાં જાઓ છો? મને એકલીને અહીં નહિ ફાવે.' રાજબાની વાણીમાં વિંહળતા હતી.

'આવું છું. નદી સુધી જઇ આવું. તરસ્યાં ઘોડાંને પાણી પાઇ આવું.'

'મોકલોને પેલા બાવાજીને. તમે નિરાંતે અહીં આવીને બેસો.' રાજસિંહે તેનું આમંત્રણ ન સ્વીકાર્યું અને ખરે બપોરે ઘોડાને નદી તરફ દોરી ગયો.

મદભર રાજબા નિદ્રા માટે તરફડીઆં મારતી, રસમસ્ત વિચારોની હેલે ચઢતી, એક બાજુથી બીજી બાજુ પાસાં ફેરવી રહી હતી. નમતો પહોર થયો, રાજસિંહ ઘોડાં પાઇને આવ્યો પણ તેનો તડફડાટ મટ્યો નહિ.

એટલામાં મહંત વાંસની ભૂંગળી લઇ બહાર ચોગાનમાં આવ્યા. તેમની પાછળ તૈયાર થઇ કાસદ બાવો આવ્યો, તેને પેલી વાંસની ભૂંગળી આપતાં મહંત બોલ્યા:-

'આ પત્ર તારે વરણાગના મહંત ભીમગિરિને હાથો હાથ આપી જવાબ લઇ વગર રોકાયે પાછા આવવાનું છે.'

'જેવો આદેશ, ગુરુજી!'

'તારી સાથે રાજબા અને રાજસિંહ આવે છે.' પડાળી તરફ હાથ કરતાં મહંતે કહ્યું. બાવાના દિલના તાર મહંતના એ શબ્દોએ ઝણઝણી ઉઠયા.

'ચાલો બહેન!' તૈયાર થતી રાજબાને તેણે હર્ષથી સાથે આવવાનું આમંત્રણ આપ્યું.

'ચાલો.' કહેતી મદમસ્ત રાજબા એક હાથ પડાળીના ઓટલા પર મૂકી તે પર આખા શરીરનું વજન તોળતાં કૂદી. તેની ઓટલા ઉપરથી કૂદી નીચે ઉતરવાની એ સામાન્ય ક્રિયામાં બાવાએ સંપૂર્ણ કલામયતાનાં દર્શન કર્યાં. તેના દિલમાં એકજ વાત રમી રહી હતી. ગુરુજીનો આદેશ હતો કે રાજબા સાથે વરણાગ જવું.

'કેટલું અદ્‌ભુત!' તેનો અતંર આત્મા પોકારી ઉઠયો.

---

## પ્રકરણ ૨૪ મું

## રાત્રિની ભયાનકતા

દિવસ નમ્યો—અસ્ત પામ્યો ત્યારે બે સવાર અને એક પાળાએ સિદ્ધપુરથી ભાગ્યે ત્રણેક કોસનો માર્ગ કાપ્યો હશે. ઝડપી ઘોડાંની ઝડપ સાથે કાસદ—બાવાથી ચાલી શકાય તેમ ન હતું એટલે રાજબા અને રાજસિંહે પોતાનાં ઘોડાંની ગતિ પર અંકુશ મૂક્યો હતો. બાવા સાથે વાર્તાલાપમાં જોડાએલી રાજબા બાવાને ચગાવી રહી હતી અને તેનો પ્રત્યક્ષ દ્રષ્ટા રાજસિંહ દિલમાં દુભાતો, છતાં રાજબાનો એ બાહ્યાડંબર જોઈ રહ્યો હતો. જ્યારે તેનાથી સહન ન થતું ત્યારે ઘોડીને ઘડીકવાર માટે આગળ દોડાવી જતો અને એકાદ ચક્કર ફેરવી પાછો તેમની સાથે થઇ જતો.

બાવા સાથે મીઠી વાતો કરી તેને વિકળ બનાવતી રાજબા સૂર્યાસ્ત થતો જોઇ બોલી:—

'બાવાજી ! જુઓ સૂર્યદેવ અસ્ત પામ્યા છે. હવે આપણે સામે આવતા ગામમાં ઘડી બે ઘડીનો વિસામો લઇ આગળ વધીએ.'

'જેવી તમારી મરજી.'

'એમ નહિ. સાંજ પડી અને અમે બપોરે ભોજન લીધું નથી એટલે કંઇ નહિ તો થોડુંક દૂધ પણ અમારે લેવા માટે ત્યાં થોભવું પડશે. કેમ રાજસિંહ!' ઘોડીને ચક્કર ફેરવી હમણાં જ આવેલા રાજસિંહને રાજબાએ વાતમાં ભેળવ્યો.

'હા, આપણે કંઈક તો લેવું જ પડશે.' તેણે કહ્યું.

'તો ચાલો. ઘોડાંને ગામ ભણી લો.' બાવાએ તૈયારી બતાવી.

ગામ આવ્યું. સંધ્યાની પ્રકાશરેખાઓ લુપ્ત થઇ ગઇ હતી. અંધકાર જામતો આવતો હતો. તળાવ પર મહાદેવની સુંદર જગા હતી, ત્યાં ત્રણે જણ અટક્યાં. રાજસિંહ ઘોડાની સારવારમાં પડયો. બાવાજીના ચેલાને બાવાજીના ખભેથી ઉતરાવવાનો ડોળ કરતી રાજબા બોલી:—

'બાવાજી ! નાનપણમાંથીજ બાવા બન્યા છો કે સંસાર ભોગવ્યો છે ?' આ પ્રશ્ને બાવાજીનું દિલ વલોવી નાખ્યું. શરમથી તેનું શ્યામ મુખ તન્દુરસ્ત લોહી ચડી આવતાં કેવુંક બન્યું હશે તે અંધારામાં રાજબાથી જોઇ ન શકાયું પણ કલ્પી શકાયું તો ખરું.

'કેમ બોલ્યા નહિ?' રાજબાએ ફરીથી પૂછ્યું.

'શું બોલું?' શરમથી થીજી જતાં બાવાજી બોલ્યા.

'હત્ તારીની. આખરે બાવા તે બાવા જ.' બાવાજીનો ચેલો ભોંય મૂકતાં રાજબા બોલી.

'કેમ એમ?'

'તમારાથી સંસારીઓની વાત ન સમજાય.' રાજબાએ મર્મમાં કહ્યું.

બાવાજીના હર્ષનો પાર ન રહ્યો. રાજબા તેમના વિચારોને અનુકૂળ બનતી જતી હતી શું?

'તમે શું કહો છો?' કંઇ ન સમજવાનો ડોળ કરતા બાવાજી બોલ્યા.

'લ્યો આ કળશ. ગામમાંથી આપણા ત્રણને માટે દૂધ લઇ આવો. પછી બધું સમજાશે.' થેલામાંથી કળશ કાઢી બાવાને આપતાં રાજબા નયન ચગાવતાં બોલી. સ્ત્રીઓથી અપરિચિત, સ્ત્રીચરિત્રથી અનભિજ્ઞ બાવો બીચારો દિલમાં જાગતાં ગલગલીઆંને મહા પ્રયાસે દિલમાં શમાવતો કળશ લઇ દૂધ લેવા ગામમાં નીકળી પડ્યો.

રાજબા એકલી પડે તે પહેલાં રાજસિંહ આવ્યો.

'કેમ રાજસિંહ! બરોબર છે ને?' કંઇક હસતાં રાજબા બોલી.

'શું?' રાજબાની હસવાની રીત રાજસિંહને નવીન લાગી.

'જે થાય છે તે.'

'શું થાય છે?'

'અરેરે, તમે તે મૂર્ખ છો કે શું? નજર સામે બનતા બનાવો પણ નથી પારખી શકતા?' ઠપકો દેતાં રાજબા બોલી.

રાજસિંહે જવાબ ન આપ્યો. જવાબ આપવા પ્રયત્ન પણ ન કર્યો. થોડીવારે તે દેવાલયના ગર્ભાગાર તરફ મહાદેવનાં દર્શનાર્થે ગયો. રાજબાએ સામાનમાં સાથે રાખેલી પોટલી છોડી એક નાનકડી પડીકી બહાર કાઢી તેમાંથી થોડોક નહિ જેટલો પદાર્થ બહાર કાઢી બાકીનું બધું જેમનું તેમ ગોઠવી દીધું.

થોડીવારે દૂધ લઇ બાવાજી આવ્યા. તેમની સાથે ત્રણ માટીનાં પાત્રો હતાં.

'ચાલો ત્યારે દૂધ ગરમ કરી દઉં.' કહી રાજબા દૂધનો કળશ લઇ ગામ લોકો માટે સતત જળતી રહેલી ધૂણી તરફ ગઇ. દૂધ ગરમ કરી રાજબાએ ત્રણે પાત્રોમાં સરખે ભાગે વહેંચી દીધું. તે સમય દરમ્યાન

બાવાજી દેવાલયની બાંધણી અને વ્યવસ્થા જોવામાં રોકાઈ રહ્યા. રાજબાએ બન્નેને બોલાવ્યા અને દૂધના કટોરા પીવા આપ્યા. ક્ષુધાતુર રાજસિંહ અને રાજબાની મોહકતામાં મસ્ત બનેલા બાવાજી લાગે પડતું આવેલું દૂધ સ્વાદથી પી ગયા. રાજબાએ પણ કટોરાને ન્યાય આપ્યો.

'હવે આપણે નિરાંતે આગળ વધીએ.' દૂધને ન્યાય આપ્યા પછી રાજબાએ કહ્યું.

'જરૂર, આપણે નીકળી જવું જોઇએ. સવાર પહેલાં તો મારે વર-આગથી પાછા નીકળી જવું જોઈએ.' બાવાએ કહ્યું.

'એ તો ન બને બાવાજી. ભીમગિરિ રાતે મઠમાં દાખલ નહિ કરે.' રાજસિંહે કહ્યું.

'અરે વાત છે કંઈ? મને—મારા ગુરુદેવના કાસદને ભીમગિરિ ન પેસવા દે? ચપટીમાં ચોળી નાખું એ ભીમગિરિને.' ચપટી મસળવાનો અભિનય કરતાં બાવાજી બોલ્યા.

'રાખો હવે મોટી વાતો તમારી પાસે.' રાજસિંહે બાવાને ચઢાવતાં કહ્યું.

'જોવું છે?' મક્કમ થતાં બાવાજી બોલ્યા.

'જોઇશું હવે.' કહેતી રાજબાએ સામાન સમેટવા માંડયો.

'રાજસિંહ! ઘોડાં તૈયાર કરો.' તેણે કહ્યું.

'અને બાવાજી! તમારો થેલો ઉપાડી હવે ચાલવા માંડો.'

'તૈયાર.' કહેતા બાવાજી ઉઠયા તો ખરા પણ પગમાંથી જાણે શક્તિ જ હણાઇ ગઇ હોય તેમ ઉભા થતાં માંડ પડતાં બચ્યા. અશક્ત બનતા જતા બન્ને પગોએ આગળ વધવા ના પાડી. મગજ ઉપર કોઇ કેફી ચીજ કાબુ મેળવતી હોય એમ લાગ્યું. 'કદિ નહિ અને આજે સાંજે દૂધ પીધું તેનું તો ઘેન નહિ હોય?' બાવાએ વિચાર્યું, પણ તેમનાથી ઝાઝો વિચાર થઇ ન શકયો.

'રાજબા બેન! મને ચકકર આવે છે.' કહેતા જ તે નીચે બેસી ગયા.

'શું થાય છે?' કહેતી રાજબા બાવાજી નજીક પહોંચી ગઈ.

'મને કદિ નહિ અને આજે દૂધનું ઘેન ચઢયું લાગે છે.'

'દૂધનું તે વળી ઘેન હોય ખરૂં?' ન માનતાં રાજબા બોલી.

'સાચું કહું છું. સાંજે કદી મેં દૂધ પીધેલું નથી. આજે પહેલ વહેલું જ પીધું છે. મારા સંદેશાનું હવે શું થશે? ગુરુજીને સમાચાર કોણ આપશે?'

'ગુરૂજીને સમાચાર પહોંચાડવા છે કે સંદેશો વરણાગ પહોંચાડવો છે ?' રાજબાએ પૂછ્યું.

'સંદેશો પહોંચે તો સૌથી સારૂં.'

'એમાં શું ? રાજસિંહને મોકલી દઇએ. સવાર થતાં આવી પહોંચશે.'

'જેવી તમારી ઇચ્છા. હું તો દૂધના ઘેનથી બેભાન બનતો જાઉં છું.'

'પીતાં પહેલાં વિચાર કરવો હતો ને ?' અસ્ફુટ શબ્દો રાજબા બોલી.

'બહેન ! ગમે તેમ કરો પણ સંદેશો પહોંચતો કરી દો.' ચઢતા ઘેનને વારવાનો પ્રયત્ન કરતાં બાવો બોલ્યો.

'જરૂર, તમારો સંદેશો અત્યારે જ પહોંચતો કરી દઉં. રાજસિંહ !' તેણે રાજસિંહને બોલાવ્યો.

'કેમ ?' ઘોડાંને તૈયાર કરી રાજસિંહ આવ્યો.

'લો આ સંદેશો. વરણાગના મહંત ભીમગિરિને હાથોહાથ આપી જવાબ લઈ સવાર થતાંમાં અહીં આવી જજે.' બાવાજી પાસેથી વાંસની નળી લઇ રાજબાએ રાજસિંહને આપતાં કહ્યું.

'અત્યારે જ જાઉં ?'

'હા, અત્યારે જ.'

'પછી તમારૂં શું ?'

'હું ? હું અહીં છું. સવારે બાવાજીને સંદેશો સોંપી આપણે માર્ગે જઇએ. ત્યાં સુધી હું અહીં રહીશ.' રાજબાએ કહ્યું.

બાવાને ઘેન ચઢે જતું હતું. ખરેખર તે બેભાન થવાની સ્થિતિએ પહોંચ્યો ત્યારે રાજબાએ રાજસિંહ નજીક જઇ કહ્યું.

'બધી વાતો. ઘોડાં નિરાંતે છોડી સૂવાની તૈયારી કરો. પેલો તો ઘેનમાં ઘોરે છે.' કહી સૂતેલા બાવા તરફ તેણે હાથ કર્યો.

'શું થયું છે તેને ?'

'ઘેન ચઢયું છે.'

'શાનું ?'

'ગમે તેનું. તમારે કામથી કામ છે કે ખોટી પંચાત કરવી છે ?'

'તો પણ ?'

'કંઇ નહિ. તમે તમારૂં કામ કરો. પરોઢીએ ઉઠી બાવાજીને કહીશું કે ભીમગિરિએ મહંતના આદેશના ચૂરેચૂરા કરી ફેંકી દીધા છે અને કહેવડાવ્યું છે કે, સિદ્ધપુર આવવાની મને આ ભવમાં નવરાશ નથી.'

'ગજબ કર્યો કહેવાય, રાજબા!' ભીમગિરિથી ડરતા ભાવે રાજસિંહ બોલ્યો.

'ગજબ શાનો? આપણા માર્ગમાં આવતા ખીલા આપણે જ ઉખેડવાના હોય.'

'પરિણામનો વિચાર કર્યો?'

'આખરી પરિણામ ગમે તે આવે. પ્રથમ પરિણામ તો એ હશે કે ભીમગિરિને વરણાગ છોડવું પડશે.' મક્કમતાથી રાજબાએ કહ્યું.

રાજસિંહે જવાબ ન આપ્યો. રાજબા બેભાન થઇ પડેલા બાવાજીની બરદાસ્ત કરવામાં રોકાઇ. તેને સુવ્યવસ્થિત સુવડાવી પોતાના માટે પથારીની જગા શોધવામાં તેણે મનને રોકયું

તે ત્રણ સિવાય દેવાલય નિર્જન હતું. બાવાજી બેભાન હતા. ત્યારે સભાન અવસ્થામાં પોતે અને રાજસિંહ હતાં. ઘણાં દિવસોથી બેફામ બનતી જતી માનસિક વિકૃતિને ફાલવા ફૂલવાનો આ સુંદર મોકો હતો શું?

રાજબા વિચારે ચઢી. યૌવન આવ્યું, પમરાટ લાવ્યું. દેહવેલીને પુષ્પે પુષ્પે વસંત આવી. સૌંદર્યે સાથ આપ્યો; પણ એ બધું કોને માટે? જીવન બાગનો રહસ્ય માળી રત્નસિંહ, લગ્નનો કોલ આપી અમર પંથની યાત્રાએ ઉપડી ચૂકયો હતો. રાજબાનું હૃદયમંદિર રત્નસિંહ વિના સૂનું સૂનું હતું. પંદર વરસોનાં વહાણાં વાયાં, યૌવન દરમ્યાન પંદર પંદર વસંત આવી અને ચાલી ગઇ. નિરસ અને નિર્ધન. રાજબાનો સહયોગી આવ્યો નહિ—રત્નસિંહ આવ્યો નહિ, અને રાજબાએ કયાં રત્નસિંહને પાછો મેળવવાનો પ્રયત્ન આદર્યો હતો? તે જાણતી હતી કે રત્નસિંહ ફરીને આવે તેમ નથી છતાં તેનું હૃદય રત્નસિંહ ખાતર—રત્નસિંહની યાદ ભરીને એકલું અટૂલું છાનું છાનું ડૂસકા ખાતું હતું. રાજબા તે બધું જાણતી હતી. પ્રાણપ્રિય રત્નસિંહની યાદ તેને બેસતાં ઉઠતાં, હરતાં ફરતાં અને ખાતાં પીતાં સતાવી રહી હતી. તે યાદને ચિરસ્થાયી સ્વરૂપ આપવાની તેની મહત્વાકાંક્ષાએ તેને ઠાકરડાઓ સામે ઉભી કરી હતી. વાલમની એ વીરની બની રત્નસિંહની અપકવ મહત્વાકાંક્ષાઓને પરિપકવ કરવાની મહેચ્છાઓ સેવી તે માટેના પ્રયત્નો અમલમાં મૂકવાના હોંસ સેવી રહી હતી, પણ છેલ્લા થોડાએક દિવસોથી તેનું દિલ જુદે માર્ગે જતું હતું. દેણબાએ કાઢેલા મેળવણીના સૂરને રાજબાના હૃદયે પકડી લીધા હતા અને ધીમે ધીમે એ સૂરમાંથી તેને માદકતા, મોહવશતા અને સુખી જીવનનાં સ્વપ્નોની એકરસ-

વા અનુભવવા મળતી હતી. ભયસ્થાન બતાવી ચેતાવનાર દેવુબાની વાણી આજે તેને જાણે કે તે સ્થાન તરફ દોરી જતી હતી. રાજસિંહ વિરૂદ્ધના દેવુબાના શબ્દોએ રાજબાને રાજસિંહના વધુ સંપર્કમાં આણી હતી. આત્મશ્રદ્ધા અને એક નિશ્ચય ઉપર નિર્ભર રાજબાના મનોવિચારની સરણી રાજસિંહ તરફ ઢળી અને અનાયાસે રાજબાનો મનોવ્યાપાર રાજસિંહની આસપાસ કેન્દ્રિત થવા માંડયો. કોઇ એક ચેતનની ક્ષણે રાજ-સિંહને આ વ્યાપારની ગંધ આવી અને તેણે તેથી સાવધ રહેવા પ્રયત્નો કરવા માંડયા. અને રાજબા? તે રાજસિંહને પૂરો ઓળખતી ન હતી. છતાં રાજસિંહ તેના મનોવ્યાપારમાં વારંવાર આવી રત્નસિંહનું સ્થાન પચાવી પાડતો હતો. બેભાન બાવો, અને સજાગ રાજસિંહ બન્નેની હયાતીમાં એ દેવાલયમાં રાત વીતાવવી રાજબાને મુશ્કેલ લાગી. દેવુબાની શિખામણનો એકેએક મણકો રાજબાના હ્રદયને અત્યારે કોતરી ખાવા લાગ્યો. બેફામ બનતું જતું હ્રદય આજે—અત્યારે કુંઠિત બનતું જતું હતું. રાજબા હ્રદયના ઉંડાણમાં જઈ બેઠી હતી. બહારની દુનિયાને દેખાતી રાજબા અત્યારે તેના અંતરતલનું માપ કાઢતી હતી.

દેવુબાની શિખામણને ધૂતકારી કાઢતાં તેને જરાપણ ખ્યાલ ન હતો કે મર્કટ મનને વશ રાખવું કેટલું દોહલું છે? રાજસિંહ માટેની એક કુમળી લાગણી ઉદ્ભવી અને તેને પોષી એટલે લાગણીઓની પરંપરા જાગી ઉઠી. એ લાગણીઓના પ્રવાહમાં તણાતી રાજબા, અસ્થિર મને, અસ્થિર ભાવે રાજસિંહ તરફ વધુ નમ્ર, વધુ માયાળુ થતી ગઇ. તેમ તેમ તેનું દીલ રાજસિંહને ઝંખવા લાગ્યું, વિધિની વિચિત્રતા! રત્નસિંહની અપરિણીત વિધવા રાજસિંહમાં મન પરોવતી જતી હતી. રાજબા રાજસિંહથી ભોળવાતી હતી કે કુદરતી કાનુનને વશ બનતી જતી હતી?

રાત્રિ જામતી જતી હતી. અને તેની ભયંકરતા રાજબાને ભય પમા-ડતી જતી હતી. કદિ નહિ ઉપજેલી બીક રાજબાના અંતરને આજે થડ-કાવી રહી હતી. અંધકાર વધુ ને વધુ ગાઢ થતો જતો હતો. પાસે પડેલા બાવાજી અને સુવાની તૈયારી કરતો રાજસિંહ ઝાંખા ઝાંખા દ્રષ્ટિગોચર થતા હતા, પણ તે તરફ જોવાનું રાજબાનું દીલ ન હતું. તેનું અંતર કોઇ કારમી ચીસ પાડી રહ્યું હતું.

'જેને દીલ દીધું તેને તું બેવફા નીવડી છે, રાજબા!' તેનું અંતર પોકારતું હતું.

શાન્ત રાજબા, વિચારમગ્ન રાજબા, હૃદયનો એ આરોપ સ્વીકારતી હોય તેમ નત મસ્તકે શૂન્ય મુખભાવ કરી બેઠી હતી.

'તું પામર છે.' હૃદયે બીજો આરોપ ઘડી કાઢયો. રાજબાથી તેનો પણ રદીઓ આપી ન શકાયો.

'બીચારા રાજસિંહને તું ખુવાર કરીશ.' હૃદયે સાચી ફરીઆદ રજુ કરી.

રાજબામાં તે વિચારવા જેટલી શુદ્ધ બુદ્ધ હતી નહિ. તેનું દીલ ફડફડી રહ્યું હતું. રાત્રિનો અંધકાર તેને ડરાવતો હતો. તે અંધકારમાં દૂર દૂર શું દેખાતું હતું? રત્નસિંહ? નારે, એ શાનો હોય? કદાચ તેનું વાસનાભુત હોય તો ભલે. રાજબાએ એકાએક બૂમ મારી.

'રાજસિંહ! તાપણું કરો. અંધકારમાં મને બીક લાગે છે.'

'કદિ નહિ અને આજે બીક કેવી?' નવાઈ પામતો રાજસિંહ બોલ્યો.

'જલદી કરો. અંધારૂં મને ખાઇ જાય છે. હું કંપી ઉઠું છું.' રાજબાએ લગભગ ચીસ પાડતાં કહ્યું.

રાજસિંહ અચંબો પામ્યો. તેણે આવી તાપણું કર્યું.

રાજબાનો દેહ ધ્રુજી રહ્યો હતો. આંખોમાં વિહ્વળતા હતી. બીક હતી. રાજસિંહે ધારીધારીને રાજબા તરફ જોયું. રાજબાની મુખમુદ્રા સ્વપ્નમાં ભૂત જોનાર જેવી થઈ ગઇ હતી. તેની આંખોની વિકળતા ઢાંકવા તેણે નજર નીચી ઢાળી દીધી, પણ રાજસિંહથી તેની એ વિકળતા ઢાંકી ન રહી.

'રાજબા!' તેણે કહ્યું.

'મને ન બોલાવો. તમે ચાલ્યા જાઓ.' રાજબાએ કહ્યું.

'કયાં?'

'જ્યાં તમારા પગ લઈ જાય ત્યાં. અત્યારેજ આ જગા છોડી દો.' ગભરાતી રાજબા બોલી.

'પછી પેલા સંદેશાનું શું?'

'સવારે આવી પહોંચજો.' માથું જોરથી નીચું નાખી દેતી રાજબા બોલી.

'કંઇ થાય છે, રાજબા?'

'તમે ન થોભો. મને આ રાત્રિ ભયાનક લાગે છે. ચાલ્યા જાઓ.' કરગરતા ભાવે છતાં હુકમ કરતી હોય તેમ રાજબા બોલી.

કંઇ પણ બોલ્યા સિવાય રાજસિંહ દેવાલય છોડી ચાલ્યો ગયો.

સળગતી તાપણી આગળ હીબકાં ખાતી રાજબાએ આડાં પડી કેટલીએ ક્ષણો સુધી રડયા કર્યું.

માનસિક પશ્ચાત્તાપને અંતે કુદરતે કયારે નિદ્રા મોકલી તે પ્રાયશ્ચિત્તપ્રવૃત્ત નારીને સમજાયું નહિ; પણ પરોઢની ઉષાનાં ગુલાબી તેજ પૂર્વ દિશાને ભરી દે તે પહેલાં તેની આંખ ઉઘડી ગઇ ત્યારે તેનું દીલ ફૂલ જેવું હલકું અને ઉપાધિહીન હતું; ત્યારે રાત્રિની ભયાનકતાનો આભાસ પણ ઉષાની ગુલાબી ઓઢણીમાં ભાસતો ન હતો. દૂર દૂર કુકડાનો નેકી પોકાર થતો સાંભળી બાવાજી જાગ્યા. રાજબાએ તેમનું કુશળ પૂછી સંદેશાવાહક રાજસિંહ આવવાની રાહ જોવાનું કહી, પશ્ચાત્તાપના નીરે ધોવાઇ સ્વચ્છ થએલા હૃદયને પુલકિત બનાવવાના હેતુથી, દેવાલય બહાર થોડુંક ફરી આવવાના હેતુથી પ્રયાણ આદર્યું.

---

## પ્રકરણ ૨૫ મું
## રાજબાની તૈયારી

'બાવાજી તો ગયા; પણ રાજસિંહ! હવે આપણે શું કરવું?' ચોક્કસ કરેલો સંદેશો રાજસિંહ મારફત કાસદને અપાવી રવાના કરી રાજબાએ રાજસિંહને પૂછયું.

'તમે ઇચ્છા કરો, હુકમ કરો અને તે પ્રમાણે હું ચાલું.' રાત્રિની વિચિત્ર રાજબાને રાજસિંહ હજુ ભૂલ્યો નહતો.

'તમારા સાથીઓ પૈકી મહેરામણને જાણ ન થાય તેવી રીતે આપણને કેટલા મળી શકશે?' રાજબાએ પૂછયું.

'બધા.'

'મહેરામણ નહિ જાણે?'

'જરા પણ નહિ.'

'સોહનસિંહનું શું?'

'તે પણ આવશે.'

'કોઇ પણ પળે?'

'હા, કોઇ પણ પળે.'

'તો નરબાગ ફરતી આપણે ચોકી મૂકી દઇએ.'

'કેમ ?'

'ભીમગિરિ ભાગી ન જાય.'

'રાજબા ! ખોટી આશંકાઓમાં અટવાયા કરશો નહિ. ભીમગિરિને તમે ઓળખતા નથી. સંદેશો પહોંચાડવાને બહાને હું વરણાગ ગઈ રાતે જઈ આવ્યો છું. મહંત સાચો સિદ્ધ છે તે કદિ નાસે તેમ નથી.' રાજસિંહે કહ્યું.

'તમે વરણાગ જઈ આવ્યા ?'

'હા.'

'ભીમગિરિને મળ્યા ?'

'હા, તેમણે મને બોલાવ્યો.'

'કેવી રીતે ?'

હું બહાર દરવાજે જઇ ઉભો કે અંદરથી તેમણે બૂમ મારીઃ 'રાજ-સિંહ આવ્યો કે ?'

'પછી ?' અધીર બનતી રાજબા બોલી.

'પછી શું ? દરવાજો ઉઘાડી હું અંદર ગયો.'।

ઉત્સુક ભાવે રાજબા રાજસિંહ સામે જોઇ રહી.

'પછી ?'

'તેમણે મને આવવાનું કારણ પૂછ્યું. મેં જવાબમાં કંઇ કહ્યું નહિ એટલે તેમણે પૂછ્યું. 'કંઇ સમાચાર આપવા આવ્યો છે ?' હું તો ડઘાઇ જ ગયો. કંઇ કહી શકયો નહિ. રાજસિંહ બોલતો બંધ થયો.

'તેમણે શું કહ્યું ?'

'રાજસિંહ ! ખાસ કામ ન હોય તો તું તારે માર્ગે જા.' એમ કહી તેમણે દરવાજો બંધ કર્યો.

રાજબા અવાક થઇ ઉભા.

'પછી રાજબા ! આપણી વરણાગ ફરતી ચોકી શા ખપની ?'

'રાજસિંહ ! એથી ડરવાનું ન હોય. માથે લીધેલું કાર્ય આપણે પાર પાડવું જ રહ્યું. ભલે ભીમગિરિ બધું જાણે.' રાજબાએ કહ્યું.

'પણ એ આપણને ફાવવા દે એમ હું ધારતો નથી.'

'રાજસિંહ ! એમ ઢીલા વિચારના ન બનો. વરણાગ ફરતી ચોકી રાખી સિદ્ધને નજરકેદ રાખવાની આપણે તજવીજ કરવી પડશે. સિદ્ધપુરના મહંતના નિર્ણય અનુસાર વર્તતાં આપણને જો બાધ આવશે તો સિદ્ધ અને વરણાગના મઠને જપ્ત કરવાની પૂરતી તૈયારી આપણે કરવી પડશે.'

'રાજબા! મારી સલાહ માનો તો આ બધું કર્યા પહેલાં આપણે વાલમને તૈયાર કરવું પડશે.'

'કેવી રીતે?'

'શવજીનું ભૂત વધારે જોર કરે, ઠાકરડાઓ ત્રાસ પામી જાય, તેમની ગામપરની નાગચૂડ ઢીલી પડે, ન્યાયસભામાં તેજ રેડાય, ગાંગજી અને ઘેલાશા, તમારી આંખે જોતા થાય, ઠાકરડાઓ ઢીલા અને તેવે અવસરે સિદ્ધને પદભ્રષ્ટ કરવાના હોય તો સહેલાઇથી બની શકે.' રાજસિંહે સલાહ બતાવી.

'એ બધું કરવું સહેલું નથી. ઠાકરડાઓને થોડી મુદતમાં ઢીલા બનાવી શકાય નહિ. ગાંગજી અને ઘેલાશા ન્યાયસભાને દોરે છે એટલે જ્યાં સુધી ભીમગિરિની છાયા તેમના પરથી ખસે નહિ ત્યાં સુધી મારાથી, તમારાથી કે બીજા કોઇથી ન્યાયસભામાં તેજ રેડી શકાય નહિ. શવજીનું ભૂત તો ધારે તો એકજ દિવસમાં ચારે વાસના ઠાકરડાઓને નસાડી મૂકે; પણ એથી ભીમગિરિ પર આપણે શું અસર લાવી શકીએ?'

'હજુ એક રસ્તો છે. શવજીની ઇચ્છા આપણે આજ સુધી પુરી થવા દીધી નથી. તેને હજુ આપણે ગુપ્ત રાખ્યો છે. ઠાકરડાઓને ત્રાસ પોકરાવી પછી આપણે તેની મુલાકાત ગાંગજી સાથે કરાવીએ. પિતાપુત્રનો ભેટો કરાવી આપણે આપણું ધાર્યું કામ પાર ન પાડી શકીએ?'

'તમે એમ માનો છો કે તેથી ગાંગજીની કુમળી લાગણી જાગૃત થાય અને ભીમગિરિનો સાથ ત્યજી તે આપણને સાથ આપે?'

'હું માનું છું.'

રાજબા વિચારમાં પડી. 'શવજીનો એ રીતે પણ ઉપયોગ થઇ શકે ખરો.' તેનાં મનમાં વિચાર ઉદ્ભવ્યો.

'પણ ગાંગજીનો સાથ આપણને ભીમગિરિ ઉપર વેર નહિ લેવા દે.' રાજબાએ કહ્યું.

'સિદ્ધ સાથે વૈરવૃત્તિ રાખતાં પહેલાં ઘણો વિચાર કરજો, રાજબા!' રાજસિંહે ચેતવણી આપી.

'કેમ?'

'જ્યાં સુધી સિદ્ધ સામે ચાલીને તમારી દુશ્મનાવટ શોધતા આવ્યા નથી ત્યાં સુધી ઠીક છે, નહિ તો પછી દુનિયાપર ટકી રહેવું મુસીબત થઈ પડશે.'

'કોને સંભળાવો છો, રાજસિંહ?'

'રાજબાને–રત્નસિંહની વિધવાને.' મક્કમતાથી રાજસિંહે કહ્યું.

'તમે પણ ભીમગિરિની છાયા નીચે આવી ગયા લાગો છો.'

'મને લાગે છે કે ભીમગિરિની શક્તિ અમાપ છે.'

'મને લાગે છે કે ભીમગિરિ ધૂર્ત છે.'

'એ તો સમય આવે સમજાશે.'

'તમે માનો છો કે ભીમગિરિ આપણી જાળ તોડી નાખશે?'

'હું શું કહી શકું?'

પળવાર રાજબા વિચારમગ્ન બની ગઇ.

'ભલે, મારી જાળમાંથી તે સલામત નીકળી જાય. હું તેને જીવતો નહિ રહેવા દઉં.'

'શું કરશો?'

'શવજી છે.'

રાજસિંહ વિચારમાં પડયો. શવજીનું ભૂત ભીમગિરિને ડરાવી કે સતાવી શકે ખરૂં? રાજબાની ધાર્યું કરવાની વિચારમક્કમતા તેને નિર્ણીત લાગી.

'બોલો, શી તૈયારીઓમાં રહેવાનું છે આપણે?'

'ભીમગિરિ ન ફાવી જાય એવી આપણી ચાલ જોઇએ, વજીરજી!' હસવાનો ડોળ કરતી રાજબા બોલી. રાજસિંહને એ હાસ્ય જોઈ રાત્રિની ભયંકર રાજબા સાંભરી આવી.

'ભલે, બીજું કૈં?'

'શવજીનો કઇ પળે આપણે ઉપયોગ કરવો તે હવે પછી વિચારીશું, પણ આજથી તમારા સાથીઓની વરણાગ ફરતી ભેદી ચોકી શરૂ થવી જોઇએ.'

'આજથી જ?'

'હા, આજથી જ.'

'મહેરામણ જાણ્યા વિના ન રહે.' રાજસિંહે કહ્યું.

'ત્યારે ક્યારથી?'

'સિદ્ધપુરના મહંતનો આખરી નિર્ણય થયા પછી.'

'એમાં નિર્ણય થવો શું બાકી છે? આજે કાસદ પહોંચશે અને તરત જ મહંત નિર્ણય કરશે.'

'નિર્ણય કરતાં તમારી સલાહ નહિ લેવાય?'

'હું નથી માનતી. નિર્ણયને અમલમાં લાવવા આપણી સહાય લેવાનું તેમણે કહી મૂક્યું છે.'

'એટલે એમ તો ખરૂં જ ને કે આપણને સહાય માટે અગાઉથી ખબર મોકલવામાં આવશે.'

'એમાં ખબર શું મોકલવાની હતી? આપણે સિદ્ધપુર ક્યાં નથી જવાનું?'

'વારંવાર?'

'આપણી ગરજે કે બીજા કોઈની?'

'તમે પણ ગજબ છો, રાજબા! મુસાફરીનો થાક તો તમને લાગતો જ નથી, કંટાળો તમને આવતો જ નથી.'

'આ પળે થાક અને કંટાળાને વશ થાઉં તો પછી મહેરામણ અને મારામાં ફેર શો?'

'તમે ખોટું નામ મહેરામણનું લો છો.'

'કેમ?'

'તે બિચારો રાત્રે ઉંઘતો નથી.'

'છતાં પ્રતિજ્ઞાના પાલન માટે કંઈ કરતો નથી.'

'તમે બધું ક્યાં જાણો છો કે તે શું કરે છે?'

'વાત મૂકો રાજસિંહ! મહેરામણ પાકો ઠગ છે.'

'શા ઉપરથી કહો છો?'

'સોહનસિંહ મારફત આપણી વિગતો તે જાણી લે છે અને આપણે હાથે થનાર કામોથી તેની પ્રતિજ્ઞા પૂરી થશે તેના હરખમાં તે આનંદથી ફર્યાં કરે છે.'

'ખોટી વાત રાજબા! મહેરામણ હરકોઈ રીતે પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવા માગે છે, પણ આવી રીતે તો નહિ જ.'

'એ તો તમે જાણશો ત્યારે માનશો.'

'વરણાગ ફરતી ચોકી હશે અને સિદ્ધ છટકી જશે તો?'

'હું એના જાદુમાં માનતી નથી.'

'પણ એની કુશળતા તો તમે જાણો છો ને?'

'આપણને હાથતાળી દઈ ચાલ્યો જાય તો આપણી ખામી ગણાય.' રાજબાએ કહ્યું પણ તેને વિચાર આવ્યો. 'બારમલ જેવાની ચોકી વચ્ચેથી સાવજી નાસી જઈ શકયો તો બાથીઓની ચોકી વચ્ચેથી કુનેહબાજ સીમ-

ગિરિને છટકી જતાં કેટલી વાર લાગે?' આટલી ઉપરાઉપરની તૈયારીઓ કરવા છતાં તેનું અંતર સાક્ષી પૂરતું હતું કે સિદ્ધ કદી નાસે નહિ. કાં તો મહંતના આદેશને વશ થશે અથવા તો સામો પડી યુદ્ધ માગી લેશે. ભીમગિરિ નાસે એ વિચાર તેને ખટકતો હતો, છતાં વહેમનું ઓસડ કરવું જ જોઈએ. છટકવાની એક પણ બારી ખુલ્લી કેમ રાખી શકાય?

'એ પહેલાં રાવજીનો ઉપયોગ કરવા માંડીએ?'

'હજુ વાર છે. સિદ્ધપુર જઈ આવ્યા પછી.' રાજબાએ નિર્ણય જાહેર કર્યો.

'સિદ્ધપુર તો જવાય ત્યારે ખરું, પણ હવે વાલમ જવાનું તો વિચારીએ!'

'હા એ તો જવું જ પડશે ને? વરણાગ ઉપર થઈને જઈશું?' વિચારનો તુકકો ઉઠતાં રાજબાએ કહ્યું.

'કેમ?'

'મહંતની મનોદશા તપાસતાં જવાય.'

'એ આશા છોડી દો. મહંતનું માપ લેવાનું મારા તમારાથી નહિ બને.'

'ત્યારે કોનાથી બને?'

'એ હું નથી જાણતો.' ઘોડાને તૈયાર કરતો રાજસિંહ બોલ્યો.

'રાજસિંહ!'

'કેમ?'

'વરણાગ ગયા વિના નહિ ચાલે.'

'નકામો બે ગાઉનો વધારે ગાળો ઘોડાં પાસે કપાવો છો.'

'જેમ હોય તેમ. મારે મહંતને મળવું પડશે.' રાજબા જક્કી બની.

'ઝેરનાં પારખાં ન હોય, રાજબા!' રાજસિંહે કરગરતાં કહ્યું.

'મારે બીજું સાંભળવું નથી.' રાજબાની જીદ હતી.

'જેવી તમારી ઇચ્છા.' રાજસિંહ તે હઠને તાબે થયો.

ઘોડાં તૈયાર થયાં. બન્ને સવાર થઈ વરણાગને પંથે ઉપડી ગયાં.

'વરણાગ કેટલે દૂર હશે?' રાજબાએ માર્ગમાં પૂછ્યું.

'હવે બહુ બહુ તો બે ગાઉ હશે.'

'તમને પણ રાજસિંહ! ઘેલછા લાગી છે કે શું?' વરણાગના મઠને નજર સમીપે જોતાં રાજબા બોલી.

'કેમ?' રાજસિંહે પૂછ્યું.

'મઠ સામે જણાય છે ને તમે બે ગાઉની વાત કરો છો?'

'મને તો કંઇ નથી દેખાતું.' રાજસિંહે ઝીણી નજર પંથ પર નાખતાં કહ્યું.

'આ દેખાય જમણી બાજુ, ફરોક ખેતરવા દૂર.' હાથ લંબાવતાં રાજબા બોલી.

રાજસિંહે તે તરફ જોયું, કંઇ નહતું.

'રાજબા! ભ્રમ થયો હશે.'

'અરે, આ દેખાય.' કહેતાં રાજબાએ ફરીથી લાંબો હાથ કર્યો, પણ તેનો હાથ પાછો પડયો. ઘડી પહેલાં દેખાતો મઠ તેના દૃષ્ટિપથમાંથી સરકી જતો હતો. ગયો...ગયો...ગયો.

'રાજસિંહ! સાચે જ ભ્રમ છે. કદિ નહિ ને આજે આમ કેમ?'

'હજુ પણ કહું છું રાજબા! વરણાગની હઠ છોડી દો.' નરમ બનતાં રાજસિંહ બોલ્યો.

રાજબાનું અંતર પોકારી ઉઠયું.

'સિદ્ધનો જાદુ અને કાર્યની સિદ્ધિ પામ્યા પહેલાં એવા જાદુમાં સપડાઇ જવાયું તો?'

વરણાગના સીમાડાથી દૂર રહેવામાં તેને સલામતી લાગી

'વરણાગ નથી જવું રાજસિંહ! સીધા વાલમ ચાલો.' રાજબાએ કહ્યું.

'કેમ?'

'સિદ્ધની વાણી છે કે વરણાગના મઠના દરવાજા મારે માટે બંધ છે.' રાજસિંહ સમજ્યો.

રાજબાએ ડહાપણ વાપર્યું હતું અને તેણે ઘોડાને સીધો વાલમને માર્ગે દોડાવ્યો.

---

## પ્રકરણ ૨૬ મું
## "એ મહંત ન જોઇએ"

સિદ્ધપુરમાં ઉગતું પ્રભાત કોઇ નવો જ રંગ લાવતું હતું. સરસ્વતીને તીરે બાવાઓની જમાતોની ઠઠ જામી હતી. ગણત્રી કરતાં નજર થાકી જાય એટલા બાવાઓ અડંગા જમાવી પડયા હતા. કેટલાક દિનચર્યામાં પ્રવૃત્ત હતા જ્યારે કેટલાક હજુ પણ નિદ્રાધીન હતા.

સૂર્ય સરખો ઉગ્યો અને નદીમાં બે ઘોડેસવાર ઉતરી આવ્યા. સરસ્વતીનાં કેડપુર પાણી વટાવતાં ઘોડાં પુરમાં ધસમસતાં જોતજોતાંમાં નદી

પાર નીકળી આવ્યાં. જમાતમાંના બાવાઓએ એ જતા ઘોડેસવારો તરફ ધ્યાનથી જોવા માંડયું. આગળનો સવાર પુરુષ વેશમાં હોવા છતાં દેખાવે સુકુમાર હોઇ સ્ત્રી જેવો લાગતો હતો. પાછળના સવારની મુખમુદ્રા કડક અને મર્દાનગીભરી હતી. નદી વટાવી સવારોએ શહેરમાં પ્રવેશ કર્યો ત્યાં સુધી નદી પરના બાવાઓની નજરે તેમને છોડયા નહિ. શહેરમાં પ્રવેશતાં નગરજનોની નજરે ચઢતા તે બે સવારો આગળ વધતા જતા હતા. અજાણતાનો અણસાર પણ તેમના મોં પર દેખાતો નહતો. અભોમિયાપણાની મુંઝવણ તેમના મોં પર દેખાતી નહતી.

દૂરથી મઠ દેખાયો અને આગળ જતા ઘોડેસવારે ઘોડાને રોકયો. પાછળનો સવાર તેની સાથે થઇ ગયો.

'રાજસિંહ! સિદ્ધપુરનો રંગ આજે જુદો જ દેખાય છે.'

'કાલે તેડવા આવનાર બાવાએ જ નહોતું કહ્યું કે, ગામેગામથી બાવાઓને તેડાવ્યા છે?'

'હું તો માનતી ન હતી કે આટલી સંખ્યામાં બાવાઓ હાજરી આપશે.' આફરીન પોકારતો પહેલો સવાર બોલ્યો.

'હજુ પણ વધવા સંભવ છે. બપોર સુધીમાં વધે જશે.'

'ના, ના, બપોર સુધી તો શું આવે? મહંતે આજે સવારે તો મહત્વની ચર્ચા માટે બોલાવ્યા છે પછી બપોરે આવવાથી શું?'

'તો પણ કેટલાક તો ઠાઠ જોવા જ આવનારા હશે તે બપોરે આવશે.' રાજસિંહે કહ્યું.

મઠનું ચોગાન આવ્યું. દરવાજો ખુલ્લો હતો. બાવાઓની અવરજવર વિશેષ હતી. વળી ચોગાનમાં પણ બાવાઓની ઠઠ જામી હતી.

દરવાજે આવી આગળના સવારે ઘોડાપરથી ઉતરી ઘોડાને દરવાજાની બાજુમાં બાંધી દીધો. પાછળના સવારે તેનું અનુકરણ કર્યું અને બન્ને અંદર ગયા.

અંદરના વિશાળ ચોકમાં લાંબાં વસ્ત્રપટો પાથરેલાં નજરે પડતાં હતાં. આખો ચોક વસ્ત્રપટોથી ઢંકાઇ ગએલો હતો. પશ્ચિમ ભાગના છેક છેવાડા ભાગે ઉંચા મંચ જેવું બનાવી તે પર ગાદી બીછાવેલી હતી. મહંતને માટે તે જગા હોય એમ સ્પષ્ટ જણાતું હતું. આવનાર બન્ને સવારો પડાળીના એક ભાગમાં જઇ બેઠા. ત્યાં થોડી વારે એક બાવાએ આવી તેમને કહ્યું.

'મહંતશ્રી આપને યાદ કરે છે.'

'મને?' ચેલા સામું જોવા લાગતા સવારે કહ્યું.

'હા, આપને.' કહીને આગળ ચાલ્યો. પાછળ તે સવાર ગયો. મહંતનો ખંડ બતાવી બાવો ચાલતો થયો. સવારે તેમાં પ્રવેશ કર્યો.

'આવો રાજબા! તમારીજ રાહ જોવાય છે.' મહંતે કહ્યું.

'પ્રણામ ગુરુદેવ! શો આદેશ છે?' સવારે–રાજબાએ કહ્યું.

'કેટલા માણસોની મદદ કરી શકો તેમ છો?' મહંતે સીધો સવાલ કર્યો.

'કેટલાં માણસો જોઇએ?' રાજબાએ પૂછ્યું.

'પચીસ માણસ તો જોઇએ જ.'

'બસ?'

'હા એટલાં બસ છે.'

'એટલાં માણસ હું આપીશ, પણ પછી આ બાવાઓ શા ખપમાં આવશે?'

'મારે તેમનો ઉપયોગ ધીંગાણામાં નથી કરવો. તેમને અહીં બોલાવ્યા છે, તેમની સલાહ લેવા. ભીમગિરિ વિરુદ્ધ મત કેળવવા અને ભવિષ્યમાં બીજે કોઇ સ્થળે આવું બનવા ન પામે તેની દરેક નોંધ લે તે માટે.' મહંતે કહ્યું.

રાજબા વિચારમાં પડી. મહંતે ઉપદેશ દેવા માટે બાવાઓ બોલાવ્યા હતા કે ભીમગિરિને પદભ્રષ્ટ કરવા માટે?

'ભલે, જેવો આપનો આદેશ.' રાજબાએ કહ્યું.

'બસ, જાઓ ત્યારે.' મહંતે રાજબાને રજા આપી.

રાજબા ઉઠી બહાર ગઈ.

થોડી વારે બાવાઓનાં ટોળે ટોળાં બહારથી ઉભરાઇ આવી ચોકમાં સમાઇ ગયાં—વ્યવસ્થિત ગોઠવાઇ ગયાં. બાવાઓથી ચોક ઉભરાઇ ગયો, ત્યારે બાકીના દરવાજામાં અને તેથી પણ બહાર ગોઠવાઇને બેસી ગયા. કોલાહલ ચાલુ હતો. 'શાન્તિ, શાન્તિ'ની બૂમો છૂટી છવાઈ પડયા કરતી હતી પણ તે તરફ ધ્યાન આપવાની કોઇને દરકાર નહતી. રાજબા અને સામંત પડાળીના એક ખૂણે પોતાનું સ્થાન મેળવી બેઠાં અને આતુરતાથી મહંતની રાહ જોવા માંડ્યાં. પાંચેક ક્ષણ પસાર થઈ અને મઠના મધ્યવર્તી ઓરડાનાં બંધ કમાડ ખુલ્લાં થયાં. તેમાંથી ભવ્યકાય મહંત પ્રૌઢ વયને છાજે તેવાં ગૌરવપૂર્ણ પગલાં ભરતા ચાખડીઓ પર ચઢી આવી મંચ

તરફ આગળ વધ્યા. ટપોટપ માર્ગમાં બેઠેલા બાવાઓએ ખસી જઈ તેમને માટે મંચ સુધીની સીધી માર્ગ–કેડી બનાવી દીધી. કોલાહલ એકાએક શાન્ત થઇ ગયો.

મંચ પર ચઢી મહંત આસનારૂઢ થયા. અને સર્વગ્રાહી દૃષ્ટિ તેમણે બેઠેલાઓ તરફ ફેંકી. એ દૃષ્ટિમાં માર્દવ હતું, સુજનતા હતી, સૌમ્યતા હતી.

કેટલીક ક્ષણો શાન્તિમાં પસાર થઇ ગઇ. સાંભળવાને આતુર શ્રોતાઓના દીલમાં મહંતની અમૃત–વાણી સાંભળવાની ઉત્કંઠા વધતી ગઈ. અંતે ધીરગંભીર મેઘગર્જનાથી ભવ્ય વાણીથી મહંતે પોતાનું પ્રવચન શરૂ કર્યું.

‘ભાઇઓ! મારા આમંત્રણને માન આપી તમો સૌ હાજર થયા છો તે જોઇ મને અતિ હર્ષ થાય છે. મારા આમંત્રણનું મૂલ્ય તમારી હાજરીનું પ્રમાણ કહી આપે છે. કેટલાંય વર્ષોથી આવી રીતે આમંત્રણ આપવામાં આવતાં નહતાં. લુપ્ત થતી જતી એ આમંત્રણની પ્રથા આજે મેં ફરી સજીવન કરવાનો પ્રયત્ન કર્યો છે અને તમે સારી સંખ્યામાં હાજર થયા છો.

સંસારીઓથી આપણે વિરક્ત છીએ. વિરક્તિ એ વૈરાગીઓનું લક્ષણ છે. સંસારની માયાથી અલિપ્ત રહેતાં આપણે શીખવાનું હોય છે. તે શિક્ષણને અમલમાં મૂકી આપણે કદી સંસાર સેવનનાં સ્વપ્નાં પણ ન આવે એવી સાવચેતી રાખીએ છીએ. વૈરાગીનો એ ધર્મ છે. સંસારવિરક્તનો એ ધારો છે.

આપણા વૈરાગી સમાજનાં બંધનો દરેક વૈરાગીને માન્ય હોવાં જોઇએ અને એ બંધનોને માન્ય રાખનારનેજ આપણા સમાજમાં આપણે ભેળવી શકીએ, બીજાને નહિ. આપણા સમાજમાં એ રીતે ભળેલાને પણ પાછળથી તેની ત્રુટીઓ બદલ શિક્ષાને કારણે સમાજ બહાર કરવાની આપણે આપણી ફરજ ચૂકતા નથી. એવા દાખલા આજ પૂર્વે ઘણા બની ગયા છે. ઘણાએ વૈરાગી બાવાઓને રાગ ઉત્પન્ન થતાં આપણા સમાજે તેને સમાજ બહાર ધકેલી દીધાના દાખલાઓ આજે આપણને ઉપલબ્ધ છે. એ દાખલાઓને ધ્યાનમાં લઇ આપણે વિચાર કરવાનો છે કે માર્ગ ચૂકેલો વૈરાગી વૈરાગ ધર્મને લાયક માલમ ન પડે તો તેને આપણા સમાજમાંથી આપણે દૂર કરવો. જનહિતની વાતો લક્ષમાં ન લઈ સંસારને દુઃખી કરવાની જ બાજીઓ રચનાર વૈરાગીને તેના વૈરાગ્યપદ પરથી બાદ કરવો એ આપણી ફરજ છે.

જિતેન્દ્રિય ગણાતો વૈરાગી ન છાજે તેવા ભોગવિલાસમાં રચ્યોપચ્યો રહેતો હોય તો આપણે કાં તો તેને તેનો ધર્મ સમજાવવો કાં તો આપણા સમાજથી દૂર કરવો.

'વૈરાગીના ધર્મોથી આપણે સર્વે જાણીતા છીએ. એ ધર્મોનું પાલન ન કરનાર વૈરાગી નથી અને એવાને કાયમને માટે વૈરાગીપદથી દૂર કરવા માટે આપણે કટિબદ્ધ થવું જોઇએ.' મહંત સહેજ થોભી પાછા બોલ્યા.

'વૈરાગીના ધર્મોથી તમે બધા વાકેફ છો ?'

'હા,' એક સામટો અવાજ આવ્યો.

'એ ધર્મ મુજબ ન ચાલનારને આપણે દ્રોહી ગણવો કે નહિ ?'

'જરૂર દ્રોહી ગણવો જોઇએ.' જવાબ મળ્યો.

'સાંભળો ત્યારે, વરણાગના મહંત ભીમગિરિ વિરૂદ્ધ આપણે ત્યાં ફરીઆદ આવી છે. તે સંસારીઓને માંહેમાંહે લડાવે છે, વિલાસી છે, ધૂર્ત છે, સિદ્ધના ડોળ પાછળ ઘમંડી છે અને વિષયી છે.'

'વરણાગના મહંત સાચા સિદ્ધ છે.' એક અવાજ આવ્યો.

'મેં તપાસ કરાવી છે. તેમના ઉપરના આરોપોનો જવાબ આપવા તેમને અહીં બોલાવેલા પણ મારો આદેશપત્ર ફાડી નાખી કાસદ સાથે તેમણે કહાવ્યું છે કે, આ ભવમાં તેમને સિદ્ધપુર આવવાનો અવસર નથી.' કહીને મહંત શ્રોતાઓ ઉપર થતી અસર નિહાળવા થોભ્યા.

'અસભ્યતા કહેવાય.' કોઇ બોલ્યું.

'ગાદીનું અપમાન કહેવાય.' બીજો અવાજ આવ્યો.

'તેમના ઉપરના આરોપો જુઠા માનવાને કોઇ કારણ નથી, તેમજ તેઓ વરણાગની ગાદીને માટે લાયક ન હોવા છતાં ગાદી ઉપર રહેવા દેવાનું આપણે માટે કાંઈ કારણ નથી.' મહંતે ચોખવટ કરતાં કહ્યું.

'હા, એવા મહંત વરણાગની ગાદીપર ન જોઇએ. ગિરિમહંતોનું નામ બોળ્યું તેમણે તો.' શ્રોતાઓમાંથી એક જણ બોલી ઉઠયો.

'તેમનો જવાબ આપણી આખી જમાતે વિચારવા જેવો છે કે, આ ભવમાં તેમને સિદ્ધપુર આવવાનો અવકાશ નથી. હું એમ ઇચ્છું છું કે તેમનો એ જવાબ આપણે તેમને અહીં બાંધી મંગાવીને આપીએ તો સારૂં.' મહંતે સહજ ભાવે દરખાસ્ત મૂકી.

'ઉત્તમ' એક સામટા અનેક અવાજ આવ્યા.

'અને તેમને વરણાગની ગાદીપરથી પદભ્રષ્ટ કરીએ.' મહંતે ઉમેર્યું.

'એમ થવું જ જોઇએ.' કેટલાક સામટા અવાજ આવ્યા.

'અને મઠને યોગ્ય મહંત ન મળે ત્યાં સુધી તે ગાદી આપણી અહીંની ગાદી સાથે મેળવી દઇએ.' મહંતે ઇચ્છા વ્યક્ત કરી.

'સારી રીત છે.' જવાબ મળ્યા.

'જુઓ ત્યારે, આપણી આજની જમાત તરફથી હું આદેશ આપું છું કે વરણાગનો મહંત ભીમગિરિ સિદ્ધ હોવાનો ડોળ કરતો એક ધૂર્ત છે. તે સંસારીઓને રંજાડી ભોગવિલાસ ભોગવે છે. મહંત તરીકેની તેની લાયકાત ન જણાયાથી આજથી તેને વરણાગના મઠાધિપદેથી ભ્રષ્ટ કરવામાં આવે છે અને આદેશ આપવામાં આવે છે કે તેને બાંધી અહીં લાવવો. ખાલી પડતી વરણાગના મઠની ગાદી નવીન યોગ્ય મહંત ન ઉભો થાય ત્યાં સુધી અહીંની ગાદી સાથે જોડી દેવી.'

આખોએ આદેશ જમાતે હર્ષના પોકારોથી વધાવી લીધો: 'એ મહંત ન જોઇએ.' ની બૂમોથી વાતાવરણ ઉભરાઇ ગયું. રાજબા ખુશ થઈ ગઇ. મહંત ઉઠયા. સાથે આખી જમાત ઉઠી અને મહંતની જય બોલાવતી વિખરાવા માંડી. મહંત તેમના ખંડમાં ગયા કે તરત જ રાજબા પાછળ ગઇ.

'ગુરુદેવ!' પ્રણામ કરતાં રાજબા બોલી.

'કેમ?'

'ક્યારે આદેશ આપો છો?'

'આવતી કાલે સવારે પચીસ માણસોને તમારે વરણાગ મોકલી દેવા. ભીમગિરિને બંધનમાં નાખી અહીં મોકલાવી આપો.' મહંતે કહ્યું.

'અને...'

'શું?'

'કિંગરનાં કમાડ?' રાજબા બોલી.

'અહીં નહિ.'

'અહીં વિના ક્યાં શોભશે?' કરગરતાં રાજબા બોલી.

'ભલે તમને યોગ્ય લાગે તેમ કરજો...પણ પેલાનો ઉપયોગ હજુ કર્યો કે નહિ?'

'કોનો?'

'શવજીનો?'

'ના, ગુરુજી!' રાજબાએ કહ્યું.

'તો આજે જ તેનો ઉપયોગ કરો. ઠાકરડાઓને ત્રાસ આપવાની યોજના પાર નહિ થાય ત્યાં સુધી વાલમની સ્થિતિ સુધરશે નહિ.'

'જેવો આદેશ, ગુરુજી !'

'જાઓ. કાલે સાંજે ભીમગિરિ અહીં જોઇએ.'

'પ્રણામ.' નમન કરી રાજબા ચાલી નીકળી.

સરસ્વતીના પટપરથી પસાર થતાં રાજબા અને રાજસિંહે ભીમગિરિની વાતો અનેક બાવાઓને મોંઢે થતી સાંભળી. બાવાઓને મોંઢે એક જ વાત ગુંજતી હતી.

'એ મહંત ન જોઇએ.'

સિદ્ધપુરના મહંતનું જમાતને તે દિવસ પૂરતું જમણનું નોતરું હતું, એટલે જ બાવાઓ મહંતની એ મહાનુભાવતાથી ઉપકારવશ બનતાં બોલી રહ્યા હતા કે, 'વરણાગનો એ મહંત ન જોઇએ.'

---

## પ્રકરણ ૨૭ મું
## શું કર્યું?

મધ્યાહ્નને થોડી વાર હતી. મહેરામણ ભીમગિરિના મઠને દૂરથી જોઇ હરખાઈ ઉઠયો. ઘણા દિવસોથી સેવેલી મહત્વાકાંક્ષાઓની સિદ્ધિનો ઉપાય એ મઠના અધિપતિને ચરણે જવાનો હતો અને ચરણે જવાની અનેક દિવસોથી અપૂર્ણ રહેલી તેની ઉમેદ આજે પૂર્ણ થવાની હતી. તેની પ્રતિજ્ઞાનું પાલન કરવામાં મહંત ભીમગિરિ તેને અગત્યની સહાય આપનાર હતા. તેમના વિના મહેરામણથી આજે તો પાન પણ હલાવી શકવા જેવી સ્થિતિ નહતી.

દરવાજામાં જ અલકા સામે મળી. મહેરામણે અનુમાનથી તેને ઓળખી પૂછ્યું.

'અલકા બહેન ! ગુરુજી છે ?'

'હા ભાઇ !' કહી અલકા મહેરામણ સામે જોઇ રહી.

મહેરામણ મઠના મુખ્ય ઓરડા તરફ ચાલ્યો. અલકાએ તેને જતો રોકવાના ઇરાદાથી કહ્યું.

'ગુરુજી મહત્વની ચર્ચા કરી રહ્યા છે.'

'કોની સાથે?'

'ચાંચજીભાઇ અને ઘેલાશા....' અલકાએ કહ્યું.

મહેરામણ સ્તબ્ધ બન્યો. તેના બાપુ આજ પણ તેની આડે આવી રહ્યા હોય તેમ તેને લાગ્યું.

એવામાં ઓરડામાંથી ભીમગિરિ જાતે બહાર આવ્યા.

'આવ મહેરામણ! આમ એકાએક ક્યાંથી?'

'કોણ મેરો?' અંદરથી ગાંગજીભાઇ બોલ્યા.

'હા. મેરો.' ભીમગિરિ બોલ્યા.

'ક્યાંથી અત્યારે?' કહી ઘેલાશા બહાર આવ્યા. ગાંગજીભાઇ પણ તેમની પાછળ બહાર આવ્યા.

'ગુરુદેવ!' કહેતો મહેરામણ ભીમગિરિનાં ચરણોમાં લોટી પડયો.

'ઊઠ, મહેરામણ!' કહી ભિમગિરિએ તેનો હાથ ઝાલી ઊભો કર્યો. મહેરામણનો કંઠ એકાએક ભરાઇ આવ્યો અને તેનાથી એક આછું ડુસકું દેવાઇ ગયું.

'મહેરામણ! આ શું? સાગરદીલ મહેરામણ આંસુવડે ઉભરાય છે કેમ?' મહંતે આશ્ચર્યથી પૂછયું.

પુત્રનાં આંસુ પિતાથી ન જોવાયાં. ગાંગજીભાઇએ આડું જોઈ લીધું. ઘેલાશા સચિંત દીલથી અણુમીંચી દૃષ્ટિએ એકધારૂં મહેરામણ સામે જોઈ રહ્યા. જાણે તેનું અંતર માપતા ન હોય! મહેરામણનું રડવું વધી ગયું. હીબકાં ઉપર હીબકાં ખાઇ તેણે આંસુની રેલ ચલાવી. મહંત તેને રડતો જોઇ રહ્યા. તેનો ઉભરો શમ્યા પહેલાં આશ્વાસન આપવાનું તેમને યોગ્ય લાગ્યું નહિ. ગાંગજીભાઇ દીનવદને પુત્રને રડતો જોઇ રહ્યા. ઘેલાશા સ્થિર હતા. આખરે આંખો લુછતો મહેરામણ ઊભો થયો.

'બાપુ! તમે મારા માર્ગ આડે કયાં સુધી આવ્યા કરશો?' તેણે ગાંગજીભાઇને પૂછયું.

'હું વચ્ચે આવું છું?' આશ્ચર્ય પામતા ગાંગજીભાઇ બોલ્યા.

'હા, બાપુ! તમે વચ્ચે આવો છો. શવજી ગયો, મને કાઢવા કેમ મથી રહ્યા છો?' બળતે દીલે મહેરામણે કહ્યું.

ગાંગજીભાઇની આંખો ભીની થઇ ગઇ. મહેરામણ શું કહેતો હતો?

'મેરા! સમજાય તેવું બોલ.' તેમણે કહ્યું.

'બાપુ! મને મરતો જોવાના ઉપાયો તમે રચી રહ્યા છો. મને મારી પ્રતિજ્ઞાનું ભાન છે. તે ભાન તમે વિસરાવવા માગો છો. મને સમજાવી તમે ઠાકરડાઓ સાથે સુલેહ કરવા માગો છો.'

'મેરા! પ્રભુની સાક્ષીએ અને મહંતની હાજરીમાં હું સોગંદ લઇ કહું છું કે ઠાકરડાઓ સાથે મેં સુલેહ સાધી નથી. સુલેહ મારે જોઇતી નથી અને સુલેહનો પ્રસંગ આવશે તો તે વખતે હું આ દુનિયામાં નહિ હોઉં.'

'તો સુલેહની વાતો વહેતી થઇ છે તે સાચી નહિ?'

'કોણ તારા કાન ભંભેરી રહ્યું છે?'

'સોહનસિંહ સમાચાર લાવે છે.'

'સોહન! તારો શાગીર્દ?'

'હા.'

'તો બેટા! તેનો સંગ છોડી દે. મોંઘજીભાઇની નીતિનો એ વાહક બન્યો હશે. સુલેહનું વાતાવરણ સરજવાની તે પેરવી કરી રહ્યા છે.'

'કોણ મોંઘજી કાકા?' મહેરામણથી બોલી જવાયું.

'હા, મોંઘજી.'

'તમે તેમને સાથ નથી દીધો?'

'તને શું લાગે છે?' માંગજીએ પુત્રને પૂછ્યું.

મહેરામણ ન બોલ્યો.

'ગાંડા!' કહી મહંત ભીમગિરિએ મહેરામણને ખભે હાથ મૂક્યો.

મહેરામણ નીચી નજરે મહંતના અંગુઠા તરફ જોઇ રહ્યો.

'પિતા પુત્ર હજુ એક બીજાને ઓળખતા થયા નથી ત્યાં મોંઘજી અને સોહનની વાત ક્યાં કરવી? નચિંત રહે મહેરામણ! તારી પ્રતિજ્ઞાનું ઋણ તારાથી ફેડી શકાશે.'

'ભારમલના ગુરુ થઇ તમે મને આ શબ્દો સંભળાવો છો?' અકળ થતાં મહેરામણ બોલ્યો.

'હા, ભારમલ પાપનું પોટલું છે. તે શુદ્ધ થશે તેમ તેમ તેને ભોગ આપવા પડશે. તેની કામે વાલમનો ત્યાગ કરવો, એ ભોગ પણ તેના પ્રાયશ્ચિત્તમાં સમાઇ જાય છે.' ભીમગિરિએ કહ્યું. ત્રણે જણ સ્થિર દૃષ્ટિએ ભીમગિરિને જોઇ રહ્યા.

'તો ગુરુદેવ! ભારમલને ખોટી આશાઓ આપી આપ પાપ કરી રહ્યા છો.' ઘેલાશાએ કહ્યું.

'મેં આશા આપી નથી. તેનું જીવન પાપ રસ્તેથી વાળવાના પ્રયત્નો જ મેં આદર્યા છે. તેને માનસિક દર્દથી મુક્ત કરી શુદ્ધ માનવી બનાવવાનો મારો પ્રયાસ છે.'

'તો તેઓને દૂર કરવામાં તમે અમને મદદરૂપ થશો ખરા?' મહેરામણે પોતાની વાત રજૂ કરી.

જેમ નહિ? સાતસો ઘર વણસાડી મૂકી નવાં સાતસો વસાવવાં એ વાલમની પરાપૂર્વથી ચાલતી આવતી નીતિ છે. મારે તેમાં સહાય કરવાની હોય કે વિરોધ?'

'તો પછી શાની રાહ જોવાય છે?' મહેરામણે આનંદમાં કહ્યું.

'સમયની.'

'હજુ નથી આવ્યો?' ઘેલાશાએ પૂછ્યું.

'સમય એની મેળે પરખાશે. તેને પારખવા માટે જીવની આંખો કામમાં લેવા જેટલો બારીક એ નહિ હોય.' કંઈક માઠું લગાડતાં ભીમગિરિ બોલ્યા.

'મારે શું કરવું?' મહેરામણે પૂછ્યું.

'તારે? આ બારમલના મૃત્યુ સુધી રાહ જોવાની.' સામેના ઓરડા તરફ હાથ કરતાં ભીમગિરિ બોલ્યા.

'એટલે?'

'બારમલનું મૃત્યુ તને મદદ કરશે.' ભીમગિરિએ કહ્યું.

કોઈ ન બોલ્યું.

સામેથી દરવાજા તરફથી આવી અલકા પોતાની ઓરડી તરફ જતી હતી. તેનો પતિ ઓરડીમાંથી ધીમે ધીમે બહાર આવતો હતો.

'અલકા!' મહંતે અલકાને બોલાવી.

'જી.' કહી અલકા અટકી ગઈ.

'અહીં આવ.' ધીમે ચાલતી અલકા મહંત પાસે આવી.

'હવે બોલ, તારા પતિને કેમ છે?' મહંતે જિજ્ઞાસાથી પૂછ્યું.

'સારું છે, દેવ!' હાથ જોડી અલકા બોલી.

'દર્દ ઘટી ગયું છે અને ચિંતા તથા શંકા નિર્મૂળ થયાં છે ખરું?'

'હા, ગુરુદેવ!'

'તો તમે હવે ક્યારે જવા ધારો છો?' કોઈને પણ મઠમાંથી આવી રીતે રજા ન આપનાર મહંતના આ શબ્દોએ બધાંને ચમકાવ્યાં. અલકાનું મુખ ઉતરી ગયું. તેનો પતિ પણ ધીમે ધીમે ચાલી આવી બધાંમાં ભળી ગયો હતો.

'કેમ જવાબ ન દીધો?' ભીમગિરિએ પૂછ્યું.

'ગુરુજી! આપ હુકમ આપો ત્યારે.' ત્રસ્તહરિણીશી અલકા બોલી.

'તો આવતી કાલે સવારે તમે અહીંથી નીકળી જાઓ.' કહી તેમણે દયારગિરિને બોલાવ્યો.

'કેસરગિરિ !'

'જી.' બારમલની ઓરડીમાંથી ઝડપથી કેસરગિરિ આવી ગયો.

'વરણાગમાંથી એક ગાડું સવારે અહીંથી નીકળી અલકા અને તેના પતિને લઇ વડનગર જાય તેવી વ્યવસ્થા સાંજ સુધીમાં કરી નાખજે.'

'જી.' કહી કેસરગિરિએ નમન કર્યું.

અલકાનો પતિ જે હજુ સુધી શાન્ત હતો તેણે પૂછ્યું: 'ગુરૂદેવ! એકાએક અમને કેમ કાઢી મૂકો છો?'

'મારી ખાતર, ભાઇ ! જુઓને કંઇ કોઇને દેહનો ભરોસો છે? ઘડી બે ઘડીના મહેમાન અને આખરે યમસદનનો પ્રવાસ એવી આપણી આ જીંદગીનો વિશ્વાસ શો? હવે તમને સારૂં થઇ ગયું દેખાય છે. ધીમે ધીમે હરીફરી શકો તેવા છો. ગાડામાં જતાં વધુ તસ્દી પડે એમ લાગતું નથી.'

'એમ તો હું સારો થતો જાઉં છું. મુસાફરી કરવામાં વાંધો નથી. પણ દેવ! અમારાથી આપની કોઇ મર્યાદાનું ઉલ્લંઘન થયું હોય અને તેવા કારણે તો અમને તમે રજા નથી આપતા?'

'ના, જરાએ એવું નથી. તમે અને અલકાએ અહીં આવી મારા ઉપર ઉપકાર કર્યો છે. હું તમારો ઋણી છું.' ભીમગિરિએ કહ્યું.

'પાપના અધિકારી ન બનાવો, ગુરૂદેવ!' અલકા બોલી.

'એમાં પાપ શાનું? એક દિવસ હું ઘણાં વર્ષો પૂર્વે તારા જીવનમાં ઉતરી આવી ઘડી બે ઘડીનો દેખાવ કરી ચાલ્યો ગયો હતો. ત્યારે હું માનતો હતો કે દેશવનું ખૂન કરાવી મેં તારૂં જીવન કચલાવી દીધું છે. આજે તારા પતિને સાજા કરી આપી હું તારા જીવનમાંથી બગાડી નાખેલી સુંદરતા તને પાછી સોંપું છું. એમાં હું બીજું કંઇ કરતો નથી. લીધેલું પાછું આપું છું.'

આભારવશ અલકા અને તેનો પતિ ભીમગિરિને નમી પડયાં. અલકાની ભીની આંખોમાં આંસુના બિંદુઓ ઉભરાઈ આવ્યાં.

'તારણહાર, ગુરૂદેવ!' કહી તે ભોંય બેસી ગઈ.

'લાગણી વેડાને અવકાશ નથી. અલકા! તારા જવાનું નિશ્ચિત ગણી કામ આટોપી લે.' કહી ભીમગિરિ બારમલની ઓરડી તરફ વળ્યા. ગાંગજી, વેલાશા અને મહેશમણ ત્યાં અટકી ગયા.

'કેમ અટકી ગયા? આવોને!' કહી ભીમગિરિએ તેમને સાથે લીધા. ચારે જણા બારમલની ઓરડીમાં ગયા. ઠાકરડા આગેવાનો બારમલની

પથારીની આસપાસ કોળે વળીને બેઠા હતા. તેમણે આવનારાઓ માટે જગા કરી. હરભમે પોતાની આગળ મહંત અને ગાંગજીભાઇને માટે જગા કરી દીધી. ઘેલાશા અને મહેરામણ સામી બાજુએ બેઠા. ભીમગિરિને જોઇ બારમલે હાથ જોડયા. તેનો તેમણે સામે હાથ જોડી જવાબ આપ્યો.

બારમલનું પહાડી શરીર કૃશ થઇ ગયું હતું. નિર્બળતાએ તેને જીર્ણ બનાવી દીધો હતો. શરીર ઉપર ચામડી લટકતી હતી અને હાડ અને ચામ વચ્ચે લોહી અને માંસનો અભાવ હોવાથી ઝીણી દોરીઓ જેવી નસો કરચલી આવી ચામડીના વેષ્ટન નીચે ઉપસી આવેલી હતી. દીકરીના નાસી જવાથી અને જમાઇનું ખુન થવાથી બારમલ ઉપર ઝેરભરી સંસારવેલે એક સામટી અસર કરી હતી. જીવનનો આથમતો પહોર તેના રહ્યાસહ્યા જીવન જોમનો નાશ કરી રહ્યો હતો.

'બારમલ !' ભીમગિરિ બોલ્યા.

'ગુરુજી !' કહી બારમલે હાથ જોડયા.

'પીડા વધુ થાય છે ?'

'મન મુંઝાયા કરે છે.'

'શાન્તિ નથી ?'

'ના.'

'ઉપાધિઓ ત્યજી દો. સંસાર ભૂલી જાઓ.'

'ઉપાધિઓ ત્યજાતી નથી. સંસાર ભૂલાતો નથી.'

'તો મનના ઉધામા બહાર કાઢી શાન્તિ મેળવો.'

બારમલે ચોગમ નજર ફેંકી મનની સ્થિતિથી વાકેફ કરવા યોગ્ય માણસોની શોધ કરી. નજરમાં નિરાશા હતી. જીભ ઉપર તાળાં મરાયાં હતાં તે ઉઘાડનાર જાણે કોઇ નહતું.

'બારમલ ! પાપ કબૂલ કરવાનો આ અણમૂલ અવસર છે. મનની શાન્તિ મેળવવાનો આ મહામૂલો પ્રસંગ છે. જીવનદીપ ઓલાઇ જાય તે પહેલાં કરેલાં કૃત્યોનો હવાલો સોંપી દો. જીવન ધન્ય બની જશે.' ભીમગિરિ બોલ્યા.

બારમલનું મન માનતું નહતું. ફરીથી તેણે બધે આશાભરી મીટ માંડી, પાછી વાળી લીધી.

'ગુરુજી !' બારમલે કહ્યું.

'કેમ ?'

'દુઃખ અસહ્ય છે.' વધુ નિરાશામય સૂર કાઢતાં બારમલ બોલ્યો.

'બારમલજી!' ગાંગજીભાઇએ બારમલને સંબોધ્યો. બારમલે બળજબરીથી તે તરફ મુખ ફેરવ્યું.

'ગાંગજીભાઇ !' તેના મુખપર કંઇક કુતુહલનાં ચિન્હો નજરે પડયાં. ગાંગજીપરથી નજર ખેસવી તેણે બીજા બેઠેલાઓ તરફ ફેરવી. અંતે નિર્ણય કરતો હોય તેમ બોલ્યો.

'ગાંગજીભાઇ! તમારા શવજીનું દુઃખ તમને સાલતું હશે?'

ગાંગજીએ જવાબ ન આપ્યો. બોલતાં બારમલની જીભ થરડાઇ કંઠ શોષાયો. હરભમે પાણી આપ્યું. થોડાંક ટીપાં પાણીનાં લઇ ફરીથી ધીમા અવાજે બારમલ બોલ્યો.

'મને દુઃખ થાય છે.' તેને કંઇ કહેવું છે માની ગાંગજીભાઇએ નીચા નમી તેના મ્હોં નજીક કાન ધર્યો. બધા એક ધ્યાને શું બોલાય છે તે સાંભળવા તત્પર બન્યા.

'શવજીને તમારી પાસેથી ખેંચી લઇ મેં તમને દુઃખી કર્યા છે.' તેની જીભ વધુ થરડાઇ.

'અને શવજીએ મારૂં જીવન ચુંથી નાખ્યું છે.' થરડાતી જીભે તેણે બોલવું જારી રાખ્યું. ગાંગજીભાઇની આંખ પુત્રસ્મરણથી ભીની થઇ.

'પણ ગાંગજીભાઇ! તમારો શવજી મને...' આગળના શબ્દો બોલી બારમલ વાકય પૂરૂં કરે તે પહેલાં તેની વાચા બંધ થઇ ગઈ. ઇન્દ્રિયો શિથિલ બની ગઈ. ટગર ટગર થઇ ફર્યા કરતી બે આંખો સિવાય બારમલમાં બીજું ચેતન નષ્ટ પામ્યું હતું. નાડી ધીમી ધબકતી હતી.

---

## પ્રકરણ ૨૮ મું
## પ્રતાપે શું જોયું?

**પવનવેગે** એક ઘોડેસવાર ઉત્તરની સીમમાંથી વાલમ તરફ ધસ્યો આવતો હતો. નિશા પથરાઇ ચૂકી હતી અને સંધ્યાની રહી સહી આભા નષ્ટ થઈ ગઈ હતી. ચપળ સવાર આજુબાજુની સીમમાં પોતાની ફરતી નજર નાખી વગડાનું માપ લઇ રહ્યો હતો અને અનુમાનથી વિચારતો હતો કે, વાલમ બહુ દૂર નહતું.

કૂતરાં ભસવાનો અવાજ સંભળાયો અને સવારે ઘોડીની ગરદન પરની કેશવાળી ઉપર થાપ દીધી. પવનવેગી ઘોડીએ ગતિ થંભાવી દીધી અને સવાર ઘોડી પરથી કૂદી ભોંય ઉતરી પડયો. આડો રસ્તો પશ્ચિમ તરફ જતો

હતો. તેણે ઘોડીને તે રસ્તે દોરી. માર્ગ લાંબો, સાંકડો અને વિકટ હતો. મુશ્કેલી વટાવતાં ભાગ્યે તે અર્ધોએક માઇલ ગયો હશે, ત્યાં તો તેણે શિયાળ રડતું હોય તેવો અવાજ સાંભળ્યો.

'ભારમલની ચોકી હજુ પણ ચાલે છે!' તે મનમાં બડબડયો.

તે આગળ વધ્યો. શિયાળ રડવાનો અવાજ જોરથી સંભળાયો અને જાણે તો એક નહિ પણ એક સામટાં અનેક શિયાળ રડતાં હોય તેમ લાગ્યું છતાં તેણે આગળ વધવું ચાલુ રાખ્યું. દૂરના કોતરમાં ઢોલ વાગ્યો અને એક સામટાં અનેક માણસોનો પગરવ ઢોલ વાગતો હતો તે તરફ જતો તે સવારે સાંભળ્યો.

'ભારે થઇ.' તે મનમાં બડબડયો.

અંતે એ કોતર આવ્યું. વીસેક માણસોનું જુથ કોતરના ઊંડાણવાળા ભાગમાં ઝડપથી કામ કરી રહ્યું હતું. તેણે કોતર ઉપરથી બૂમ મારી.

'શું કરો છો?'

'કોણ?' એક જણ અંદરથી બોલ્યો.

'ન ઓળખ્યો?'

'કોણ, પ્રતાપ?'

'હા, શું કરો છો?'

'જોયા વિના ચાલ્યો જા.' એક અવાજ આવ્યો.

'જોવા માટે તો આવ્યો છું.'

'શું જોવું છે?'

'તમે જેને દાટો છો તે.'

'અમે કોને દાટીએ છીએ?'

'ભૂધરની ભાભીને.' પ્રતાપે ધડાકો કરતાં કહ્યું.

'બોલીશ નહિ, પ્રતાપ! આવ્યો તે રસ્તે પાછો ચાલ્યો જા.'

'નહિ તો?'

'નહિ તો શું? લેઈ લે.' એક તીર સંધાયું અને પ્રતાપ તરફ તે ફેંકાય તે પહેલાં પ્રતાપે ખુલ્લી તરવારે કોતરમાં પડતું નાખ્યા જેવું કર્યું. વીસે માણસો કામ કરતાં અટકી ગયાં. કોદાળી અને પાવડા ઊંચા થઈ ગયા. તે બધાની વચ્ચે જઇ પડેલા પ્રતાપની શું દશા થાત તે વિચાર પ્રતાપને આવે તે પહેલાં તો કોતરપરથી અવાજ આવ્યો.

'ભૂધર!'

'કાણુ ?'

'હું હરભમ. પ્રતાપને જવા દો.' અને બધાઓએ હથીઆર નીચાં કરી દીધાં. ધીમે ધીમે હરભમ કોતરમાં ઉતર્યો. પ્રતાપ તેને હેતથી ભેટયો.

'તમે એકાએક કયાંથી ?'

'તારી પાછળ.'

'કેટલેથી ?'

'વરણાગમાં સાંભળ્યું કે પ્રતાપ ગયો અને હું તારી પાછળ આવ્યો.'

'ચાલતા ?'

'ના, ઘોડીપર.' હરભમે કહ્યું.

'બારમલ કાકાની ચોકી હજુ ચાલુ જ છે કે શું ?' પ્રતાપે પૂછ્યું.

'અરે હવે એ દિવસો ગયા. કુંદનના બાપને, રવજીને અને બીજાઓને સખ્ત તેમના ફરતી ચોકી થતી તે દિવસો ગયા. તારા બાપ જતાં બારમલની ચોકી મોળી પડી ગઈ. આજે તો બારમલની ચોકી નથી, પણ બારમલ વિરૂદ્ધની ચોકી છે.'

'કેમ ?'

'જોતો નથી, બુધરની ભાભીએ ઝેર ખાધું છે તે ?'

'પણ એમાં આટલી બધી ધમાલ શી ?'

'તેની બદચાલનું એ પરિણામ હતું. બારમલની આબરૂ સાચવવા કહો કે બારમલ આ હકીકત ન જાણે એટલા ખાતર કહો, પણ આ ચોકી બુધરની ભાભીને છાની રીતે દાટી દેવા માટે રાખી છે.'

'છાની રીતે દાટવામાં વીશ માણસો ?'

'આ વીશે માણસો એવા છે કે, બારમલ સુધી કોઈ પણ રીતે વાત ન જાય, તેનું મોત ન બગડે માટે આ ઉપાય યોજ્યો છે.'

'એવાનું વળી મોત સુધારવાનું હોય ?' પ્રતાપે કહ્યું.

'ત્યારે શું થાય ?'

'આ વાતની તેને જાણ થવી જ જોઈએ. ઘરમાં હોવા છતાં તે આ વાત જાણતો ન હોય એમ બને નહિ.'

'તે ઘેરે નથી. વરણાગના મઠમાં છે.'

'કયારથી ત્યાં રહે છે ?'

'તું કુંવરને લઇને નાઠો તે રાતથી.'

'હું તેને આ ખબર આપી આવું કે મરતાં મરતાં પણ તેનો પાપી જીવડો વધુ સળવળી ઉઠે.' પ્રતાપે તૈયારી બતાવી.

'પ્રતાપ! હવે એ તારાથી બની શકે એમ નથી.'

'કેમ? વરણાગ દૂર નથી.'

'વરણાગ દૂર નથી પણ તે બેભાન છે.'

'ભાન તો આવશે ને?'

'આખરની બેભાન સ્થિતિ છે. ઇન્દ્રિયો શિથિલ બની ગઈ છે. માત્ર આંખો ફર્યા કરે છે.'

'ત્યારે હું મોડો પડ્યો.'

'કેમ?' હરભમે પૂછ્યું.

'મારે તેની જડતી લેવી હતી.'

'શાની?'

'તેનાં પાપકર્મોની.'

'તે પાપી નથી એમ કોણ કહે છે?'

'મારે હિસાબ પૂરો કરવો હતો.'

'કયો હિસાબ?'

'મારી માનો.' પ્રતાપે નિશ્ચયથી કહ્યું.

'શું કરવાનું ધારીને તું નીકળ્યો છે?'

'ભારમલનું ખૂન કરવા. તેની દીકરીને લઇ ગયો, જમાઇને મારી નાખ્યો. હવે તેને મારવાનો બાકી છે. ત્યાં આજે તેના દીકરાની વહુનું આ પરાક્રમ સાંભળ્યું અને મારી વેરવૃત્તિને જરાક ટાઢક વળી.'

'કુંવર ક્યાં છે?'

'અર્બુદ પર્વતપર.'

'તું ત્યાં જામી ગયો?'

'નહિ જામ્યો હોઉં તો હવે જામીશ.'

'કેમ કુંવર સાથેનો સંસાર કેવો ચાલે છે?' હરભમે કટાક્ષમાં પૂછ્યું.

'સુખી.' ટુંકામાં પતાવતાં પ્રતાપે કહ્યું.

'ક્યારે નીકળેલો?'

'બે દિવસ થયા.'

'વરણાગ આવવું છે?'

'આવીશ જ. જે માટે આવ્યો તે કામ તો પુરૂં કરવું જ પડશે ને?' કહી પ્રતાપે કોતર ચઢવા માંડ્યું.

'પ્રતાપ!' તેની સાથે ચઢતાં હરભમે કહ્યું.

'आखर सुधी भारमले सुखने माटे वलखां मार्यां पण फोगट गयां. भीमगिरिनी शरणागति तेने काम न आवी.'

'शानी आवे? तेणे कयुं पाप कर्युं नथी?'

'पण एवाने अंत घडीए दुःख वेरथी जोवाय के दयाथी?' हरभमे मर्म वेधतां कह्युं. प्रताप घडीभर विचार करी रह्यो.

'हुं एने दयाथी जोउं? अरे, तेना राई राई जेवडा टुकडा करी शियाळवाने वहेंची दउं तो पण मारुं वेर शमे तेम नथी.' प्रतापे उश्केराई जतां कह्युं.

'धीरो पड, प्रताप! गमे तेम पण हवे तो ते तारो ससरो थयो गणाय.' बन्ने जणा कोतर चढी लगभग उपर आवी गया हता.

'तेणे मने कन्या आपी नथी. में तेनुं माथुं फोडीने लीधी छे.' प्रतापे कह्युं.

'गमे तेम पण तमारो लोहीनो संबंध थयो गणाय.'

'माटे ज हुं लोही मागुं छुं. मारी मातानुं, मारा पितानुं अने मारी नानकडी बेननुं वेर मागुं छुं.'

'मरेलाने मारीने तुं शुं करीश?'

'मरेलाना शबना टुकडा करी वेरानमां फेंकी दई मारी वेरनी ज्वाळा पूर्ण करीश.'

'कुंवरने मादुं नहि लागे?' हरभमे पूछ्युं.

'तेणे ज मने तैयार कर्यो छे. कुंवरे अपवास आदर्या छे. ज्यां सुधी भारमलनुं माथुं तेना धडपरथी जुदुं न थाय त्यां सुधी तेणे अन्न लेवुं हराम कर्युं छे.'

'एटलुं बधुं केम?'

'बाप दीकरीना संस्कार. बीजुं शुं?'

'ना, ना, तारो दोरीसंचार हशे.'

'जरा पण नहि.'

'तो तारे कंई करवुं नहि पडे. कुंवरना अपवास काले पुरा थई जशे.'

'शी रीते?'

'भारमल सवार देखे एम हुं मानतो नथी.'

'तो ए पहेलां मारे भारमलनो कुचो वाळी नाखवो पडशे.'

'शें एवी प्रतिज्ञा लीधी छे?'

'હા.' પ્રતાપે કહ્યું.

'એ પાપી સાથે તેનું પાપી નિવાસસ્થાન પણ સાફ થઈ જવું જોઈએ.'

'પછી ભૂધરનું શું?' હરભમે પૂછ્યું.

'એ એને ફાવે તે કરે.' કહી પ્રતાપે વાલમ તરફ ઘોડીને લીધી.

'પ્રતાપ!'

'કેમ?'

'રહેવા દે. બારમલનું ઝુપડું હવે બારમલનું નથી રહ્યું, ભૂધરનું ગણાય.'

'ગમે તેનું હોય. પાપીનું નિવાસસ્થાન તો ખરું જ ને?'

'નહિ જ માને?'

'તમે વરણાગ જાઓ. હું પાછળ આવી પહોંચું છું.' પ્રતાપના આંખોમાં નિર્ણય જોતાં હરભમ તેની સાથે થયો.

'ચાલ, હું પણ તારી સાથે આવું.'

'ના, તમારી જરૂર નથી. હું એકલો બસ છું.'

'તું બારમલનો જમાઇ થઈ તેનું ઝુપડું સળગાવશે તો હું તેનો મિત્ર થઇ તે ઠારવાનો પ્રયત્ન કરીશ, ગાંડા!' કહી હરભમે પ્રતાપની પીઠ થાબડી.

બન્ને સવારો વાલમ તરફ ઘોડાં દોડાવી ગયા.

'પ્રતાપ!' હરભમે વાલમ આવતાં પ્રતાપને પૂછ્યું.

'આજે ન બાળે તો ન ચાલે?'

'કેમ?'

'બારમલને મરવા દે.'

'તેના મર્યા પહેલાં તો મારે બાળી નાખવું પડે.'

ઠાકરડા વાસ આવ્યો. મધ્યમાં બારમલનું મકાન રાત્રિની છાયા નીચે બાજુના મકાન મિત્રોને સાથમાં રાખી ઊભું હતું; જાણે વૃક્ષોની હાર વચ્ચે ઊભેલો વટરાજ.

નાકા ઉપર બન્ને જણાઓએ ઘોડાં ઉપરથી ઉતરી બાજુએ તેમને બાંધી દીધા.

'તું જઇ આવ. હું ઘોડાને સાચવતો અહીં ઊભો છું.' નિર્જન લાગતા વાસમાં હરભમે દષ્ટિ ફેરવતાં પ્રતાપને કહ્યું. પુરુષ વર્ગ આ વાસમાં આજે ઝાઝો હતો નહિ. બારમલની વધારે માંદગીને કારણે તેની સાર-

સંભાળ સારૂ આખા વાસના ઠાકરડાઓ વરણાગ ગયા હતા. બાળકો અને સ્ત્રીઓ સિવાય ભાગ્યે જ કોઇ રડયો ખડયો પુરૂષ હશે.

પ્રતાપ આગળ વધ્યો. બારણા આગળ ગયો. ઘરમાં તો કોઇ હતું જ નહિ. પ્રતાપે ઝડપથી ચકમક ઘસી ઘાસપર દેવતા પાડી કાકડો સળગાવ્યો. તે જ પળે ઘરની પાછળના ભાગમાં પણ કાકડો સળગતો હોય તેમ પ્રતાપને લાગ્યું. સળગતો કાકડો લઇ તે ખાત્રી કરવા એક બાજુની હારનાં ઝુપડાં વટાવી પાછળ જવાનું કરે છે ત્યાં પાછળથી સળગતા કાકડા સમેત કોઇ આગળ ધસી આવ્યું.

'ઇ...ઇ...ઇ...હી...હી...હી...' આવનારની એ ચીસ હતી. પ્રતાપ ચમકયો. આવો માણસ એણે કદિ કલ્પ્યો નહતો તો પછી જોયો તો હોય જ શાનો. આવનારનું ખોળીયું મનુષ્યનું હતું, પણ તેને મનુષ્ય માનવા પ્રતાપનું દીલ સાફ ના પાડી ઉઠયું. આવનાર તદ્દન નજીક આવતાં પ્રતાપથી એકાએક ચીસ પડાઇ ગઇ.

'ઓ બાપરે!' અને પેલાએ જબરૂં અટ્ટહાસ્ય કર્યું. પ્રતાપના હાથમાંનો કાકડો ખુંચવી લઈ બન્ને કાકડા તેણે બારણા આગળ ધરી દીધા અને અસ્થિર દેહડોલન અને વિકૃત મુખભાવો કરતાં તેણે પ્રતાપ તરફ જોઇ હસ્યા કર્યું. પ્રતાપ ભય પામી ગયો. તેનાથી આંખો બંધ થઇ ગઈ. આંખો પર બન્ને હાથની હથેળીઓ દાબતાં તેનાથી ચીસ પડાઇ ગઇ. એ ચીસ સાંભળી હરભમનું દીલ હાથ ન રહ્યું. ઘોડાંને છૂટાં મૂકી તે વાસમાં દોડી આવ્યો અને સાથે સાથે વાસનાં ઘણાં ખરાં ઘરનાં બારણાં ઉઘડયાં. તેમાંથી યુવાન અને આધેડ વયની સ્ત્રીઓ ડોકીયાં કરી બહાર જોઇ વળી. દેખાવ એટલો ભયંકર હતો કે હરભમ પણ ધ્રૂજી ઉઠયો.

'ઇ...ઇ...ઇ...હી...હી...હી...' ફરીથી ચીસ ઊઠી. સ્ત્રીઓ બારણાં બંધ કરી ઘરમાં ભરાઇ બેઠી. હરભમે કાનમાં આંગળી નાખી દઈ આંખો બંધ કરી.

# પ્રકરણ ૨૯ મું

## શવજીનું ભૂત

મશાલધારી માનવીનું ધડ ધીમે ધીમે અદૃશ્ય થતું હતું. હરભમ આંખો આડો હાથ રાખી થતો ફેરફાર ત્રસ્તભાવે જોઈ રહ્યો હતો. કાકડા બારણામાં પડ્યા હતા અને ધડ સિવાયનું માથું જમીનથી સાડા પાંચ ફૂટને આશરે ઊંચું રહી પ્રતાપ તરફ ભીષણ અટ્ટહાસ્યથી નિહાળી રહ્યું હતું. પ્રતાપ હિંમત ખોઈ જમીન પર બેસી ગયો હતો અને નજર ખસેડી લઈ અવળી બાજુએ જોઈ રહ્યો હતો.

પળ બે પળ તો હરભમથી નિર્ણય ન થઈ શક્યો કે શું થતું હતું? આખરે તેના સમજવામાં આવ્યું. કોઈ પૈશાચિક બળ અમલ બજાવતું હતું. તેણે ઉંચે લટકી રહેલા મુખ તરફ ધારી ધારીને જોયું. મુખ ઘડીકમાં પારદર્શક અને ઘડીકમાં સ્થૂલ બનતું જતું હતું, પણ તેની આકૃતિ? હા, તે માણસને તેણે જોયો હોય તેમ લાગ્યું. કોણ હતું એ? કેમ એ માણસ આખો નજર સમક્ષ નથી આવતો?

'કોણ હશે?' તેણે દીલને પૂછ્યું. પરિચિત છતાં યાદ ન આવતાં એ મુખ માટે તેનું દીલ શું જવાબ આપે?

'ભારમલ! ભારમલ! તારું પાપ પોકારે છે.' હરભમના દીલે બળાપો કાઢ્યો.

ધડ વિનાનું માથું ફર્યું, નીચું થયું. બારણામાંથી મશાલ પકડવા એક હાથ અપારદર્શક બની નીચો નમતો જણાયો. મશાલો–કાકડા પકડાયા ઉપડયા. બારણું સળગી ઉઠ્યું હતું. અસંબદ્ધ નૃત્ય કરતું માથું કાકડાઓને હાથમાં પકડી આગળ વધ્યું.

'હ...હ...હ...હી...હી...હી...' ફરીથી એ જ ચીસ સંભળાઈ. સાંભળનારાં ત્રાસ પામી ગયાં.

એક પછી બીજું એમ વારાફરતી આખા વાસનાં ઘર સળગાવી કાકડા હાથમાં પકડી માથું વેગથી આગળ વધી હરભમ થરથરતો ઊભો હતો ત્યાં આવ્યું.

'હ...હ...હ...હી...હી...હી...' એક કારમી ચીસ ફરીથી સંભળાઈ. હરભમ ત્રસ્ત થઈ બેશુદ્ધ બની ભોંય પટકાયો અને અટ્ટહાસ્ય કરતું માથું આગળ વધ્યું. નાકામાં ઉભેલાં ઘોડાં આ દેખાવ જોઈ ભડક્યાં અને દૂરદૂર દોડી ગયાં.

સળગતા વાસમાં બૈરાં છોકરાંની, ઘરોમાંથી પડતી કાળી ચીસોઆરી-ઓએ પ્રતાપ અને હરભમના કાનોને સતેજ કર્યાં. પ્રથમ પ્રતાપ ઊઠ્યો. તેણે હરભમને શુદ્ધિમાં આણ્યો.

શુદ્ધિમાં આવતાં જ હરભમ બોલી ઊઠ્યો.

'પ્રતાપ! કોણ હતું એ?'

'ભૂત' પ્રતાપે જવાબ આપ્યો.

'ભૂત ન હોય. ભૂતથી આવું કામ ન બને.'

'ત્યારે?'

'જીવતું જાગતું ભૂત હોય ખરું?' શંકાથી હરભમે પૂછ્યું.

'આપણે કોઈને પૂછીશું.'

દૂર દૂર પશ્ચિમમાં 'ધ...ધ...ધ...હી...હી...હી...'ની ચીસો સંભળાતી હતી.

'પ્રતાપ! ચાલ પાછળ પડીએ.'

'પણ આ વાસ સળગે છે તેનું શું?'

'આપણે એ શું કરવાના હતા?' કહેતો હરભમ ઊભો થયો.

'અને એ આપણને મારી નાખે તો?' બીકથી ડરતો પ્રતાપ બોલ્યો.

'પાછળ જઈ જોઈએ તો ખરા કે એ કયાં જાય છે?'

બન્ને તૈયાર થયા. ઘોડાં શોધ્યાં પણ ન જડયાં એટલે પગપાળા દોડયા પણ તેમની દોડવાની ક્રિયામાં તાઝગી નહતી. એકદીલી નહતી. પગ ઉપડવાની અનિચ્છા બતાવતા હતા. દીલ ભેદ પામવાની ઇચ્છા રાખતું હતું.

પશ્ચિમમાં દૂર દૂર પેલું માથું કાકડાઓ સાથે હવામાં દોડતું જતું જણાતું હતું.

'દોડ,' પ્રતાપને હુકમ કરતાં હરહભ બોલ્યો અને બન્નેએ વધુ જોસથી દોડવા માંડયું.

'જોયું પ્રતાપ? પેલું માથું આપણા કોતર તરફ દોડયું જાય છે.'

'હેં?' પ્રતાપની વાચા ફાટી.

'શું હેં? તું સમજ્યો એ કોણ હતું?' હરભમે પૂછ્યું.

'ના.'

'રાવજીનું ભૂત.'

'શા ઉપરથી કહો છો?'

'એ માથું રાવજીનું છે.'

પ્રતાપ કોરડો આકડી ગયો.

'જેમ ઊભો, મૂર્ખ?' હરખાએ તેને ખેંચતાં કહ્યું.

'ભૂતની પાછળ મારે નથી આવવું.'

'કેમ?'

'મારી નાખે.'

'હું સાથે છું ને!'

'તો પણ.'

'અરે! જોઈએ તો ખરા, શું થાય છે તે?'

'બેલાઓને નસાડશે.' પ્રતાપે અનુમાન બાંધ્યું.

અને હવામાં અદ્ધર દોડતું માણું એકાએક ખેતરમાં ઉતરી પડ્યું દેખાયું. સાથે જ એક સામટી કારમી ચીસો સંભળાઈ.

'પ્રતાપ! મારી નાખ્યા.' હરખાએ બૂમ મારી.

'કેમ?'

'પેલીનું મડદું એ ઉપાડી જશે.' હરખાએ કહ્યું. પ્રતાપને એ વાત જરાયે વિસ્મૃત ન હતી.

જીવ લઈને નાસતા માણસો સામેથી આવતા દેખાયા.

'લે, પ્રતાપ! પેલા નાઠા.'

'ગામ ભણી આવતા લાગે છે.'

'બીજે ક્યાં જાય?'

'કેમ દોડો છો?' આવનારાઓને હરખાએ પૂછ્યું.

'ભૂત,' એક જણ બોલી ઊઠ્યો. હરખાની ખાત્રી થઈ કે ચાવળજીનું ભૂત બારમલનો વાસ ચેતાવી તેની મૂળ જગાએ જઈ રહ્યું હતું. તે ત્યાં અટકી ગયો.

'કેમ અટક્યા?' પ્રતાપે પૂછ્યું.

'હવે આપણું જવું નકામું છે.'

'શા માટે?'

'તે ભૂત ત્યાં શાન્ત બની અદ્રશ્ય થશે.'

'કેમ?'

'ત્યાં તે મરી ગયો હતો માટે.' પ્રતાપ પણ થાકેલો અટકી ગયો હતો.

'પાછા વળીશું?'

'બીજું શું થાય?'

'આ બધાઓને સાથે લઈએ તો સળગતો વાસ બોલવી શકાય.'

'વાસ સળગાવ્યો છે?' એક જણે પૂછ્યું.

'હા, ભૂધરનો આખો વાસ સળગાવી દીધો છે.' હરસમે કહ્યું.

'ચાલો ત્યારે' એકે કહ્યું અને બધાઓએ પગ ઉપાડયા. વાસ નજીક આવ્યા ત્યારે અગ્નિનું તાંડવ નૃત્ય પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું. પવનના સુસવાટા વચ્ચે સળગી રહેલાં ઝુંપડાં બચવાની આશા નહતી—લગભગ સળગી જવા આવ્યાં હતાં. કેટલીક સ્ત્રીઓ બચવા પામી હતી. કેટલાંક બાળકો બચવા પામ્યાં હતાં. કેટલાંક દાઝીને, ઇજા પામીને બચવા પામ્યાં હતાં ત્યારે કેટલાંક કમભાગ્યને વશ થઇ અગ્નિશિખાનો ભોગ બની ગયાં હતાં. ઢોરઢાંખર વાસ વચ્ચે બાંધેલાં તે ગાળા તોડીને મનપસંદ રીતે નાસી ગયાં હતાં. વાસમાં બધે હાહાકાર મચી રહ્યો હતો.

વિશેષ બચે તેવું કંઈ ન હતું, છતાં અગ્નિશાન્તિના પ્રયત્નો કરવામાં આવ્યા.

'પ્રતાપ! બહુ ગજબનું નીકળ્યું.' વીતેલી વાત સંભારતાં હરસમ બોલ્યો.

'આખા વાસને કાળને મોઢે કરી મૂકયો.' પ્રતાપે દીલસોજી બતાવી.

'હવે શું થાય?'

'શું થાય? સહન કરી લેવાનું.' પ્રતાપે જવાબ આપ્યો.

'તું કયારે જાય છે?'

'બારમલ મરે તે જ ઘડીએ.'

'તે પહેલાં નહિ?'

'બારમલના મરણની ખાત્રી કર્યા સિવાય નહિ.'

'કુંવરને તું લઇને અહીં ન આવે?'

'શા માટે?'

'ભૂધરને આશ્વાસન દેવા.'

'ભૂધરને આશ્વાસન શાનું?'

'તેના બાપના પાપે આખો વાસ સળગી ગયો છે. તેની છાતી કબુલ કરશે ખરી?'

'જેનાં લાગે તેના ભોગ. કુંવરને હું શા માટે લાવું?'

'ભૂધર ગાંડો થઈ જશે'

'તેના બાપના પાપે. મારા નહિ.' તિરસ્કારમાં પ્રતાપ બોલ્યો.

'એટલે આ અગ્નિતાંડવ તને અસર નથી કરતું?'

'ફરેક ઘરના માણસો ભારમલના પાપના સાથીદારો છે. તેમને ઘટતી જ સજા થઈ છે.' પ્રતાપે કહ્યું.

'એ રીતે જોતાં તો પ્રતાપ! તું પણ શિક્ષાને પાત્ર છે.'

'વાલમ છોડયું, એ મેં ઓછી શિક્ષા સહી નથી.'

'ફરીથી વાલમમાં આવી રહી શકાશે પ્રતાપ!'

'ભારમલ જીવે તો તે કરી બતાવવાની ઇચ્છા છે. તેના મરણ પછી તો વાલમમાં આવવું ન આવવું સરખુંજ છે.'

'તો પણ વતનને કાયમનું શા માટે છોડે છે?'

'મને નથી ફાવતું.' ટૂંકો જવાબ આપી પ્રતાપ ચૂપ રહ્યો.

'અર્બુદપતિની ચાકરીમાં શેનો મોહ છે?'

'મોહ શેનો વળી? રોટલો રળી ખાવો ત્યાં મોહની વાત કેવી?'

'અહીં નહિ મળે?'

'જોયું નહિ, પાપનું પરિણામ?' વાસ તરફ હાથ લંબાવતાં પ્રતાપ બોલ્યો. હરભમ ચૂપ થઈ ગયો.

કરેલાં પાપોનો પ્રત્યક્ષ થતો પડઘો, બન્નેની સ્મરણશક્તિની સીમાને અવલોકી રહ્યો હતો. પ્રતાપનું કહેલું હરભમને યથાર્થ લાગ્યું. પાપથી ભરેલાં કુકર્મોનો બદલો કોઇપણ ઘડીએ માનવ જીવનમાં વળી રહે છે.

'પ્રતાપ! કુંવર સુખી છે?'

'કેમ?' આશ્ચર્ય પામતાં પ્રતાપે પૂછ્યું.

'તેને કઢાવવામાં મેં આડી જીભ નાખી છે. તે દુઃખ પામશે તો મારે રૂંવે રૂંવે તેનું દુઃખ પ્રગટ થઇ જશે.'

'ખોટી શાહુકારી ન હાંકો. ભારમલના જમણા હાથ બની તમે ભારમલ કરતાં ઓછાં કુકર્મો કર્યાં નહિ હોય. કુંવર એકલીના સુખદુઃખનો અહેવાલ તમને તારી કે ડુબાવી શકશે નહિ.' હરભમના ભૂત જીવનને યાદ દેવડાવતાં પ્રતાપે કહ્યું.

'પ્રતાપ! ભારમલ મારો ગુરુ હતો, મારો શિક્ષાગુરુ હતો. તેણે જે શીખવ્યું તે મેં ગ્રહણ કર્યું છે. પાપ મને પણ છોડે તેમ નથી. શવજીનું ભૂત વાલમની ઠાકરડા કોમનું નિકંદન કાઢે તો તેમાં વધારે પડતું કહેવાય નહિ.' કબૂલ કરતાં હરભમે કહ્યું.

'અને તમે જાણો છો? અર્બુદ પતિની નોકરી શીળી છાંયડીની ગણાય. સોંપાએલું કામ વફાદારીથી કરીને પછીનો સમય ભૂત કાળનાં કરેલાં કુકર્મોનો પશ્ચાત્તાપથી નાશ કરવામાં વાપરી શકાય.' પ્રતાપે કહ્યું.

'પ્રતાપ! અર્બુદપતિ મને સ્વીકારશે ખરા?'

'કેમ નહિ? તેમને ચાકરો ક્યાં થોડા છે? કોઈ પણ ખાલી જગાએ તમને ચાકરી આપી દેશે.' હરભમને લલચાવતાં પ્રતાપે કહ્યું.

'પણ આ વાલમનું શું કરૂં? મારા મંડાઈ ચૂકેલા સંસારની શું દશા થાય? ઠાકરડા કેમ ભારમલ મરતાં મને છોડે જ કેમ? વાલમમાં હવે બીજું કોણ છે કે બધો પોટલો તેને માથે નાખી હું ચાલી નીકળું?'

'એમાં વળી શોધવાની જરૂર શી? સમય એની મેળે બધું કરી લેશે.'

કંઇક વિચારને અંતે ડોકું ધૂણાવતાં હરભમ બોલ્યો. 'ના પ્રતાપ! ના, મારાથી એ નહિ બને. જ્યાં વાલમ ત્યાં હું, પણ આપણું આવી બન્યું હોય એમ તો મને જરૂર જણાય છે. એવે વખતે આખી કોમને દગો દઈ અર્બુદપતિની ચાકરી ઠંડા પેટે સ્વીકારી લઉં એ મને શરમભરેલું લાગે છે, પણ પાપમાંથી મુક્ત રહેલા અને રહેવા માગતા આપણા, બની શકે તેટલા યુવાનોને હું ત્યાં જરૂર મોકલાવી આપીશ.'

પ્રતાપ કંઈ ન બોલ્યો.

એટલામાં વાસ બહાર કોલાહલ જેવું સંભળાયું. ચાર માણસો ખાટલામાં ઉંચકી કોઇને વાસમાં લાવતા હતા. પાછળ વીશેક માણસો ટોળાબંધ ચાલી રહ્યા હતા. ખાટલો ઉપાડનારમાંના મોખરાના બે માણસો પૈકી એક મેરૂજી હતો. હરભમ તેને વરણાગના મઠમાં ભારમલની પાસે મૂકીને આવ્યો હતો; ત્યારે શું ખાટલામાં ભારમલ હતો?

'કોને લાવ્યા છો મેરૂજી?'

'ભારમલ કાકાને.'

'કેમ?'

'મહંતે છેવટની ઘડીએ રજા આપી.' મેરૂએ કહ્યું અને ચારે જણાએ ખાટલો ભોંય મૂકયો. ભારમલનું મુખ પછેડીથી ઢંકાએલું હતું તે ખુલ્લું કરવામાં આવ્યું. તેના શરીરમાંથી પ્રાણ ચાલ્યો ગયો હતો.

નિશ્ચેષ્ટ નયનો, પ્રાણ વિનાના ખોળીઆ સાથે જડાએલાં રહી, પાપી પ્રાણે કરેલાં કુકર્મોનો આખરી અંત-સળગતો વાસ જોઈ રહ્યાં હતાં. વાતાવરણ ભયજનક અને શોકાવિષ્ટ બની રહ્યું હતું. ક્વચિત્ ક્વચિત્ નિરાધારોનાં સળગી ઉઠેલાં ઘરબાર જોઈ, કરૂણ આક્રંદ સંભળાતાં હતાં.

---

# પ્રકરણ ૩૦ મું.

## ગાંગજીએ શું વિચાર્યું ?

**ભારમલ**ની વધતી જતી માંદગીએ મહંત ભીમગિરિને સાવચેત કર્યા. કઈ પળે તેનો જીવનદીપ હોલવાઇ જાય તે નિશ્ચિત ન હતું. અંતની ઘડીએ પુત્ર પુત્રાદિને છેવટના મુખ દર્શનનો લાભ મળે તે હેતુથી તેમણે બેભાન ભારમલને ખાટલામાં નાખી વાલમ લઇ જવાની સૂચના તેના શાગીર્દોને કરી. ભારમલને લઇ જવામાં આવ્યો. ત્યાર પછી ભીમગિરિએ ગાંગજી, ઘેલાશા અને મહેરામણને પોતાના ખંડમાં બોલાવ્યા.

'મહેરામણ! તારી પ્રતિજ્ઞાનો અંત હવે નજીકમાં છે.'

'શા ઉપરથી કહો છો?' ઘેલાશાએ પૂછ્યું.

'ભારમલ આજની રાત નહિ કાઢે.' ભીમગિરિએ કહ્યું.

'પછી?' વચ્ચે પુરાતાં ગાંગજી બોલ્યા.

'પછી એ કે ઠાકરડાઓ વાલમ છોડી દેશે.'

'વગર કારણે?' ઘેલાશાએ પૂછ્યું.

'કારણ વિના કોઇ છોડે ખરું? ભારમલનું પાપ કારણ બનશે.' ભીમગિરિએ કહ્યું. કોઈ ન બોલ્યું. બહાર કોઇનાં પગલાં સંભળાયાં.

'કોણ?' ભીમગિરિએ પૂછ્યું.

'ગુરુદેવ! હું છું.' કહી અલકા બારણામાં આવી ઊભી.

'કેમ અલકા! શું છે?' મહંતે પૂછ્યું.

'ગુરુદેવ! અમને એક દિવસ વધુ રોકાવા દો તો?' અલકાએ માગણી કરી.

'કેમ?'

'તેમની ઇચ્છા છે કે જીવનદાતા મહંતશ્રીનું આવતી કાલે યથાવિધિ પૂજન કરી બીજે દિવસે વડનગરને માર્ગે જવું.' અલકાએ પતિની ઇચ્છા વ્યક્ત કરી. મહંત ભીમગિરિ એ સાંભળી હસ્યા.

'અલકા! તારા પતિને કહે કે તે જેને જીવનદાતા માને છે, તેની ઇચ્છા છે કે સૂર્યોદય પહેલાં તમારે વડનગરનો માર્ગ પકડી લેવો.'

'ગુરુદેવ! ક્રૂર શિક્ષા અમ ગરીબો માટે?' ગળગળી થઇ જતાં હાથ જોડી અલકા બોલી.

'અલકા! વિધિનું વિધાન છે ત્યાં હું તેને ખાળી શકનાર કોણ? આવતી કાલે આ મઠનું ભાવિ કોઇ જુદું જ સ્વરૂપ પકડશે.'

અલકા કંઇ ન બોલી, નત મસ્તકે થોડીકવાર હાથ જોડી ઊભી રહી અને અંતે ધીમે પગલે ઉંબર વટાવી બહાર નીકળી ગઈ.

'ગુરુદેવ ! એ બીચારી ગાય જેવી બ્રાહ્મણકન્યાને શા માટે આવા નિષ્ઠુર શબ્દોથી દુઃખી કરો છો ?' ગાંગજીએ કહ્યું.

'ગાંગજી ! તમને ખબર નથી એટલે કહો છો. આવતી કાલનો સૂર્યોદય આ મઠને માથે જોખમભરેલો છે તો પછી અલકાને અહીં રાખીને શું ?'

'શાનું જોખમ, ગુરુદેવ ?' મહેરામણે પૂછ્યું.

'પ્રભુ જાણે.' કહી આકાશ તરફ ભીમગિરિએ આંગળી કરી. બધા વિચારમાં પડયા.

'ગાંગજી ! ભારમલનું કહેવું તમે કેટલું સાચું માનો છો ?' વાતને ઝોક આપતાં ઘેલાશાએ પૂછ્યું.

'તેણે શું કહ્યું તે જ મને તો સમજાયું નથી.' ગાંગજીએ કહ્યું.

'તમે કહેતા હતા ને કે પતેશ્વરે શવજી જીવતો હોવાની વાત કરી હતી.'

'હા, તેણે તો કહ્યું હતું, પણ ભારમલે કયાં કહ્યું ?'

'તેનો અવાજ અટકી ગયો. શવજી માટે તે વધારે કહેવા જતો હતો.' ઘેલાશાએ કહ્યું.

'શવજી જીવતો છે એમ તેના કહેવાનો હેતુ હતો.'

'અધૂરું બોલ્યો તેમાં શું સમજાય ? પણ શંકા થાય છે કે, પતેશ્વરનું ભવિષ્ય સાચું નીવડે.'

'બધી વાતો, ઘેલાશા ! ભારમલને હાથ પડેલો દુશ્મન જીવતો પાછો જાય ખરો કે ?'

'બાપુ ! શવજીનાં રોદણાં રોઇ તમે વર્તમાન પરિસ્થિતિને બગાડી ન દેતા. શોકમાં ડૂબી નિર્માલ્ય બની વેર લેવાની તીવ્ર ઇચ્છાને શિથિલ બનવા દેશો નહિ.' મહેરામણે કહ્યું.

'ચિંતા ન કર મેરા ! શવજીનો શોક મને વેરના માર્ગથી ચલિત નહિ કરે પણ તે માર્ગે ઝડપથી ગતિ કરાવશે.'

'ન કરે નારાયણ અને ભારમલ આજે જ રાત્રે ગુજરી જાય.' ઘેલાશાએ અંતરની ઇચ્છા વ્યકત કરી.

'તો આવતી કાલે જ ઠાકરડાઓમાં ભંગાણ પડે.' મહંતે કહ્યું.

'તો મારો માર્ગ ચોખ્ખો થાય.' મહેરામણે કહ્યું.

'તારો માર્ગ ચોખ્ખો છે જ.' મહંતે જવાબ આપ્યો.

'વધુ ચોખ્ખો બનશે.' મહેરામણે પૂર્તિ કરી.

કોઇ ન બોલ્યું. પોતાના વિચારમાં મસ્ત મહેરામણ આનંદથી પ્રફુલ્લ બની ગયો.

'ગુરુજી!' કેસરગિરિએ મહંતને બહારથી બોલાવ્યા.

'કેમ?' કહેતા ભીમગિરિ ઝડપથી બહાર ગયા.

'અલકા રડે છે.' કેસરગિરિએ મહંતને અલકાની ઓરડી તરફ હાથ કરતાં કહ્યું. બોલ્યા વિના મહંત ઓરડી તરફ આગળ વધ્યા ત્યારે રાત્રિનો ત્રીજો પ્રહર જામી ચૂકયો હતો.

'ઘેલાશા!' મહંત જતાં ગાંગજીએ ઘેલાશાને સંભાર્યા. ઘેલાશાએ ગાંગજી સામે પૃચ્છક દૃષ્ટિએ જોયું.

'તમે માનો છો કે, શવજી જીવતો હોય?'

'હોય પણ ખરો.'

'શવજીને જો હું જીવતો જોઉં તો શેઠ! મારી અર્ધી જમીનનું દાન કરી દઉં.' હરખાતાં ગાંગજી બોલ્યા.

'બાપુ! એમ ઘેલા બની જવાની જરૂર નથી. શવજી જીવતો હશે તો મળશે જ. ભારમલ જતાં ભારમલની શહ જશે. તેનાં ચાલુ કાવત્રાં પૈકી ઘણાંના ભેદ આપમેળે ફૂટી જશે. તેની શહ પ્રીતની નહિ પણ દાબની છે.' મહેરામણે કહ્યું.

'શવજી મળે તો તારી બેલ બનીને ઉભો રહે. તારી વિટંબણાઓમાં એ તારો સાથી બની માર્ગદર્શક બની રહે. મેરા! શવજીની કાર્યશકિત અજબ હતી.' પુત્રનાં વખાણ કરતાં ગાંગજીભાઈ બોલ્યા.

'બાપુ! ઇશ્વરેચ્છા હશે તો તે પણ બની રહેશે.'

'અને વાલમનાં ભાગ્ય હશે તો તેના દરેક જ્યોતિર્ધરમાં શવજી પ્રગટી નીકળશે.' ઘેલાશાએ શવજીની યાદ ચિરંતન બની રહે તેવી ઇચ્છા પ્રગટ કરતાં કહ્યું. ગાંગજીભાઇ મૂંગા રહ્યા. તેમની સ્મરણશકિત ભૂતકાળને ભવિષ્ય સાથે સાંકળી લેતી હતી.

વર્ષો પૂર્વે જ્યારે શવજીએ પદ્મનાભની આગેવાની નીચે ચોકીનું કાર્ય હર્ષભેર ઉપાડી પિતૃઆજ્ઞાને શિરોધાર્ય ગણી હતી, તે વખતનો પિતાપુત્ર વચ્ચેનો સંવાદ અત્યારે ગાંગજીભાઇને અક્ષરશઃ યાદ આવી ગયો.

× × ×

'બાપુ! પદ્મનાભ વળી કોણ છે?' શવજીએ પૂછેલું.

'શવજી, વાલમની ન્યાયસભાને સજીવન કરવાનું તેને ભૂત હાકયું છે. તે માળવાથી આવેલો બ્રાહ્મણ છે, વિદ્વાન અને કર્તવ્યશીલ છે, જ્યોતિષમાં એક્કો છે.' બાપે જવાબ આપેલો.

'તેને વાલમ માટે વળી આવી લાગણી ક્યાંથી થઈ આવી?' શવજીએ પૂછેલું.

'આજથી બસો વર્ષ ઉપર તેનો એક પૂર્વજ વાલમને વતન માની ગએલો અને તેની એ લાગણીને મૂર્તિમંત કરવાના પદ્મનાભને કોડ છે.'

'બાપુ! વતન માટેની લાગણી વતન છોડ્યા છતાં પેઢી દર પેઢી ઉતરી આવતી હશે?' વતન પ્રત્યેના પ્રેમ તરફ શંકા દર્શાવતાં શવજીએ કહેલું.

'કેટલાકો માટે એવું બને છે.'

'આપણું વતન?' શવજીએ પૂછેલું.

'આજે તો વાલમ?'

'વાલમ તો આપણે આજકાલમાં આવ્યા.' પ્રશ્નાર્થક ભાવે શવજીએ પિતા તરફ જોએલું.

'પદ્મનાભ જેવી લાગણી વતન પ્રત્યે રાખવી આપણને પોષાય નહિ.'

'કેમ?'

'આપણે ખેડૂત રહ્યા.'

'ખેડૂતને વતન તરફ હમદર્દી ન હોય?'

'હોય. પણ જેને તેણે વતન ગણી વસવાટ કર્યો હોય તે વર્તમાન વતન માટેની તેની હમદર્દી વખાણને પાત્ર અને જરૂરી લેખાય છે.'

'તો બાપુ! આપણે ખેડૂતો સ્વાર્થી ગણાઇએ. પદ્મનાભની વતન માટેની હમદર્દી બે નમૂન ગણાય.'

'તેની હું ક્યાં ના કહું છું? માટેજ ખેતીનું કામ તારી પાસે કરાવવાનું બંધ રાખી તારી પદ્મનાભને સોંપણી કરવી છે. વતન માટેની પદ્મનાભની ધગશને કર્તવ્યશીલ બનાવવા ઠાકરડાઓ સાથેના નાગરોના કલહનું નિરાકરણ કરવાનું કાય તેને સોંપવામાં આવ્યું છે. તારે પદ્મનાભના હાથ નીચે રહી તેની આજ્ઞા મુજબ કામ કરવાનું છે.'

'બાપુ! પદ્મનાભને અને અમારે જોખમ તો ખેડવાનાં જ હશે ને?'

'હાસ્તો. વતનના રક્ષણ ખાતર જોખમ ખેડવા મનુષ્યે તૈયાર રહેવું જોઇએ.' પોતાની સમજથી મર્યાદામાં રહી ગાંગજીભાઇએ પુત્રને વતનના પાઠ શીખવવા માંડેલા.

'અને તમારે શું કરવાનું?' શવજીએ પિતાને પૂછેલું.

'પદ્મનાભ કહે તે. નક્કી કર્યા મુજબ વાલમ ગામને દોરનાર પદ્મનાભ છે. આપણે બધાએ દોરવાનું છે.'

'પદ્મનાભ કહે તો વતન ખાતર આપણે ખપી જવું ખરું?'

'હા, દરેક વતનીની એટલી તૈયારી જોઇએ.'

'બાપુ! મારે ખેતી નથી કરવી. મને પદ્મનાભને સોંપી દો.'

'તૈયાર છે?'

'તૈયાર છું પિતાજી!'

ત્યાર પછી શવજીએ પિતા સાથે વાલમ માટે એટલો લાંબો સંવાદ કદિ કર્યો ન હતો, અને એક દિવસ રાતોરાત શવજી છપટી ગયો. મેઘજી ભાઇની ઠાકરડાઓ પાસેથી તેને પાછો લાવવાની હરશ્યાનગિરિ નિરર્થક નીવડી. શવજી માટેનું પોતાનું વેર, ગામે નહિ પણ જ્યારે ત્યારે પોતાને જ ભરી પીવાનું છે, એવી ગાંગજીભાઇએ જાહેરાત કરી.

+ × × ×

આજે શવજી જીવતો હોવાની આશંકા ધીમે ધીમે ગાંગજીભાઈના દીલમાં ઘર કરી રહી હતી અને ખરેખર જો તે જીવતો હોય તો?

અનેક વર્ષો સુધી મરણ પામેલો ગણાએલો પુત્ર પિતાને ફરી પ્રાપ્ત થાય ત્યારે?

'શવજી, શવજી!' ગાંગજીનું અંતર પોકારી ઉઠ્યું.

એક વખત તે જીવતો નજરે પડે તો પોતે હથીઆર બાંધી તેની પડખે રહી ઠાકરડા કોમની કતલ કરવાનો આવેશભર્યો નિર્ણય તેમણે મન સાથે તુરતજ કરી દીધો. વર્ષો સુધી નિદ્રાહીન રાત્રિઓ વિતાવતા મહેરામણની તે પ્રતિજ્ઞાને પૂરી કરી, ગામેગામથી ઋત્વિજો બોલાવી મહાયજ્ઞ કરી, બ્રહ્મભોજન આપી દરેકને વીઘું વીઘું જમીનનો ટૂકડો દાનમાં આપવાનો ઉદારતાભર્યો સંકલ્પ તેમણે મનને સાક્ષી રાખીને કર્યો. પણ એ દિન ક્યાંથી? પરમેશ્વરનું જ્યોતિષ અને ઘેલાશાની કલ્પના સાચાં ઠરે તો? તો ગાંગજીભાઇને ઘેર સોનાનો સૂર્ય ઉગે.

'શું વિચાર કરો છો?' ઘેલાશાએ તેમને પૂછ્યું.

'હું?' વિચારમાંથી જાગૃત થતાં ગાંગજીભાઈ બોલ્યા.

'મને લાગે છે કે શવજી જીવતો છે.'

'તમારી આશા ફળશે.' ઘેલાશાએ કહ્યું.

'બાપુ! શવજીની ઉંમર કેટલી?' મહેરામણે કહ્યું.

'તારા કરતાં પાંચ વરસે મોટો.'

'કેમ પૂછવું પડ્યું, મહેરામણ?'

'તે જીવતો હોય તો તેની ઉમર ધીંગાણાં ખમે એવી ખરી કે નહિ, તેની તો મારે ખાત્રી કરવી જ જોઇએ ને?' મહેરામણે કહ્યું.

'ખડતલ શરીરનો શવજી, મહેરામણ તને તો ઘડીના છઠ્ઠા ભાગમાં ધારે તો ભોંયભેગો કરી દે.' ગાંગજીભાઇએ કહ્યું.

'મારા કરતાં ખડતલ ?'

'હા, તારા કરતાં ખડતલ. ઘી દૂધ જેટલાં તેણે ખાધાં છે એટલાં તેં જોયાં નથી.' ગાંગજીએ કહ્યું.

'બાપુ ! ત્યારે શું શવજી માનીતો હતો ?' બાપને રમુજ તરફ દોરી જતાં મહેરામણ બોલ્યો.

'માનીતાની વાત નથી, મેરા ! સ્વભાવના મેળ છે. ખરૂં કહું છું કે, શવજીનું મને દાઝે છે એટલું તારે માટે નહિ.'

'માટે જ તમે મને અત્યાર સુધી રખડતો રાખ્યો.' મૂળ વાત પર આવતાં મહેરામણ બોલ્યો.

'આજે મેં નિર્ણય કર્યો છે, મેરા ! શવજી જીવતો જડી આવે તે વખતે જ તારી અને તેની પડખે હું અને આખું ગામ ઊભા રહીને સરાસ ધાડો પાડી ઠાકરડાના વાસ લૂંટી, ઘરબાર બાળી નાખી, ઢોર ઢાંખર પડાવી લઈ તેમને વનવન રઝળતા કરી દેવા. તેમાં આડે આવનારનું હું નહિ માનું. પછી તારી પ્રતિજ્ઞાને તું કેમ રડે છે ?'

'પણ તમે તો શવજી મળી આવે તો, એમ કરવાની વાત કરો છો. શવજી મળી આવે ત્યાં સુધી મારે શું કરવું ?'

'તારે ? કાલથી જ તું તારા ભાથી રજપુતો સાથે રાખી ઠાકરડાઓના વાસ ઉજ્જડ કરવા માંડ. વાલમના નામથી હું તને કહું છું કે, તેથી ઉપસ્થિત થતી દરેક જવાબદારી હું અને ન્યાયસભા ભરી પીશું.'

'ઉતાવળો નિર્ણય કરો છો.' ઘેલાશાએ વચ્ચે પડતાં કહ્યું.

'શેઠ ! નિર્ણય ઉતાવળો નથી, સમય સરનો છે. ભારમલના મૃત્યુનીજ આપણે રાહ જોવાની હતી.'

'મહંતને પૂછયું ?'

'તેમણે કહ્યું તે સાંભળ્યું નહિ કે, મેરાની પ્રતિજ્ઞાનો અંત હવે નજીક છે ? પછી કોની રાહ જોવાની ? શવજી જડતાં મેરા, વાલમ અને હું તમારી સર્વેની પડખે છીએ.' ગાંગજીએ કહ્યું.

ચાખડીપર ચઢી મહંત ભીમગિરિને ઓરડી તરફ આવતા સાંભળી ત્રણે જણા તેમની રાહ જોતા શાન્ત રહ્યા.

---

## પ્રકરણ ૩૧ મું

## આ શો ફેરફાર

'કેમઅક્કલ માનવી! અફસોસ કરતા ભીમગિરિ ઓરડામાં પ્રવેશ્યા.

'કેમ, ગુરુદેવ?' ઘેલાશાએ આશ્ચર્યથી પૂછ્યું.

'મઠને માથે આફત તોળાઇ રહી છે ત્યાં અલકા અને તેનો પતિ તેમની હઠ છોડવા તૈયાર નથી.' ભીમગિરિએ કહ્યું.

'તો ભલે ને બિચારાં બે દિવસ વધારે રહે.'

'અરે ગાંગજી! એમ શી રીતે બની શકે? મારી જાતની સલામતી માટે મારે અનાથોના નાથ વિશ્વંભરની પ્રાર્થના કરવા પ્રસંગ ઊભો હોય ત્યાં બીજાને હું શું આશરો આપી શકું?'

'એમ છે તો તેમણે સમજીને ચાલ્યા જવું જોઇએ.'

'એ જ મોટી પંચાત છે ને! અલકા સમજાવે છે છતાં તેનો પતિ માનતો નથી.' ભીમગિરિએ મુસીબત રજુ કરી.

'ચાલો હું સમજાવું.' પોતાની સમજાવટની શકિતપર વધારે પડતો વિશ્વાસ મૂકતા ઘેલાશા બોલ્યા.

'પ્રયત્ન કરી જુઓ. સમજે તો ઠીક છે. રાજીખુશીથી મઠ છોડે તેમાં તેમનું અને મારૂં ભૂષણ છે, નહિ તો છેવટે પ્રાતઃકાળે તેમને કોઈપણ હિસાબે રવાના કરવાનાં તો છે જ.' કહી ભીમગિરિ આસને બેઠા.

ઘેલાશા ઉઠયા. અલકાના ઓરડા તરફ ગયા. સાથે કેસરગિરિ પણ ગયો.

'ગાંગજી! જીવનમાં ઝંઝાવાત શરૂ થઈ ચૂકયો છે. આજે તેના ગણેશ મંડાઇ ચૂકયા.' ઘેલાશા જતાં ભીમગિરિએ કહ્યું.

'શી રીતે?'

'પ્રથમ ચિહ્ન તે અલકાએ કરેલી મારી ઇચ્છાની અવગણના.'

'ગુરુદેવ! તમે પણ ખોટી આશંકાઓ કરતા બની ગયા લાગો છો. એક બાઇ બિચારી દુઃખના કારણે તમારી ઇચ્છાને, ઉપકાર વશ હોવાના કારણે નથી અપનાવી શકતી એમાં ઝંઝાવાત શેનો?'

'ગાંગજી! એ પ્રથમ ચિહ્ન છે. મારી ઈચ્છા, મારા આદેશની અવગણના એ મારી અહીંની કારકિર્દીનો પ્રથમ બનાવ છે.'

'એથી આશંકા ન લાવી શકાય.'

'મારૂં મન સાક્ષી પૂરે છે.'

'કે ?'

'આવતી કાલ મારે માટે અને આ મઠને માટે આપદારૂપ બની રહે.' ન માનતા હોય તેવો મુખભાવ કરતાં ગાંગજીએ ડોકું ધૂણાવ્યું.

'મહેરામણ! સામંત કેમ છે?' મહંતે મહેરામણને વાતોમાં ભેળવવાના ઉદ્દેશથી પૂછ્યું.

'ઘણા દિવસથી મળ્યો નથી, ગુરુદેવ!' મહેરામણે કહ્યું.

'તેની કંઇ તૈયારીઓ છે ખરી કે?'

'મારી જાણમાં નથી.'

'ભાથી રજપુતો પાસેથી ક્યારે કામ લેવા માગે છે?'

'આપ કહો ત્યારથી.'

'શી રીતે કામ લેવા ધારે છે?'

'આપ માર્ગદર્શન કરો એ રીતે.'

'મારૂં માર્ગદર્શન?' નવાઇ પામતાં ભીમગિરિ બોલ્યા.

'હા, દેવ! આપનું માર્ગદર્શન.'

'માનીશ?'

'કેમ નહિ?'

'આવતી કાલે સંસાર ત્યજી મારા મઠમાં આવી બેસી જા.' ભીમગિરિએ માર્ગ ચીંધ્યો. બાપ દીકરો ચમકી ઉઠયા.

'ગુરુદેવ!' ગાંગજી બોલી ઉઠયા.

'કેમ, નવાઈ લાગી?' હસતાં હસતાં મહંત બોલ્યા.

'નવાઇ નહિ, ગુરુદેવ! આપનો આદેશ મહેરામણ માનશે નહિ.'

'ન માને તો હું શું કરૂં? વેર પાછળ વેર દોડયું આવશે. આજે તમે જુનું વેર ભરપાઇ કરવા શકિતમાન છો. આવતી કાલે એ જ વેરનો જુવાળ તમને ખેંચી જઇ સંસારરૂપી ઘોઘના પછડાતા પ્રવાહમાં ધક્કેલી દેશે ત્યાં તમારા-તમારા વારસોના ફૂરચે ફૂરચા ઉડી જશે.'

'ગુરુદેવ! આવતી કાલની વાત આજે ન કરો. મારૂં ભાવિ ગમે તે હોય. મારૂં વેર જો આજે વેરથી વળતું હોય તો આવતી કાલની મારે રાહ જોવી નથી.' મહેરામણે મહંતની ભવિષ્યવાણી નગણકારી કહ્યું.

'મહેરામણ! સુખ પ્રેમમાં છે, વેરમાં નહિ. વેર વાળ્યા પછી પાછું તું સુખી થઇશ, એ આશા આકાશકુસુમવત્ છે.'

'મારે સુખ નથી જોઇતું. જીંદગીભર દુઃખના દરિયામાં ડૂબકાં ખાવાનાં હશે તો તે ખાઇશ, પણ લીધેલી પ્રતિજ્ઞા એક વખત તો પૂરી કરીશ જ. ગુરુદેવ! મને આશીર્વાદ આપો કે, મારે માર્ગે મને સફળતા મળે. આપના શાન્તિ શીખવતા પાઠ મારા હૃદયમાં હુતાશન પ્રજવાળે છે.' મહેરામણે કરગરતાં કહ્યું.

'મહેરામણ! એક પ્રતિજ્ઞા ખાતર તું અનેક માનવીઓને વનવન અને ઠામોઠામ ભટકતાં કરી દેવા તૈયાર થયો છે. વિશ્વશાન્તિના મહાન આદર્શને તું ધોખારૂપ છે.'

'મારે એ જ્ઞાન નથી જોઇતું, ગુરુદેવ! મારી હૃદયેચ્છાના વેગની પ્રબળતા શાન્ત થયેથી હું આપનાં ચરણોમાં આવી લોટી પડીશ અને પ્રતિજ્ઞાના પાલન સારૂ કરેલાં અનેક પાપમય કામોનાં પ્રાયશ્ચિત્ત આપની ચરણરજ માથે ચડાવીને કરીશ.'

'પાપ કર્યા પછી પ્રાયશ્ચિત્ત કરી જીવન ઉજ્જવળ કરવું, તે કરતાં પુણ્યકાર્યોથી પ્રથમ જ જીવનને ભરી દેવું, એમાં વધારે સુંદરતા છે.'

'મારે એ સુંદરતા ન જોઈએ. નિરૂપદ્રવી જીવન જીવી પામરતા પ્રાપ્ત કરવા કરતાં દુઃખપૂર્ણ પણ મનમાન્યું જીવન જીવવામાં હું વધારે ગૌરવ માનુ છું.'

'મહેરામણ! તારા માટે જ મારૂં આ કહેવું નથી. વાલમની સલામતીનો પણ તેમાં એટલો જ ભય છે.'

'શી રીતે?'

'વાલમ આજે તેના ગામના વતની ઠાકરડાઓ સાથે દુશ્મનાવટ બાંધી તેમને તારાજ કરશે. આવતી કાલે તે જ ગામના બીજા કોઇ વર્ગ સાથે દુશ્મનાવટ બાંધી ગામ તેને દુઃખ દેશે. એ રીતે બનાવોનું પુનરાવર્તન થયા કરશે અને પરિણામે વાલમ ગામ, ગામ નહિ રહે, પણ ઘરઘરની સલામતી માટે વલખાં મારતું દુઃખી, તિરસ્કૃત અને અન્યાયી ગામ બની રહેશે.' મહંતના આ શબ્દો સાંભળી ગાગજીથી જવાબ આપ્યા સિવાય ન રહી શકાયું.

'ગુરુદેવ! નિર્બળ ઉપર સબળનું શાસન હોય છે. સબળ નિર્બળને ખાઇ જાય, તો તે પાપનો અધિકારી છે, શાસનકર્તા નહિ. વાલમની દરેક કોમ પર શાસન ચલાવવા જેવી શક્તિ એક કોમની હોય, એમ આપણે માનીએ, તો તે કોમે ગામને રક્ષણ આપતાં ગામની આફતો સામે લડી લેવું જ જોઇએ. ઠાકરડાઓ ગામને આફતરૂપ છે, તે આટલાં વર્ષો થયા છતાં તમે નથી જાણતા?'

'આફતરૂપ છે માટે જ એની સાથે દુશ્મનાવટ બાંધી તે કોમને ગામ ત્યજાવી દેવું ?'

'તે કોમ ગામ ન ત્યજે છતાં ગામ સુરક્ષિત રહી શકે એવો બીજો માર્ગ છે ખરો ?' ગાંગજીએ પૂછ્યું.

'હા છે.'

'મારે તે માર્ગ નથી જોઇતો. મારી પ્રતિજ્ઞાનું પાલન કરવામાં હું મારાં, ગામના અને કોઇ પણ સંસ્થાનાં હિતોને જોખમાતાં જોઇશ છતાં હું મારે માર્ગેથી પાછો નહિ હઠું.' મહેરામણે કહ્યું.

'મહેરામણ! ઉતાવળો ન થા.' સમજાવતાં મહંત બોલ્યા.

'તમે પદ્મનાભની પાટીએ ન બેસી જાઓ.' કરગરતાં મહેરામણ બોલ્યો.

'ગાંડા ! પદ્મનાભ સુખી થઈ ગયો. ગામ સાથે સુમેળ રાખી શાશ્વત સુખનો અધિકારી બની ચાલી નીકળ્યો અને મારે નસીબે આવી પડનાર મહાન આફતો નાખતો ગયો. હું ઇચ્છું છું કે તું તારી જીદ છોડી દે.'

ઘડી પહેલાં જ તમે કહેતા હતા કે, 'મારી પ્રતિજ્ઞાનો અંત હવે નજીકમાં છે.'

'વાત સાચી છે. મારી ઈચ્છાનુસાર તું વર્તીશ તો તારી પ્રતિજ્ઞાનું પાલન થશે અને ગામ સંપથી રહેશે.'

'મારે એ શીખામણ નથી જોઇતી.'

'તો તારી મરજી, મહેરામણ! જુવાનીના તોરમાં કરેલાં પાપ વૃદ્ધાવસ્થામાં જાગી ઉઠે છે. પછી એવાં ઘોર કૃત્યો માટે પ્રાયશ્ચિત્ત પણ શોધ્યાં નથી જડતાં.'

'રોમ રોમ કીડા પડવાના હોય તો વૃદ્ધાવસ્થામાં ભલે પડે, ગુરુદેવ ! પણ આવેલો આ પ્રસંગ હું છોડવા માગતો નથી.'

'મહેરામણ! માની જા. ઠાકરડાઓ વાલમ તો છોડવાના જ છે. તું પ્રયત્ન નહિ કરે તો પણ. પછી પાપનો અધિકારી કેમ બને છે?'

'મારી પ્રતિજ્ઞાનું પાલન મારે કરવું રહ્યું. બીજાઓની મહેરબાની પર મારે નભવું નથી.'

'જેવી તારી ઇચ્છા, મહેરામણ!' કહી મહંત ઉભા થયા.

'ગુરુદેવ!' ઉભા થતા મહંતને ઉદ્દેશી ગાંગજીભાઇ બોલ્યા.

મહંતે તેમની તરફ જોયું. 'કેમ ?'

'આપના વિચારોમાં એકાએક કેમ પરિવર્તન થઇ ગયું ?'

'જોયું નહિ? ભારમલનાં પાપ ભારમલ ધોઇ શકયો નહિ. કરેલાં પાપ પશ્ચાત્તાપથી ધોવાય છે, એ લોકોક્તિનો અખતરો કરતાં હું નથી ફાવ્યો; તમે પાપ કરશો તે શી રીતે ધોશો? કોણ ધોવડાવશે?' ભીમગિરિએ કહ્યું. ગાંગજીભાઇ વિચારમાં પડ્યા.

'મહેરામણ! હજુ સમય છે. વિચાર કરી જો. આવતી કાલ પહેલાં તો તારો નિર્ણય તારા ભવિષ્યના સુખદુઃખનો સર્જનહાર બનશે. તીર છૂટી જશે, ભીમગિરિ ફસાઇ જશે, અને વાલમનું તંત્ર બેફામ બની અનિયંત્રિત વેગે દોડતું જઇ કોઇ ખડક સાથે અથડાઇ જશે ત્યારે તારી પૂર્ણ થએલી પ્રતિજ્ઞામાં તને અનેક આફતોનો ભાસ થશે. વેરનું ઓસડ વેર નહિ પણ પ્રેમ છે, એ તને એવી કોઇ પળે સમજાશે. તે સમય આવ્યા પૂર્વે વેરની લાલસા છોડી દે. જીવનને પ્રેમથી ભરી દે. આ પૃથ્વીપર જીવો સાથે જીવોની એકદીલી સ્વર્ગ સર્જાવી શકે છે, તેથી જ ઉલટું, જીવો સાથે જીવોની વિસંવાદિતા નરકનું સર્જન કરે છે.'

'ગુરૂદેવ! મને માફ કરો. મારા માર્ગથી મને ચલિત કરવાનો પ્રયત્ન આપ હવે ન કરતા. મારો નિશ્ચય અફર છે.' મહેરામણે કહ્યું.

'ગુરૂદેવ!' ગાંગજી વચ્ચે પડ્યા; 'વિધિનું નિર્માણ હશે ત્યાં માનવી શું કરનાર છે? હજારો પ્રયત્નો છતાં નિર્મિત વસ્તુ અનિર્મિત થતી નથી.'

'ગાંગજી! પુત્રની વેલમાં બેસી ગયા પહેલાં સંભાળજો કે પાછળથી પાપનાં પ્રાયશ્ચિત્ત કરવા પ્રસંગ ઊભો ન થાય.' મહંત જાણે બીક બતાવતા હતા.

'ગુરૂદેવ! જાણું છું કે ઘોર પાપનાં પ્રાયશ્ચિત્ત હોતાં નથી. એ તો ભોગવે જ છૂટકો. તેવીજ રીતે એ પણ જાણું છું કે રોમરોમ વ્યાપી રહેલું વેર બદલો લીધા વિના શમતું નથી. આજે હું પુત્રની વેલમાં બેઠો છું. આવતી કાલે કદાચ અમારી વેલમાં આખું ગામ બેસી જશે. તેને રોકવાનો નિષ્ફળ પ્રયત્ન આપ કરશો નહિ. વાલમની ન્યાયસભાના સભ્યોને દોરવાનો પ્રસંગ હવે મારે માટે ખડો થયો છે. આપની અહિંસક વૃત્તિએ તમારા પ્રત્યેનો મારો નિઃસીમ વિશ્વાસ ઘટાડી દીધો છે.'

'હું એવો ઉપદેશ કદિ કરવા માગતો નથી. તમારાં કૃત્યો તમારે ભરી પીવાનાં હોય. મનુષ્ય તરીકે મેં મારો ધર્મ બજાવ્યો છે. મારી શિખામણ તમને ન રૂચતી હોય તો તમારે માર્ગે જવાને તમે સ્વતંત્ર છો.' કહી ભીમગિરિ હસતા હસતા ઓરડા બહાર નીકળ્યા. સામેથી વેલાશા અલકાની ઓરડી તરફથી આવતા હતા.

'ગુરુદેવ! અલકા માની ગઈ પણ તેનો પતિ નથી માનતો. કહે છે કે, મઠને માથે આફત આવશે તો તે પણ પોતાથી બનતું કરી છૂટશે.' ઘેલાશાએ કહ્યું.

'મેં કહ્યું જ હતું કે, તે માને તેમ નથી.' મહંતે નિશ્ચલ ભાવથી કહ્યું.

'બહુ જક્કી લાગે છે.' ઘેલાશા બોલ્યા.

'હા, વળી માંદગીએ તેને બહુ ચીડીઓ બનાવી દીધો છે. ઘેલાશા! હવે ચોથા પહોરની શરૂઆત થઇ ચૂકી છે. કદાચ ભારમલનો જીવનદીપ ઓલવાઈ ગયો હશે. તે પ્રસંગે તમારે અને ગાંગજીએ વાલમમાં હાજર રહેવાની જરૂર ખરી.'

'અમને પણ અહીંથી કાઢવા માગો છો?'

'વાલમના ભલાની ખાતર અને મારા માનની ખાતર તમારે અત્યારે આ સ્થળ ત્યજી દેવું જોઇએ.' ભીમગિરિએ કહ્યું.

'ઘેલાશા! ગુરુજી બરાબર કહે છે. અત્યારે આપણી જરૂર વાલમને છે.' પાછળથી આવી ગાંગજી બોલ્યા.

'તો ચાલો, મારી ના નથી. મેરા! તું પણ આવે છે?' ઘેલાશાએ મેરાને પૂછ્યું.

'હાસ્તો, અહીં રહીને હું શું કરીશ?' મેરાએ જવાબ આપ્યો.

'બરાબર છે. પ્રભુ તમને સર્વને સદ્બુદ્ધિ આપે.' કહી મહંત આગળ વધ્યા. અલકાની ઓરડી તરફથી આવતા કેસરગિરિને નિશાની કરી તેમણે બાજુમાં બોલાવ્યો.

'કેસરગિરિ!'

'જી.'

'મઠ છોડવાની બન્ને ના કહે છે, ખરું?'

'અલકા જવા તૈયાર છે.' કેસરગિરિએ કહ્યું.

'તો ઉપાપાનમાં તેના પતિને આ પડીકી પાઇ દેજે. ગાડાનો બંદોબસ્ત તો કર્યો છે ને?'

'હાજી,' પડીકી લેતાં કેસરગિરિ બોલ્યો.

કેસરગિરિએ તાંબાના ઘડામાંથી પ્યાલો ભરીને પાણી અલકાના પતિને પીવા આપ્યું. તે જ વેળાએ ગાંગજી, ઘેલાશા અને મહેરામણ વાલમ જવા નીકળ્યા. દરવાજામાંથી બહાર નીકળતાં વરણાગમાંથી દૂરની મુસાફરી માટે તૈયાર થઇને એક ગાડું બહાર આવતું તેમની નજરે પડયું.

# પ્રકરણ ૩૨ મું

## બાથી રજપુતો ક્યાં ગયા !

ગાંગજીભાઇ, ઘેલાશા અને મહેરામણ વરણાગનો મઠ છોડી વાલમમાં આવ્યા ત્યારે સવાર પડી ગયું હતું. ગામમાં પેસતાં જ કોલાહલ સંભળાવા માંડયો.

'શું હશે ?' ઘેલાશાએ ધીમેથી કહ્યું અને ત્રણે જણાઓએ ઝડપથી ચાલવા માંડયું.

સામેથી આવતા એક ખેડૂતને ગાંગજીભાઇએ પૂછયું. 'મોહન શું છે ?'

'અરે કાકા ! બારમલ મરી ગયો અને તેનો વાસ ભૂરે સળગાવી દીધો.' મોહને કહ્યું.

'આખો વાસ સળગાવી દીધો ?'

'હા, આખો વાસ. એક ખોરડું સાજું નથી.'

'ગજબ થયો.' ઘેલાશાથી બોલાઇ ગયું.

'ઘેલાશા ! બારમલનું મોત બગડયું.' ગાંગજીએ કહ્યું.

'ક્યાં સુકર્મો કર્યાં હતાં કે મોત સુધરે ?' મહેરામણે ટેકો પૂર્યો.

'મેરા ! તારા માર્ગમાં હવે સરળતા થશે.' ગાંગજીએ મહેરામણને ઉદ્દેશી કહ્યું.

'બાકીના ત્રણ વાસ હું સળગાવી દઇશ.' મહેરામણે નિર્ણય જાહેર કર્યો.

વાતો કરતા ત્રણે જણા લક્ષ્મીનારાયણના મંદિર આગળ આવ્યા. લોકોની ઠઠ મંદિર આગળ જામતી હતી અને વીતી ગયેલી રાત્રિના બનાવો ઉપર ગરમાગરમ વાતો થઇ રહી હતી.

ઘેલાશા અને ગાંગજીને દૂરથી આવતા જોઈ કોલાહલ જરા શાન્ત થયો.

'તમારી જ રાહ જોવાય છે.' દ્વાર પાસે આવતાં જ એક ખેડૂતે કહ્યું.

'કેમ ?'

'અત્યારે જ ન્યાયસભાએ જરૂરી કામે મળવાનું નક્કી થયું છે.'

'કોણે નક્કી કર્યું ?' ગાંગજીએ પૂછયું.

'ગામે.'

'ક્યારે ?'

'અત્યારે જ.' જવાબ સાંભળી ત્રણે જણા અંદર ગયા.

ન્યાયસભાના કેટલાક સભ્યો પોતપોતાના સ્થાને આવી બેસી ગયા હતા, કેટલાક આવવાના હતા. ગાંગજી અને ઘેલાશાની આતુરતાથી રાહ જોવાતી હતી. તે આવતાં લોકોમાં સંતોષની લાગણી પ્રસરી રહી. બાકીના સભ્યો પણ આવ્યા અને ન્યાયસભાએ પોતાનું કામ શરૂ કરી દીધું.

ભારમલની શરૂમાં તણાતા સભ્યોએ ભારમલ જતાં અને તેના વાસની થએલી દશા નજરે નિહાળતાં જ પોતાની વલણ બદલી હતી. મોંઘજીભાઇ બે બાજુ સાચવનારા ગણાતા હતા, તેમણે પણ આજે ઉદાર થઇ ઠાકરડાઓનું ભૂંડું બોલવામાં બાકી રાખી નહિ. સર્વે સભ્યો એક મતે નિર્ણય ઉપર આવ્યા કે ઠાકરડાઓ સાથેનો સર્વ સંબંધ આજ ઘડીથી બંધ કરી તેમની સાથેની ગામની ખૂલ્લી દુશ્મનાવટ જાહેર કરવી અને ગ્રામ સંરક્ષક ટોળીએ આજ ઘડીએ ફક્ત રક્ષણનું કામ ન કરતાં સામનો કરીને પણ ઠાકરડાઓને ભગાડવાના પ્રયત્નો તેનાથી થાય તેટલા કરવા. ગામ લોકોએ પોતાનાં સર્વ હથીયારો અને જરૂરી સામગ્રી ગ્રામ સંરક્ષક ટોળીને જરૂર પડે સોંપવાં. ઠાકરડાઓમાં પેસી ગએલી ભૂતની બીકને કાયમ રાખવા ગયી રાત્રે બની ગએલા પ્રસંગનું ભૂત શોધી તેને આજ રાત્રે પણ ઉપયોગમાં લઇ ઠાકરડાઓની થાય તેટલી વિશેષ ખૂવારી કરવાના પ્રયત્નો કરવા. વળી ભૂતની બીકથી સામનો કરવાની તેમની હિંમત નહિ રહે અને તે કારણે પોતાના પક્ષે નુકશાન વગર સામા પક્ષની સંપૂર્ણ ખૂવારી થશે.

ન્યાયસભાના સભ્યોએ પોતાનો નિર્ણય ગામના સર્વ માણસોમાં વહેતો કર્યો. ગ્રામસંરક્ષક ટોળીએ પોતાની કામગીરી બજાવવાની તૈયારીઓ કરવા માંડી.

રાજબાએ પોતાના કાર્યક્રમમાં વિક્ષેપ પડતો નજરે જોયો. તેણે માન્યું કે આથી રજપુતોની અત્યારે ગામને જરૂર પડશે અને એ બધા એ ભાથીઓને વરણાગ ફરતા રાતોરાત ગોઠવી દેવામાં આવ્યા હતા તેનું શું?

'ગમે તે થાય' રાજબાએ નિર્ણય કર્યો. 'મહેરામણ માગે છતાં આજે ભાથીઓને પાછા ન બોલાવવા.'

'પણ મહેરામણ ભાથીઓની માગણી કરશે ત્યારે શું જવાબ દેવો?' તેના મનમાં પ્રશ્ન ઉઠયો. તેને એકાએક સામંત સાંભર્યો.

'સામંત?' તેણે નીચે બેઠેલા સામંતને ઉપરથી હાક મારી બોલાવ્યો.

'કેમ?' સામંતે નીચે બેસી રહીને જ જવાબ આપ્યો.

'અહીં આવને!' જરા નરમ થતાં રાજબા બોલી.

સામંત ઉઠયો.

'શું છે?' કહેતો તે ઉપર ચઢયો.

'મારું એક કામ ન કરે?' વધારે નમ્ર થતાં રાજબા બોલી. થોડીક ક્ષણ સામંત રાજબાની એ મુખમુદ્રા તરફ જોઇ રહ્યો. બહેનનું દીન થતું જતું વદન તેનાથી ન જોઇ શકાયું.

'શું છે, કહે તો ખરી?' તેણે પૂછ્યું.

'ગાંગજી કાકાને અહીં બોલાવી ન લાવે?' રાજબાએ દરખાસ્ત મૂકી.

'કેમ?'

'મારે જરૂરી કામ છે.' રાજબાએ કહ્યું.

'કે દુઃખ આવી પડયું છે માટે આટલી નરમ બની ગઇ છે?'

'ના, ના. દુઃખ તો નથી. મારે તેમની સલાહ જોઇએ છે.'

'સારૂં.' કહી સામંત ચાલતો થયો. તેને ખાત્રી હતી કે જે વાત બહાર કાઢવા રાજબા ઇચ્છતી ન હતી તે કોઈ પણ ઉપાયે કાઢશે નહિ.

સામંતે ગાંગજીભાઇને ભારમલના વાસ આગળથી શોધી કાઢયા.

'ગાંગજી કાકા! રાજબા બોલાવે છે.' તેણે કહ્યું.

'મને?'

'હા, તમને. તેને તમારી સલાહ જોઇએ છે.'

'ચાલો.' કહી તરતજ ગાંગજીભાઇએ સામંત સાથે ચાલવા માંડયું. ભીમગિરિની અહિંસક વૃત્તિથી તેમને કંટાળો આવ્યો હતો, તેવામાં રાજબાનું તેડું તેમને રોચક અને મોભાસરનું જણાયું.

'કેમ રાજબા! કેમ બોલાવ્યો?' દાખલ થતાં જ તેમણે પૂછ્યું.

'કાકા! ભારમલજી ગયા.' રાજબાએ કહ્યું.

'હા, સાથે ઠાકરડાઓનો આખો વાસ પણ સળગી ગયો.'

'ન્યાયસભાનો નિર્ણય અફર છે ખરૂં ને?'

'હવે કયા કારણે ફરી શકે?'

'ના.'

'તું શું ધારે છે?'

'કાકા! મારા કાર્યમાં જરાક આડખીલી ઉભી થવાનો પ્રસંગ આજે આવી ઉભો છે.' બાજી ખુલ્લી કરવાનો ઈરાદો સેવતી રાજબા બોલી.

'તને શું અડચણ આવે તેમ છે?'

'મહેરામણ મારા કાર્યમાં આજે ડખલ ઉભી ન કરે એટલું હું તમારી પાસે માગી લઉં છું.'

૧૪

'શી રીતે મહેરામણુ દખલ કરનાર છે એ તો તું જણાવતી જ નથી.'

'કાકા ! સાથીઓનો આજે મારે ઉપયોગ કરવાનો છે.'

'શી રીતે ?'

રાજબા ગુંચવાઇ. 'ભીમગિરિ વિરૂદ્ધનું વર્તન ગાંગજી સહન કરી શકશે ?' તેના મને પ્રશ્ન કર્યો.

'વરણાગના મઠ ફરતી તેમને ચોકી સોંપી છે.'

'શા માટે ?'

'આજે ભીમગિરિ તેના મહંત પદેથી પદભ્રષ્ટ થનાર છે.'

'કોણ કરશે ?' ભીમગિરિ સાથે થએલી વાતચીતનો તાર મળતાં ગાંગજીએ પૂછ્યું.

'તેમના પંથના બાવાઓની જમાત તરફે સિદ્ધપુરના મહંતનો આદેશ છે કે, આજથી તેમને વરણાગના મહંતપદેથી દૂર કરવા.'

'તારો હાથ હશે.' ગાંગજીએ કહ્યું.

રાજબા ન બોલી.

'રાજબા ! ભીમગિરિને પદભ્રષ્ટ થવા વારો આપ્યો તે તું જાણતી હોવા છતાં જાહેર કેમ નથી કર્યું ?'

'મેં એ કાવત્રું રચ્યું હતું માટે.' રાજબાએ હિંમતથી કહ્યું.

'કયો લાભ ખાટી જવા તેં એ કાવત્રું રચ્યું ?'

'ભીમગિરિ મહંતપદેથી ભ્રષ્ટ ન થાય ત્યાં સુધી ઠાકરડાઓનું જોર નરમ ન પડે એવી મારી માન્યતા છે.'

'અને એ કારણે તેં એ મહાભયંકર કૃત્ય કર્યું ?'

'મારા માર્ગમાં આવતી કોઇ પણ આડખીલી હું સહન કરી શકતી નથી.'

'મહંત આડખીલીરૂપ હતા ?'

'હા. ભારમલના એ ગુરુ હતા અને તમને તથા ન્યાયસભાને દોરી રહ્યા હતા. એક જ મ્યાનમાં બે તલવાર તેમણે રાખી હતી.'

ગાંગજી ચૂપ થઇ ગયા. ગઇ રાત્રિના ભીમગિરિના અહિંસક વિચારોએ ગાંગજીભાઇની મહંતમાંથી શ્રદ્ધા ઘટાડી દીધી હતી અને એ કારણે રાજબાની આ નીતિથી તેમને આઘાત લાગવાને બદલે આશ્ચર્ય થયું હતું.

'ફક્ત ભીમગિરિને તેમના પદેથી દૂર કરીને વાલમનું તું શું ભલું કરવા માગતી હતી ?'

'જુઓ કાકા ! ભારમલજી ગયા, મહંત કેદ થઈ કાલે સિદ્ધપુર જશે. ભારમલજીનો વાસ સળગી જતાં એ-સામટાં બસો ઠાકરડા કુટુંબો નિરા-

બાર થઈ પડયાં. ઠાકરડાઓનાં હૃદય બેસાડી દેવામાં આ ત્રણ મહત્વનાં કાર્યો એક જ વખતે બની ગયાં છે.'

'કુદરતી રીતે ત્રણે કાર્યો સાથે થયાં. પણ જો તેમ ન થયું હોત તો એકલા ભીમગિરિની પદભ્રષ્ટ થયાની ખબરથી ઠાકરડાઓમાં શું શું નિરાશા ઉપજાવનાર હતી?'

'કાકા! મારી યોજના મુજબ થયું છે, કુદરતી રીતે નહિ. ત્રણે કાર્ય સાથે થાય એવી જ રીતે સોગઠાં ગોઠવાયાં હતાં.'

'આટલાથી ઠાકરડાઓ ત્રાસી ઉઠશે?'

'ના, આજની રાત તેમને માટે ભયંકર છે.' ધટસ્ફોટ કરવાની ઇચ્છાથી રાજબા બોલી.

'શી રીતે?'

'ગઇ કાલનું ભૂત આજ રાત્રે વધારે વેગવાન બનશે. એક સામટા ત્રણે વાસ સળગાવી દેશે અને ભીમગિરિને સિદ્ધપુરને માર્ગે રવાના કરી સાંજ પહેલાં ભાથીઓ વાલમમાં આવી જશે. તેઓ સળગતા ત્રણે વાસોમાં હથીઆરબંધ ફરી ઠાકરડાઓને મારશે, કાપશે, નસાડશે. ઠાકરડાઓથી આજનો ત્રાસ સહન નહિ થાય. નિરાશા તો આજે થઇ જ હશે અને રાત્રે ત્રાસ થશે. ભૂતની ભયંકરતા, ભાથીઓની શસ્ત્ર–પ્રવીણતા અને ગામની જાહેર દુશ્મનાવટમાંથી બચવા તેમને માટે નાસવા સિવાય બીજો માર્ગ નહિ રહે. ઘરબાર વિનાના એ ભટકતા ભટકતા ક્યાં જઇ થોભશે તે વિચારવાનો સમય આપણને અત્યારે ન હોવો જોઇએ. એટલું જ હું તમારી પાસે યાચું છું અને મહેરામણ આજ સાંજ સુધી ભાથીઓની માગણી ન કરે એટલું તેને સમજાવવા હું તમને વાલમ વતી વિનવું છું.'

'રાજબા! તારી ચતુરાઇ આગળ અમારી અગમચેતી કંઈ વિસાતમાં નથી. તેં આદર્શ સ્ત્રી બની વાલમને ઠાકરડાઓના નાગચૂડમાંથી બચાવવાની સુંદર તરકીબ રચી કાઢી છે. મહેરામણને હું કહી દઇશ કે ભાથીઓને મ્હેં કામમાં રોક્યા છે અને સાંજ સુધી આવી શકશે નહિ. પછી શું?'

'એ જ, કાકા! તમારો ઉપકાર.'

'બ્હેન! એમાં ઉપકાર માનવાનો હોય ખરો? મારા માથે જે જબરો ભાર હતો તે તેં ઉતારી દીધો છે. મહંત ભીમગિરિમાંથી મને ગઇ કાલે રાતે જ વિશ્વાસ ઉઠી ગયો અને નિરાશાથી મને કંઇ સૂઝતું ન હતું ત્યાં આજ સવારે વાલમમાં આવતાં આ બધી હકીકત સાંભળી.'

'મહંત સાથે તમે કેટલો વખત રહ્યા?'

'એક જ રાત. તેમણે મહેરામણને ઠાકરડાઓ સાથેનું વેર છોડી દેવાની સલાહ આપી અને મને તે ન ગમી.'

'શા માટે તેમણે એમ કહ્યું?' રાજબાએ પૂછ્યું.

'મહેરામણ ભાગ ન લે છતાં ઠાકરડાઓ વાલમ છોડી જવાના છે, તો પછી નિરર્થક પાપનાં પોટલાં તેણે કેમ બાંધવાં?'

'ત્યારે મહંત એટલું તો જાણતા જ હતા કે, ઠાકરડાઓને મારી કાઢવાની તરકીબ રચાઇ ચૂકી હતી.'

'તેમના કહેવાનો અર્થ એવો થતો હતો ખરો.'

'ગજબનો માણસ છે.' રાજબાએ શ્વાસ મોટેથી લેતાં કહ્યું.

'તારો તેની સાથે મેળ કેમ નથી?'

'વિધિનાં નિર્માણ.' રાજબાએ કહ્યું.

'એ ભૂત કયાંથી આવે છે, રાજબા? કોઇ મેલી વિદ્યાનો આશરો લીધો છે કે શું?'

'અરે, રામરામ કરો, કાકા! ભૂતની વાત તો જુદી છે. આજની રાત પૂરી થવા દો. કાલે ભૂત તમારા ખોળામાં આળોટી પડશે.' હસવા માંડતી રાજબા બોલી.

ગાંગજી વિચારમાં પડ્યા. રાજબા શું કહેતી હતી? પતેશ્વરની ભવિષ્યવાણીનો પડઘો તો એ પાડતી ન હતી?

'કોણ છે એ ભૂત?' તેમણે રાજબાને પટાવતાં પૂછ્યું.

'કાલે સમજાશે, કાકા!'

'તો પણ?'

'કંસારનાં આંધણ મૂકાવી કાલે સવારે અહીં આવજો. તમને ભૂતની ઓળખાણ આપીશ.'

'જરૂર પતેશ્વરની ભવિષ્યવાણી ફળશે.' ગાંગજીભાઇએ મનમાં નિર્ણય કર્યો. પણ કંઇ બીજી જ હકીકત નીકળે તો મનની મુરાદને આઘાત લાગે એ વિચારે તેમણે વિશેષ સ્પષ્ટતા કરવાનો વિચાર માંડી વાળ્યો.

એટલામાં તો મહેરામણ ધસમસતો મેડી ઉપર ચઢી આવ્યો. તેના હાથમાં મોટી ડાંગ હતી.

'રાજબા! ભાથીઓને ક્યાં મોકલ્યા છે?' તેણે પૂછ્યું.

ગાંગજી જવાબ આપે તે પહેલાં રાજબાએ કહ્યું. 'શવજીને તેડવા.'

'મારી ખરી કસોટી થવાનો પ્રસંગ આવ્યો ત્યાં તેં કાવતરું રચી મારાં માણસોને દૂર મોકલી દીધાં.' કહીને ડાંગ ઉંચકવા પ્રયત્ન કર્યો.

ગાંગજી ઉભા થયા અને મહેરામણની ડાંગ પકડી લેતાં બોલ્યા.

'મેરા ! ભાથીઓને મેં મોકલ્યા છે. સાંજે પાછા આવશે. ત્યાં સુધી તારે કંઇ કરવાનું નથી.'

'મને નિર્માલ્ય ન બનાવો. મારે મારૂં પાણી બતાવવું છે.'

'વરણાગના સિદ્ધનાં ચરણામૃત પીનારમાં પાણી હોઇ શકે જ નહિ.' રાજબાએ સચોટ તીર ફેંક્યું.

'એવું કહેનાર તું કોણ ?' મહેરામણ ગર્જ્યો.

રાજબા તેનો સામનો કરવા ઉભી થઇ ગઇ.

---

## પ્રકરણ ૩૩ મું
## કોણ ચઢે ?

'હું ઉં રાજબા !' કહેતી તે મહેરામણને માત્ર આંખોથી ડારતી ઉભી રહી.

'મેરા ! ગાંડો ન થા.' ગાંગજીભાઇ મેરાને સમજાવતા હતા.

'બાપુ ! મને એવું કહેનાર એ કોણ ? ધણીને મરવા દઇ સો મણ રૂની તળાઇમાં નિરાંતથી પોઢનારને મારૂં અપમાન કરવાનો હક શું ?' શ્વાસ ભરાઇ આવતાં મહેરામણ હાંફમાં બોલતો હતો.

'એવું ન બોલ, મેરા ! રાજબા વાલમના ભૂષણરૂપ છે.'

'અરે, કલંકરૂપ છે. મારી તરકીબોને ધૂળમાં મેળવી તે વાલમનો દ્રોહ કરી રહી છે.' ગાંગજીના હાથમાંથી ડાંગ છોડાવવાનો પ્રયત્ન કરતો મહેરામણ બોલ્યો.

'મહેરામણ ! તેં ચૂડીઓ પહેરી હોત તો સારૂં હતું. પંદર પંદર વર્ષની તારી મથામણને અંતે પણ તાકે વખત આવતાં તું આમ નિરાધાર બની ઉભો છે. વાલમને ઠાકરડાઓના હાથમાંથી છોડાવવાની પ્રતિજ્ઞા લેનારનાં મુખ આવાં ન હોય.' ડામ દેતી હોય તેમ રાજબા બોલી.

મહેરામણ બળી ઉઠયો, પણ તેની ડાંગ તેના બાપુએ સખત રીતે પકડી હતી.

'રાજબા ! એવું ન બોલ બહેન ! વાલમમાં જ ઉછરી સાથે મોટાં થએલાં આમ ન વગડી પડો. તમારે માટે વાલમ મોટી આશા રાખે છે.' ગાંગજીએ રાજબાને સમજાવતાં કહ્યું.

'કાકા! વાલમની આશાને માટીમાં મેળવી દેવા તૈયાર થએલા આપણા આ મહેરામણને કંઇ શીખામણ આપો. હું તો બધું સમજું છું.' હસી પડતાં રાજબા બોલી.

મહેરામણ ભોઠો પડયો. તેણે ચારે બાજુ જોયું. રાજબા શા ઉપરથી એમ કહેતી હતી તે તેને ન સમજાયું.

'મને મારા ભાથીઓ લાવી આપ. મારે તારી સાથે વિવાદ કરવો નથી.'

'અરે મેરા! હું કહું છું કે, ભાથીઓને મેં કામે મોકલ્યા છે અને સાંજ સુધીમાં આવી જશે. ત્યાં સુધી તારે કંઇ કરવાનું નથી.' ગાંગજીભાઇએ કહ્યું.

'બાપુ! તમે પણ મને મારે માર્ગે જતાં મૂળથી રોકતા આવ્યા છો.' નિરાશ બનતાં મહેરામણ બોલ્યો.

'પણ તેં સાંભળ્યું નહિ કે, ભાથીઓ શવજીને લેવા ગયા છે?'

'શવજી કયાં છે તે લેવા જાય?'

'એ તો રાતે જોજેને.' ઠસ્સાથી રાજબાએ કહ્યું.

'રાજબા! શવજી જીવે છે?'

'મને શી ખબર?' ડોકને વળાંક આપતાં રાજબા બોલી.

'બાપુ! શવજી જીવે છે?' તેણે ગાંગજીભાઇને પૂછ્યું.

ગાંગજીભાઇની આંખે જળજળીઆં આવી ગયાં.

'હું નથી જાણતો મેરા! શવજીની વાતની મને ખબર નથી.'

'આવશે, શવજી આવશે. ગાંગજી કાકા હિંમત હારશો નહિ.' રાજબાએ આશ્વાસન આપતાં કહ્યું.

પિતાપુત્ર આશાની મીટ માંડતા રાજબા તરફ જોઇ રહ્યા. તેમની એ કરૂણ નજર સહન ન થઈ શકતાં રાજબાએ કહ્યું.

'મહેરામણ! રાત્રે તને શવજીનાં દર્શન થશે, પણ ડાહ્યો થઈ વધારે આડખીલીરૂપ બન્યા સિવાય નિરાંતે ઘેર જઇને સૂઈ જા.'

'આજે મારે સુવાનું નથી. મારી પ્રતિજ્ઞાનું પાલન થયા સિવાય ન સુવાનો મેં નિર્ધાર કર્યો છે.' મેરાએ નિર્ણય જાહેર કર્યો.

'ભલે તો બીજા કાર્યમાં ચિત્ત પરોવી દે.'

'એટલે તું એમ કહેવા માગે છે કે, આવેલા અવસર તરફ મારે આંખ મીંચામણાં કરવાં?' ખીજાઇ જતાં મહેરામણ બોલ્યો.

'મારૂં કહેવું એવું નથી. ભાથીઓના આવતાં સુધી તું નિરાંત ધારી રહે. આવેલો અવસર જતો નહિ રહે.' સમજાવતાં રાજબા બોલી.

'રાજબા! તું મને ઠગો દઈશ તો?' અવિશ્વાસથી મહેરામણે કહ્યું.

'મારામાં વિશ્વાસ નથી, મહેરામણ? મારું અને તારું હિત ક્યાં જુદાં છે?' કચાર્દ્ર ભાવે રાજબા બોલી.

ગાંગજીભાઈના હૃદય સોંસરવા રાજબાના શબ્દો ઉતરી ગયા.

'મેરા! તું મૂર્ખ છે. રાજબાને તું ઓળખતો નથી. વાલમની એ વીરાંગનાથી આપણે ઉજળા છીએ. એનામાં અવિશ્વાસ ન મૂકાય.'

'બાપુ! રાજબાને હું ઓળખું છું. એ તીખી ધાર જેવી છે, પણ મારું દીલ અત્યારે આવેલો અવસર જતો જોઈ અવિશ્વાસી બનતું જાય છે.'

'મહેરામણ, ભાઈ! અવિશ્વાસથી જોવું બંધ કર. ઠાકરડાઓ આવતી કાલે ગામ છોડશે અને તારી પ્રતિજ્ઞા પૂરી થશે.'

'વગર પરાક્રમે ઠાકરડાઓ પાસે ગામ છોડાવશો?' મહેરામણે શંકા કરી.

'પરાક્રમ? ગાંગજી કાકાના પુત્રનાં પરાક્રમોથી કોણ અજ્ઞાત છે, મહેરામણ?' શૌર્ય સીંચતી રાજબા બોલી. મહેરામણની છાતી ગર્વથી ફૂલી.

ગાંગજીભાઈએ અવસર જોઈ કહ્યું. 'મેરા! અત્યારે તો ઘેર ચાલ. સાંજે શું કરવું તેનો વિચાર આપણે કરીશું.'

'ચાલો બાપુ!' ડાંગને સંભાળતો મહેરામણ જવા તૈયાર થયો. ગાંગજીભાઈ નીચે ઉતરે તે પહેલાં સામંત ઉપર ચઢી આવ્યો.

'કેમ સામંત?' તેમણે પૂછ્યું.

'મહેરામણ! રાજબાની કાર્યનીતિથી હું અને તું છૂટા પડ્યા હતા તે સાંભરે છે?' સામંતે મહેરામણને પૂછ્યું.

'તેનું અત્યારે શું છે?' મહેરામણે સામું પૂછ્યું.

'રાજબાની રજેરજની પ્રવૃત્તિ તરફ ત્યારથી હું ધ્યાન દઈ લક્ષ આપતો આવ્યો છું. મને કે તને ન સુઝી આવત તેવી યોજના તેણે રચી કાઢી છે. ભલભલાઓને તે યોજનાનાં હથિયાર બનાવી તેણે ધાર્યું કર્યું છે. વાલમના ઠાકરડાઓ પર કાબુ મેળવી બેઠેલા મહંત ભીમગિરિ સુદ્ધાંને તેણે પોતાની યોજનામાં સપડાવી દીધા છે. હું તો તાજુબ જ થઈ ગયો છું. જ્યાં નજર કરું છું ત્યાં રાજબાની યોજનાનો જ વિસ્તાર જણાય છે. વાલમનું ભવિષ્ય તેણે ઉજ્જ્વળ કરી દીધું છે અને હું તથા તું જેવા તે દિવસે છૂટા પડ્યા હતા તેવા જ આજે પણ છીએ. નથી કોઈ યોજના તૈયાર કરી શક્યા કે નથી કોઈ સાહસ–પરાક્રમ કરી શક્યા.

સ્ત્રીની બુદ્ધિ પાનીએ ગણનાર આપણે પુરુષોએ આજે રાજબાને ધન્યવાદ આપવાનો અવસર આવી પહોંચ્યો છે.'

સામંતે એ બધું કહ્યું, પણ મહેરામણ સમજ્યો નહિ. રાજબાની સઘળી યોજનાઓથી તે અજ્ઞાત હતો. ગાંગજીભાઈ જાણતા હતા અને તેથી તેમને સામંતના શબ્દોનું તથ્ય સમજાઈ આવ્યું, પણ મહેરામણ અબુધની જેમ સ્થિર ઉભો રહ્યો.

સામંતે વિચાર્યું કે મહેરામણ સમજ્યો ન હતો. તેણે ગાંગજીભાઈને કહ્યું. 'કાકા ! તમે જાઓ. મહેરામણ પાછળથી આવશે. ઘણે દિવસે આજે એ અહીં આવ્યો છે. મારે તેની સાથે ઘણી વાતો કરવાની છે. રાત્રિની કામગિરિ અંગે પણ અમારે લંબાણ ચર્ચા કરવી છે.'

'ભલે.' કહી ગાંગજીભાઈ જવા નીકળ્યા.

'આવજો હોં, કાકા !' રાજબાએ વિવેક કર્યો.

'હા, બહેન !' ગાંગજીભાઈએ વિવેકનો સામો જવાબ વિવેકથી આપ્યો.

'રાજબા !' સામંતે રાજબાને બોલાવી.

'કેમ ?' રાજબાએ પાછળ ફરી જવાબ આપ્યો.

'વિચારભેદને કારણે આપણી વચ્ચે વિખવાદ ઉભો થયો હતો, ત્યારે હું અને મહેરામણ તને વધારે પડતું સંભળાવી છૂટા પડયા હતા તે ફરીથી આજે બન્ને મળીને તારી પાસે આવીએ છીએ.' પ્રસ્તાવ કરતાં સામંત બોલ્યો.

'ભાઈ ! તે સમય એવો હતો. હું ઉગ્ર ન થઈ હોત તો આજે જે પરિણામની સંભાવના આવી ઉભી છે તે ન બનત. તમારી દીર્ઘસૂત્રી વાતોનો છેડો આવે તેમ ન હતો અને મારૂં દીલ એ વિલંબને સહી શકતું નહતું. મારી વર્તણુંક એ વખતે તમને અકારી લાગી હશે પણ તે માટે દિલગીર છું. વાલમ, વહાલા વાલમની ખાતર મારે એમ કરવું પડેલું. આજે પણ મહેરામણ સાથે ઉગ્ર થવામાં મેં પહેલ કરી હતી. એ તો ગાંગજી કાકા હતા, નહિ તો અમે બન્ને આથડી પડત. એ અથડામણ ન થાય એટલા માટે જ મેં તેમને અહીં બોલાવી મહેરાગણને સમજાવવાની વિનતિ કરી, ત્યાં તો મહેરામણ જાતે જ આવી ઉભો અને સાથીઓની માગણી કરી. મહેરામણ ! તને ખબર છે સાથીઓ કયાં છે તે ?' રાજબાએ મહેરામણને પૂછયું.

'ના, હું નથી જાણતો.' મહેરામણે કહ્યું.

'વરણાગના મઠ ફરતી તેમની ચોકી છે' રાજબાએ કહ્યું.

'શા માટે?'

'મહંતને આજે કેદ કરી સિદ્ધપુર મોકલવાના છે.'

'કેમ?'

'મારી યોજનાનુસાર.'

'રાજબા તેં ભૂલ કરી. મહંત તો આપણને માર્ગદર્શન આપતા હતા.' મહેરામણે કહ્યું.

'ગઈ રાત્રે તને માર્ગદર્શન આપ્યું તેવું.' હસી પડતાં રાજબા બોલી

રાત્રિનો ખ્યાલ મહેરામણને આવ્યો. મહંતે તેને સંસાર ત્યજી મઠમાં બેસવાની સલાહ આપી હતી તે સાંભરી અને તેને હસવું આવ્યું.

'રાજબા! એ બધું ક્યાંથી જાણ્યું?'

'તારા બાપુએ કહ્યું.' રાજબાએ જવાબ આપ્યો.

'ખરે જ રાજબા! એ વખતે મને પણ લાગી આવ્યું હતું કે, આ મહંત પર મદાર બાંધી હું મારું ધ્યેય નહિ પાર પાડી શકું.'

'છતાં અત્યારે તું એમ કહે છે કે, મહંત આપણને માર્ગદર્શક હતા?' રાજબાએ કહ્યું.

'ત્યારે તો રાજબા! ઠાકરડાઓ તો ખરેખર નિરાધાર બની જશે.'

'તું ધારે છે એ કરતાં વધારે.'

'એટલે?'

'આજે રાત્રે બાકીના ત્રણ વાસ સળગી જશે.' રાજબાએ કહ્યું.

પોતાની કામગિરિ બીજા કરી જનાર છે, એ વિચારે મહેરામણને ખોટું લાગ્યું, છતાં તેણે પૂછ્યું. 'કોણ સળગાવશે?'

'પેલું ભૂત.'

'એ ભૂત ક્યાંથી આવ્યું?'

'સિદ્ધપુરના મઠમાંથી.'

'કોણ લાવ્યું?'

'હું લાવી. મહેરામણ, એ ભૂત નથી પણ શવજી છે.'

'શવજી જીવતો છે?' આશ્ચર્ય સાથે હર્ષ પામતાં મહેરામણે પૂછ્યું.

'કોણ જાણે. ખરો શવજી છે કે શવજીનું ભૂત છે. તે કાલે પરોઢીએ સમજાશે. હું તો એને શવજીનું ભૂત જ ગણું છું.'

'રાજબા! શવજી જીવે છે?'

'તેને પૂછીને ખાત્રી કરી લેજે.'

'એ ભૂત બોલે છે?'

'હા, કોઇ વખત તીણી ચીસ પાડે છે.'

'એથી વિશેષ?'

'મળે ત્યારે પૂછી જોજે ને!' મમતાથી રાજબાએ કહ્યું.

'રાજબા! સાચે જ તેં શૌર્યભરી કર્તવ્ય શક્તિના દર્શન વાલમને કરાવ્યાં છે.'

'તું મારાં કાર્યોનો ઇતિહાસ જાણતો નથી. રાજસિંહ મળે ત્યારે તેને પૂછી રજેરજ હકીકત જાણી લેજે. તે મારો સાથી બની રહેલો છે. વાલમ ખાતર તેણે પણ ઓછું કર્યું નથી.'

'તારી પ્રેરણા હોય તો રાજબા! પત્થર પણ સજીવ બને.'

'આજે પ્રશંસા કરવાનો વખત છે? અને કેમ ભૂલી જાય છે કે, આ બુદ્ધિ પાનીએ, કહી રાજબાનો સાથ ત્યજી જનાર પણ તું હતો?'

'આજે એનો પશ્ચાત્તાપ શા ખપનો? ભૂલ થઈ તે ન થઈ થનાર નથી. તારી કાર્યનીતિએ મને અને સામંતને જીતી લીધા છે. અમારો ગર્વ પોષાય એવાં કામ કરવા અમે અશક્ત નીવડયા છીએ. વીરપતિની યાદગીરીને જાળવી રાખવા માટે તેં આદરેલો મહાન પ્રયાસ સફળ થતો જોઈ વાલમ આજે હર્ષથી નાચી ઉઠયું છે. કાલે ગામ જાણશે કે, રાજબાની સતત કાર્યપ્રવૃત્ત નીતિએ સુખનો સૂર્ય ઉગવા પામ્યો છે, તે વખતે તારે માટે ગ્રામજનોમાં કેટલું માન થશે? કેટલો ઉત્સાહ હશે? પતિપત્નીની એકધારી અને અખંડ સેવાઓની નોંધ વાલમના નાગરિકો કેવી રીતે પચાવી શકશે? કયા બદલાથી તને રીઝવશે?' મહેરામણે પ્રશંસા આદરી.

'મને ન ચઢાવ, મહેરામણ! મેં કર્યું છે ફક્ત વાલમ ખાતર—વતન ખાતર. મારી ફરજ કરતાં વધુ મેં કંઈ કર્યું નથી.' રાજબાએ પ્રશંસાનો જવાબ આપતાં કહ્યું.

'મહેરામણ! વરણાગ જઇશું?' સામંતે વિચાર તુકો ઉઠતાં કહ્યું.

'ના, કોઇએ જવાની જરૂર નથી. ભીમગિરિ પદભ્રષ્ટ થાય ત્યારે વાલમના કોઈ માણસની હાજરી ત્યાં ન હોવી જોઇએ. વિધિનું વિધાન હશે કે મારે કારણરૂપ બની તેમને પદભ્રષ્ટ કરાવવા પડયા છે. તેમની અલ્પતાને હસવા ત્યાં જવાની કોઇને જરૂર નથી.' રાજબાએ કહ્યું.

'મહંત માટે તારા વિચાર કેવા છે?'

'મહંત એક સિદ્ધ છે, પણ વાલમના સુખ ખાતર માર્ગમાં આવતો હોય તો સિદ્ધને પણ ન રહેવા દેવાય.' રાજબાએ પોતાનું સાચું મન્તવ્ય રજુ કર્યું.

'ત્યારે તો એ પાપ ખરૂં ને, રાજબા ?' સામંતે પૂછ્યું.

'ધ્યેયપ્રાપ્તિ અંગે લીધેલાં પગલાંને પાપ પહોંચી શકતું નથી. ફરજ સદાય પવિત્ર હોય છે.' રાજબાએ ઉત્તર આપ્યો.

'રાજબા ! સામંત ! હવે હું જઈશ. આજનો દિવસ મને ફર્યા વિના ચેન નહિ પડે.' મહેરામણે કહ્યું.

'ભલે જા.' રાજબાએ રજા આપી.

મહેરામણ સામંતને લઇ નીચે ગયો.

લક્ષ્યસિદ્ધિના ગર્વમાં રાજબાએ બેદરકારીથી બન્ને હાથનાં આંગળાં એકબીજામાં ભેરવી જોરથી આળસ ખાધી.

---

## પ્રકરણ ૩૪ મું
## બંદીવાન ભીમગિરિ

સવાર થયું. પૂર્વ દિશામાં સૂર્યનારાયણે દેખાવ દીધો. વરણાગના મઠને અંદરથી બંધ જોઈ મહંત ભીમગિરિએ ઝડપથી ચાખડીપર ચઢી દરવાજે જઈ કમાડ ખોલી નાખ્યાં. કેસરગિરિ રાત્રિના ઉજાગરાથી અલકા અને તેના પતિને વળાવી નિરાંતે ઉંઘતો હતો.

ઉઘડતા દરવાજામાંથી મહંતે બહાર નજર કરી. દરવાજાની બાજુમાં બહારના ભાગમાં એક બાવો વાંસની ભૂંગળીને કપડાની કોથળીમાં રાખી હાથપર લટકાવી ઉભો હતો.

'ક્યાંથી આવો છો ?' ભીમગિરિએ પૂછ્યું.

'સિદ્ધપુરથી.' કાસદ બાવાએ કહ્યું.

'શા કામે આવ્યા છો ?'

'સંદેશવાહક બની મહંત ભીમગિરિને સંદેશો પહોંચાડવા માટે.'

'કોનો સંદેશો ?'

'સિદ્ધપુરના મહંતનો.'

'લાવો.' ભીમગિરિએ હાથ લંબાવ્યો.

કાસદે ભૂંગળી ભીમગિરિના હાથમાં આપી.

'અંદર આવો.' પત્ર કાઢતાં કાઢતાં ભીમગિરિએ કાસદનું સ્વાગત કર્યું.

'અહીં જ ઠીક છે.' કાસદે કહ્યું.

પત્ર કાઢી ભીમગિરિએ વાંચી લીધો. મોટી ગાદીના મહંતનો આદેશ હતો કે, તેમણે વરણાગના મઠનું આધિપત્ય ત્યજી દેવું અને બંદીવાન બની સિદ્ધપુર જવું.

'મને બંદીવાન કરવા કોણ આવનાર છે?' ભીમગિરિએ કાસદને પૂછ્યું.

'હું જાણતો નથી.'

'મહંતને મારા પ્રણામ સાથે કહેશો કે, ભીમગિરિ વરણાગનો મઠ છોડશે તો બીજા મઠની તમારે તેને માટે તૈયારી કરવી પડશે.' કહી પત્ર ફેંકી દઈ બે દરકારીથી તે અંદરના ચોગાનમાં આગળ વધ્યા. કાસદ ભીમગિરિના શબ્દો યાદ કરતો સિદ્ધપુરને માર્ગે પાછો પડયો.

મહંતે કેસરગિરિને જગાડયો. આંખો ચોળતો તે ઉઠયો ત્યાં તો દરવાજામાં એક સામટાં પચીસ હથીઆરબંધ માણસોએ પ્રવેશ કર્યો.

'મહંત ક્યાં છે?' આગળ ચાલતા હથીઆરબંધ પુરુષે ગુરુચેલા તરફ દૃષ્ટિ નાખતાં પૂછ્યું.

'કેમ શું છે?' ભીમગિરિએ પૂછ્યું.

'મહંત તમે છો?'

'હા.'

'તમારે અમારી સાથે આવવાનું છે.'

'ક્યાં?'

'સિદ્ધપુર.'

'આદેશ લાવ્યા છો?'

'હમણાં જ કાસદ તમને આપી ગયો છે ને?'

'કાસદ સાથે મેં સમાચાર કહાવ્યા છે, તે આવતાં સુધી થોભો.'

'અમને એવો આદેશ નથી.'

'ત્યારે કેવો છે?'

'તમને અમારી સાથે અત્યારે જ બંદીવાન બનાવી લઇ જવાના છે.'

'બંદીવાન? મારા ગુરુને બંદીવાન?' કેસરગિરિ તાડુકી ઉઠયો.

'હા.' મક્કમતાથી પેલાએ કહ્યું.

'નહિ બને.' કેસરગિરિએ કહ્યું.

'કેમ નહિ બને?'

'ગુરુજી ગુજરાતનું નાક છે.'

'એ સાથે અમારે સંબંધ નથી.'

'તો હું જોઉં છું, તમે શી રીતે તેમને લઈ જાઓ છો તે.'

'કેસરગિરિ! નિરર્થક ગર્વ કરીશ નહિ. નિર્મિત વસ્તુ બન્યા કરશે, આજના સંયોગો વિપરીત હતા તેની આગાહી મને મળી ગઈ હતી. વ્યર્થ ઘોંઘાટ નકામો છે.' ભીમગિરિએ કેસરગિરિને સમજાવતાં કહ્યું.

'ગુરુદેવ! મારા દેખતાં આપને બંદીવાન બનાવી આ લઈ જાય?'

'એમાં એ તો કારણરૂપ છે, કુદરત ઇચ્છે ત્યાં માનવી માત્ર નિરૂપાય છે.'

'હું નહિ જવા દઉં.'

'ભાઈઓ! તમારી સાથે આવવા હું તૈયાર છું.'

'ચાલો.'

'ગુરુદેવ! ગાદી માટે આપની પાદુકાઓ?' નમ્ર બનતાં કેસરગિરિએ કહ્યું.

'હું મઠાધિપદેથી ભ્રષ્ટ થએલો છું. મારી પાદુકાઓ ન હોય.' આશ્વાસન આપતાં તેમણે કેસરગિરિને કહ્યું.

'કોણે પદભ્રષ્ટ કર્યા? ક્યારે કર્યા?'

'સિદ્ધપુરના મોટા મઠના મહંતના આદેશથી વરણાગના મઠના મઠાધિપદેથી મને પદભ્રષ્ટ કરવામાં આવ્યો છે. હું સિદ્ધપુર જાઉં છું.'

'ગુરુદેવ! મારે શું કરવું?'

'નિત્યનો કાર્યક્રમ ચાલુ રાખજે. મોટા મહંત જ્યારે મારે માટે બીજી ગાદી તૈયાર કરાવશે ત્યારે હું તને બોલાવી લઈશ. વરણાગના મઠની ગાદીની હયાતી ઉખડી જશે.' ભવિષ્ય ભાખતા મહંત સિદ્ધપુર જવાની તૈયારીમાં પડ્યા.

'ભાઈઓ! બેસો.' તેમણે હથીઆરબંધ ભાથીઓને કહ્યું.

'સોહનસિંહ! એક કામ બાકી રહી જાય છે.' રાજસિંહે કહ્યું.

'શું?'

'આ ઝીંગરનાં કમાડ.'

'તેનું શું?'

'સિદ્ધપુરના મઠને તેની ભેટ ધરવાની છે.'

'કોને ઝીંગરનાં કમાડ લેવાં છે?' ભીમગિરિએ કહ્યું.

'અમારે.'

'સિદ્ધપુરના મઠમાં ભેટ ધરવા?'

'હા.'

'મઠની મિલ્કત પર કોઇનો અધિકાર નથી. ગ્રામજનોને પૂછી તેમની રજા હોય તો લઇ જાઓ.'

'અમારે પૂછવાની ગરજ નથી.' રાજસિંહ બેગરજાઇ રીતે બોલ્યો.

'રાજસિંહ! લોહીની નીકો વહેશે.' ભીમગિરિએ ચેતવણી આપી.

'તે માટે તો આવ્યા છીએ.'

'કેસરગિરિ! નગારા પર ડંકો દે.' ભીમગિરિએ મહંત પદનો ત્યાગ કર્યા પહેલાં કેસરગિરિને આદેશ આપ્યો.

'ઢડીંગ ધીન્ ધીન્.' નગારા પર ભયના ડંકા પછડાયા. ફરીથી પછડાયા અને પછી તો એક ધારા પછડાવા માંડ્યા.

જોતજોતામાં ગામમાંથી માનવ ટોળાં ઉભરાઇ આવ્યાં, હથીઆર બંધ, જેના હાથમાં જે આવ્યું તે લઇને દોડ્યા આવતા હતા.

'સોહનસિંહ! વરણાગના લોકો વારે ચઢે છે.' રાજસિંહે કહ્યું.

'શું કરીશું?' સોહનસિંહે કહ્યું.

'એમાં વળી શું કરવાનું હતું? આપણે પચીસ માણસો બસો માણસોને પૂરાં નહિ પડીએ?'

'ઉતારી નાખો એ કીંગરનાં કમાડ.' રાજસિંહે ત્રાડ નાખી અને ચારેક માણસો દરવાજાનાં કમાડ ઉતારવાના કાર્યમાં રોકાઇ ગયા. બાકીના બચાવની તૈયારી કરતા એ ચારેની આસપાસ વીંટળાઇ વળ્યા.

આવનાર માણસોને ભય સમજાવવાની કોઇને જરૂર ન પડી. કીંગરનાં કીંમતી કમાડની લૂંટ થતી જોઈ તેમણે પેલા રક્ષકો સામે હથીઆર ઉગામ્યાં.

મારામારી ચાલી. અણઘડ ગામડીઆઓની યુદ્ધ પદ્ધતિને કેળવાએલા સાથી રજપુતો પામી ગયા અને લગભગ બસો જેટલા ખેડુત યોદ્ધાઓને પંદર ભાથીઓ વીંટી વળ્યા. બસોને ઘેરીને સાચવતા તે વર્તુલાકારે ફરી રહ્યા. કમાડ ઉતારવામાં આવ્યાં અને ચારે જણાઓ યુધ્ધે ચઢયા. મારામારી થઇ. ઘણા ખેડૂતો ઘાયલ થયા, બેએક ભાથીઓ પણ ઘાયલ થયા, પણ એકંદરે યુદ્ધથી અજ્ઞાત વરણાગના ખેડૂતોને ઘણું નુકસાન થયું. બસો માણસો હોવા છતાં તેમનો નાસવા વારો આવ્યો. વિજયોન્મત્ત ભાથીઓએ વરણાગ વચ્ચે જઇ મનગમતું ગાડું અને મનગમતા બળદો મેળવી મહંત ભીમગિરિ અને કીંગરનાં કમાડને ગાડામાં લઇ પાંચ ભાથીઓ સાથે ગાડું સિદ્ધપુરને માર્ગે મધ્યાહ્ન પહેલાં હાંકી દીધું.

કેસરગિરિની ભીની આંખ, ગામ લોકોની કળકળતી આંતરડી, એ બધાંને પ્રભુપર વિશ્વાસ રાખવાનું કહી ભીમગિરિએ સિદ્ધપુરની ગાડાવાટ લીધી, ત્યારે બાકીના સાથીઓએ વાલમ તરફ પ્રયાણ આદર્યું.

સાંજ પડી અને ગાડું સરસ્વતી ઓળંગી સિદ્ધપુરમાં પ્રવેશ્યું. ભવ્ય વ્યક્તિત્વ ધરાવતા ભીમગિરિને જોતા બંધ થતા બજારના વેપારીઓ આંહોમાંહે વાતો કરવા માંડયા.

'બાવો કોઇ દૈવી અંશ ધરાવે છે.'

'છતાંયે લખ્યા લેખ કે બંદીવાન બની ગાડામાં નાખ્યો છે.'

'અરે ! કોઈ જબરો કાવત્રાંબાજ ખેલાડી હશે.'

'ના, ના, કેટલો પવિત્ર દેખાય છે?'

'દેખાવે છે પણ ભીતરની તો ભગવાન જાણે.'

'અરે! આ તો વરણાગના મઠના મહંત ભીમગિરિ છે.' કોઇએ તેમને આજ પૂર્વે વરણાગ ગામમાં જોએલા તેણે કહ્યું.

ભીમગિરિએ તે તરફ નજર કરી. પેલા વેપારીએ બે હાથ જોડી પ્રણામ કર્યા. ભીમગિરિએ મસ્તક નમાવી તેના પ્રણામ હસતે મુખે સ્વીકાર્યા. તે વેપારીની જોડે ઉભેલા બીજાએ પણ તેમને હાથ જોડી નમન કર્યું. ભીમગિરિએ તેવું નમન પણ સ્વીકાર્યું અને નમસ્કારની પરંપરા શરૂ થઇ ગઇ. સિદ્ધપુરના ઉભા બજારે મહંતને નમનથી વધાવી લીધા. બંદીવાન બાવો નમસ્કાર ઝીલતો ઝીલતો હસતે મુખે આગળ વધવા માંડયો.

કોઇ ઓળખીતો મળતાં ભીમગિરિ તેની તરફ જોઇ સહાનુભૂતિ ભર્યું હાસ્ય કરતા. કોઇ પરદેશી પહેરવેશના માણસના નમસ્કારને વિશેષ આદરથી સત્કારતાં તેઓ બજાર વટાવી ગયા. શેરીએ શેરીએ અને મહોલ્લે મહોલ્લે સાંજનો ખુશનુમા પવન ઝીલવા ગામને નાકે આવી ઉભેલાં સ્ત્રી પુરુષો અને બાળકોનાં નમન ઝીલતા અને તેમનાં કુતૂહલપૂર્ણ ધ્યાન ખેંચતા ભીમગિરિ આગળ ને આગળ વધે ગયા. દૂરથી મઠનાં દર્શન થયાં અને ગાડું હાંકવા બેઠેલા રાજસિંહે કહ્યુ.

'ગુરુદેવ ! મઠ હવે નજીકમાં છે.'

'ભલે.' કોઈ પણ ભાવ વ્યકત ન કરતાં ભીમગિરિ બોલ્યા.

'આગળથી ખબર મોકલાવું?' રાજસિંહે પૂછ્યું.

'બંદીવાન માટે એવું ન હોય, રાજસિંહ!' ભીમગિરિએ સ્પષ્ટતા કરી.

'ગુરુદેવ! મને માફ કરશો. મારે હાથે આ પાપ થયું છે.' રાજસિંહે પોતાના કૃત્યની માફી માગતાં કહ્યુ.

'તું તો નિમિત્ત માત્ર છે. અજસિંહ! ઈશ્વરની ચાલબાજીનું તું તો પ્યાદું છે.'

'મને ન ધિક્કારશો, ગુરુદેવ! રાજબાને સમજાવવામાં મેં બાકી નથી રાખ્યું પણ કોણ જાણે કેમ તેના તમારા માટેના અવળા ગ્રહ સીધા ન થઈ શકયા.' રાજસિંહે વાત સમજાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

'એમાં રાજબા શું કરે? તે પણ તારી જેમ જ મહા નિયંતાની ચાલબાજીનું એક પ્યાદું જ ને?' નહિ જેવી વાત કરતા હોય તેમ ભીમગિરિ બોલ્યા.

'ગુરુદેવ! અમે ધાર્યું હતું કે, આપ મઠ જલ્દી નહિ તજો.'

'કારણ?'

'આપનું ગૌરવ.'

'અરે, ગૌરવ? એની પાછળ જગત ઓછું ખુવાર થતું નથી. મારે એની શી પરવા? બાવાને વળી ગૌરવ શું?'

'આપની મહત્તા, આપની લાયકાત એ બધાં પર પાણી ફરતું હોવા છતાં આપે સામનો કર્યો નથી.'

'મારે સામનો શા માટે કરવો પડે? મહત્તામાં હું માનતો નથી અને લાયકાત તો જગતે આપેલી જગત છીનવી લે તેમાં મારે શું કહેવાનું હોય?'

રાજસિંહ નમ્ર બની ગયો. તે વધુ ન બોલી શકયો. રાજબાની પ્રપંચ જાળની પેલી રમતનું આ પરમ સિદ્ધ પુરુષને ભોગ થવું પડયું તેમાં તે પોતાને દોષરૂપ ગણવા માંડયો.

એટલામાં મઠનો દરવાજો આવ્યો અને રાજસિંહે ગાડું ઉભું રાખ્યું.

'ગુરુદેવ! મઠ આવી ગયો.' કહી તે નીચે ઉતર્યો.

મહંત ભીમગિરિએ ગૌરવથી ડોક ફેરવી મઠ તરફ જોયું. જર્જરિત દરવાજાનાં જર્જરિત કમાડ જોઇ તેમનું મન વરણાગના મઠના વિશાળ દરવાજાને નિહાળી રહ્યું.

'ડિંગરનાં કમાડ અહીં આવ્યાં તે યોગ્યજ થયું છે.' તેમણે માનસિક નિર્ણય કર્યો અને ગાડામાંથી ઉતર્યા સિવાય ગાડામાં નાખેલાં કમાડ ધ્યાનથી જોઈ રહ્યા.

## પ્રકરણ ૩૫ મું

## મહંતનો પશ્ચાત્તાપ

ગાડું છોડી રાજસિંહ અંદર ગયો. મઠમાં શાન્તિ હતી. કોઇની ઝાઝી અવર જવર જણાતી ન હતી. મહંતનો મધ્યવર્તી ઓરડો ખુલ્લો હતો અને બારણામાં એક બાવો પ્રતિહાર બની ઉભેલો જણાતો હતો.

રાજસિંહ પ્રતિહાર પાસે ગયો અને પૂછ્યું. 'ગુરુદેવ અંદર છે?'

'હા.'

'મારે સમાચાર કહાવવા છે.'

'શું?'

'વરણાગથી ભીમગિરિ આવી ગયા છે.'

'થોભી જાઓ. હું અંદર જઇ ખબર આપી આવું.' કહી પ્રતિહાર અંદર ગયો અને થોડી વારે તે બહાર આવ્યો.

'મહંતશ્રી પધારે છે.' કહી તેણે બારણા વચ્ચે ઉભેલા રાજસિંહને બાજુએ ખસવા નિશાની કરી અને તરત જ પ્રૌઢ દેખાવના મહંત ઝડપથી બહાર આવતા દેખાયા.

'રાજસિંહ! કયાં છે ભીમગિરિ?'

'ગુરુદેવ! બહાર ગાડામાં છે.' નમન કરતાં રાજસિંહ બોલ્યો.

'લાવતાં તસ્દી તો પડી નથી ને?' મહંતે પૂછ્યું.

'જરાપણ નહિ.' વરણાગનો મઠ છોડાવતાં પડેલી તસ્દી વિષે મહંત વાત કરે છે એમ માનીને રાજસિંહ બોલ્યો.

જવાબની પરવા વિના મહંત ઝડપથી દરવાજા તરફ આગળ વધ્યા. રાજસિંહ તેમની પાછળ પાછળ ચાલ્યો. દરવાજામાં પેસતાંજ મહંતે સર્વગ્રાહી દૃષ્ટિ બહાર ફેંકી.

સામે બાજુમાં જ એક ગાડું તરતનું છૂટેલું દેખાતું હતું. તેમ બે કમાડ અને એક બાવો હતાં. બાવાની પીઠ મંદિરના દરવાજા તરફ હતી.

'એ જ ભીમગિરિ.' મહંતે મનથી નિર્ણય કર્યો.

'ભીમગિરિ!' તેમણે હાક દીધી.

'જી,' કહેતા ભીમગિરિ ગાડામાં ઉભા થયા અને દરવાજા તરફ મુખ ફેરવી ઉભા.

મહંતને જોઇ તેમણે બે હાથ જોડયા. મહંતે સામેથી હાથ જોડી તેમના નમસ્કાર ઝીલ્યા.

ભીમગિરિના મુખ પરનો પ્રભાવ કાયમ હતો. મહંતના મન પર ભીમગિરિના દેખાવે અણધારી અસર ઉપજાવી.

'અધિકારભ્રષ્ટ છતાં કેટલો ગૌરવ પૂર્ણ ?' તેમણે મનમાં વિચાર્યું.

ભીમગિરિને જેવા જોવા ધારેલા તેવા તેમને મહંત જોઇ શકયા નહિ. ચામર, કંગાલિયતને પ્રાપ્ત થએલા અને પડી ગએલી મુખમુદ્રાવાળા ભીમગિરિ જોવાની તેમણે આશા રાખેલી પણ તે તો વ્યર્થ ગઇ.

મહંત ભીમગિરિની વધુ નજીક ગયા. પદભ્રષ્ટ છતાં ભીમગિરિ એક વખતનો મહંત હતો. તેમ તેમનો સત્કાર કરવા જેટલી દરકાર પણ મહંત ન કરે, એ બનવું અસંભવિત હતું.

ગાડામાંથી ઉતરતા ભીમગિરિને મહંતે બાથમાં લઇ લીધા. ભીમગિરિનું મુખ તેવું ને તેવું જ પ્રભાવશાળી હતું. રજમાત્ર ફેર પણ મહંતના આ સ્વાગતથી ન પડયો; ન હર્ષ થયો, ન ગ્લાનિ થઇ. ભૂત કાળનો વરણાગનો મહંત આજે બંદીવાન બની સિદ્ધપુરના મહંતને ભેટતો હતો. ન હતી તેનામાં દિલગીરી, ન હતી હર્ષની લાગણી.

'ભીમગિરિ! આપણા સમાજની સીમાઓ ઓળંગવાનું તમે પાપ કર્યું છે.' દોષિત તરફ ઘૃણાથી ન જોતાં મહંતે પ્રસ્તાવ રજુ કર્યો.

'થયું હશે.' બેદરકારીથી ભીમગિરિએ કહ્યું.

'મારા આદેશનો અનાદર કરવા બદલ તમને વધુ પડતી તકલીફ આપી હોય તો તે માટે હું દિલગીર છું. મિત્ર તરીકેના આપણા ધર્મો ફરજથી પર હોવા જોઇએ એમ હું માનું છું અને એ જ કારણે સિદ્ધપુરની ગાદીના અધિપતિનું અપમાન કર્યા બદલ તમને મારે આ કડવી સજા આપવી પડી છે.'

'કડવી નથી. મહંતશ્રી! યોગ્ય જ શિક્ષા છે.' ભીમગિરિએ વળતો જવાબ આપ્યો.

'તમે આ સજામાં યોગ્યતા જુઓ છો ?'

'એક રીતે.'

'કયી રીતે ?'

'મારી લાયકાત કરતાં વધારે મોટું કામ કરવાનું મેં માથે લીધું હતું. એ રીતે હું શિક્ષાને પાત્ર છું.'

'એવું કયું કામ હતું ?'

'વાલમને ઠાકરડાઓથી નિર્ભય કરવાનું.' ભીમગિરિએ કહ્યું. મહંત વિચારમાં પડ્યા. એટલે ભીમગિરિએ આગળ ચલાવ્યું. 'પણ તે કાર્યને માટે ખરેખર લાયક હું ન હતો, એમ મને લાગે છે. શક્તિ બહારનું કામ કરનારને શિક્ષા સહન કરે જ છૂટકો.'

'ભીમગિરિ! ઠાકરડાઓનો પક્ષ લઈ તમે ગામને હેરાન કરવાની તદબીર રચતા હતા, એવો તમારા પર આરોપ હતો.' મહંતે શિક્ષાનું કારણ કહેવાની શરૂઆત કરી.

'હોઈ શકે. ઠાકરડાઓને શરણ આપી મેં પ્રાયશ્ચિત્ત કરાવી તેમને સુખી બનાવવાની આશા આપી હતી.'

'સ્ત્રીઓની છેડતી કર્યાના તમારા પર આરોપ આવ્યા છે.'

'એ પણ હશે.'

'હશે કહી તમે શું કહેવા માગો છો?'

'મારા મનમાં ઉગેલા વિચારોને પવિત્ર માની મેં કાર્ય કર્યાં છે, તે બીજાની નજરે અપવિત્ર ભાસે, એમાં નવાઈ નથી.'

'તમે પવિત્ર માની કરેલાં કૃત્યો બીજાની નજરે અપવિત્ર ભાસે?'

'હા, ઘણી વખત એવું બને છે.' બેદરકારીથી ભીમગિરિએ કહ્યું.

'તમારા પરના આરોપો તમે કબૂલ કરો છો?'

'કબૂલ કરવામાં મને લાભ કે હાનિ નથી.'

'એટલે?'

'કબૂલ કરી લઉં તો હું જૂઠું બોલ્યો ગણાઉં અને સાચું કહું તો આપણી આખી જમાત દોષિત ગણાય.'

'શી રીતે?'

'વગર તપાસે, વગર વિચારે આદેશ આપી અમલ કરાવે છે તે રીતે.'

'એટલે જમાતે વગર વિચારે કામ કર્યું છે એમ તમે કહો છો?' ગાડા પર એક હાથે ટેકો લેતાં સિદ્ધપુરના મહંત બોલ્યા.

'હું એમ માનું છું.'

'મારા પ્રથમ આદેશનું તમે અપમાન કર્યું એ જ જમાતને મન મોટો ગુન્હો હતો.'

'મને આપનો એક જ આદેશ મળ્યો છે અને તે આજે. તે પૂર્વે કોઈએ મને કદિએ આદેશ પહોંચાડ્યો નથી.'

'સિદ્ધપુર આવી તમારા પરના આરોપોનો જવાબ આપી જવા માટેનો આદેશ તમને મળેલો?'

'ના. કદિ નહિ.' મક્કમતાથી ભીમગિરિએ કહ્યું.

મહંત સ્થિર નજરે ભીમગિરિ તરફ જોઇ રહ્યા. સંધ્યાનું તેજ ઓછું થતું વિલીન થવાની તૈયારીમાં હતું.

'ચાલો.' કહી મહંતે દરવાજા તરફ ચાલી ભીમગિરિને પાછળ આવવા સૂચવ્યું.

ભીમગિરિ તેમની પાછળ મઠમાં ગયો. મધ્યવર્તી ખંડમાં મહંતે ભીમગિરિને એક સાદા આસનપર બેસવા સૂચના કરી અને પોતે પણ તેવા જ સાદા આસન ઉપર બેઠા.

'મહંતશ્રી! મારાથી આસન ઉપર નહિ બેસી શકાય.'

'કેમ?' આશ્ચર્યથી ભીમગિરિ તરફ જોતાં મહંત બોલ્યા.

'હું પદભ્રષ્ટ મહંત છું.' ભીમગિરિએ યાદ દેવડાવી.

'એ વાત વરણાગના મઠની. અહીં તો આ આસને બેસવા તમને બાધ ન હોઇ શકે.' મહંતે ખુલાસો કર્યો.

'મહંતશ્રી! હું દિલગીર છું. મારાથી આસનનો સ્વીકાર નહિ થઇ શકે.' કહેતાં ભીમગિરિ જમીનપર બેસી ગયા. મહંતને ભીમગિરિની દયા આવી. તેની કહેલી હકીકત જો સાચી હોય તો નિર્ણય કરવામાં પોતે મહાન ભૂલ ખાધી હતી એવું તેમને લાગવા માંડયું.

'ભીમગિરિ!'

'જી.'

'પ્રથમનો કાસદ તમને મળ્યો જ નથી?' વધુ ગુંચવાતા મહંત બોલ્યા.

'ના જી, જુઠું બોલવામાં હું પાપ માનું છું.' ભીમગિરિએ કહ્યું. સિદ્ધપુરના મહંત ઉઠયા. બહાર આવી તેમણે હાક મારી.

'મોહનગિરિ!'

'જી.' કહેતો મોહનગિરિ લહીઓ તેની ઓરડીમાંથી બહાર આવ્યો.

'ભીમગિરિ પર પ્રથમ આદેશ લઇ જનાર કાસદને બોલાવો.'

'જી.' કહી મોહનગિરિ ગયો અને થોડીવારે રાજબા અને રાજસિંહના એક વખતના પ્રવાસના સાથીને બોલાવી લાવી તેણે મહંત આગળ હાજર કર્યો.

'આદેશ, ગુરુદેવ!' નમન કરતાં કાસદ બોલ્યો.

'આવ, અંદર.' કહી મહંતે તેને પોતાના ખંડમાં બોલાવ્યો. કાસદ અંદર ગયો અને બારણાની બાજુમાં હાથ જોડી ઉભો.

'ઓળખો છો, આ કોણ છે?' મહંતે ભીમગિરિ તરફ હાથ કરી કાસદને પૂછયું.

કાસદે ધારી ધારીને ભીમગિરિ તરફ જોયું. પણ કોઇ વખત તેમને જોયા હોય તેવો ખ્યાલ તેને આવ્યો નહિ.

'ના જી, હું તેમને નથી ઓળખી શકયો.' કાસદે કહ્યું.

મહંતની મુખમુદ્રા પર ક્રોધની આછી રેખાઓ આવી અને ચાલી ગઇ.

'વરણાગનો સંદેશો તેં કોને આપ્યો હતો?'

કાસદ બોલ્યો નહિ.

'કેમ જવાબ નથી દેતો?'

'ગુરુદેવ!......' બોલતાં કાસદની જીભ અટકવા માંડી.

'શું છે? સાચું કહેજે.' મહંતે સત્ય હકીકત જણાવવા કાસદને કહ્યું.

'ગુરુદેવ! ગુન્હો માફ કરશો.' કાસદે લથડતી જીભે કહ્યું.

'કહી દેને શું થયું તે?'

'હું વરણાગ ગયો નહતો.' કાસદે કહ્યું.

'ત્યારે?'

'મારી સાથે જે ભાઈ ઘોડેસવાર હતા તેમને પેલી ઘોડેસવાર બાઇએ સંદેશો પહોંચાડવા મોકલ્યા હતા.'

'તું કયાં ગયો હતો?'

કાસદ ન બોલ્યો.

'કેમ અટકે છે?'

'મને...મને...બેભાન બનાવ્યો હતો.' કાસદે ચોખવટ કરતાં કહ્યું.

'કોણે?'

'પેલી બાઇએ દૂધમાં મને કંઇક આપી બેશુદ્ધ બનાવ્યો હતો.' કાસદે કહ્યું અને મહંત વિચારમાં પડ્યા.

'જા.' થોડીવારે વિચારને અંતે તેમણે કાસદને રજા આપી.

મહંતના મુખ પર પશ્ચાત્તાપની રેખાઓ સ્પષ્ટ તરી આવતી ભીમગિરિએ જોઇ. ખેદની લાગણીએ તેમના મુખ પર સામ્રાજ્ય છાયું હોય તેમ ભીમગિરિને લાગ્યું. અબોલ મહંત તરફ બે દરકારીથી જોવાનો ડોળ કરતાં ભીમગિરિ બોલ્યા. 'મહંતશ્રી! માનવી માત્ર ભૂલ કરે છે. શોક અને પશ્ચાત્તાપ હવે નકામાં છે.'

'ભીમગિરિ! મારી ભૂલ સમજાતાં મને રાજબાની કુટિલતાનું ભાન થાય છે.' મહંતે કહ્યું.

'જી.' કંઈપણ મત ન ઉચ્ચારતાં ભીમગિરિ બોલ્યા.

'રાજબા મારી સાથે પ્રપંચ રમી ગઈ.'

ભીમગિરિ ન બોલ્યા.

'ભીમગિરિ !' મહંતે ભીમગિરિને પૂછયું 'તમારા પરના આરોપો રાજબાએ મૂકેલા છે. તે સાચા હોવાનું તમે કબૂલ કરો છો?' ખાત્રી કરતા હોય તેમ મહંત બોલ્યા.

'રાજબાની દષ્ટિએ આપે કહ્યા તે આરોપો સાચા છે, મારી દષ્ટિએ નહિ.' ભીમગિરિએ ચોખવટ કરી.

'રાજબાને તમે મઠમાં આવી રહેવાનું કહેલું?'

'હાજી, સાધ્વી બની મઠમાં રહ્યા સિવાય તેને બીજો આરો નથી.' ભીમગિરિએ કહ્યું.

'તમારી તેના પર કુદષ્ટિ હોવાનો તે એકરાર કરતી હતી.'

'ગેરવાજબી ગણાય.' ભીમગિરિએ કહ્યું.

'અલકા કોણ છે?'

'તેનું શું?'

'તેની સાથે નીચ વ્યવહાર ચલાવ્યાનું તમારા પર રાજબાએ તહોમત મૂક્યું છે.' હકીકતોની ચોખવટ કરતાં મહંત બોલ્યા.

ભીમગિરિ વિચારમાં પડયા, 'સતી સ્ત્રીની પરીક્ષા માટે કરેલી કુચેષ્ટાનો બદલો તો આ શિક્ષાથી નહિ વળતો હોય?'

'મહંતશ્રી! વાત ખોટી છે તેમ સાચી પણ છે. તેના પતિની માનસિક માંદગીના નિવારણાર્થે મેં પ્રયોગ કર્યો. બાઈની કસોટી કરી. બાઈ કુંદન સમાન નીવડી અને તેના પતિનો અસાધ્ય માનસિક રોગ સાધ્ય બન્યો. નીચ વ્યવહાર મેં ચલાવ્યો નથી. તે બાઈએ તેવો નીચ વ્યવહાર નિભાવ્યો નથી.' ભીમગિરિએ ચોખવટ કરી.

'ઠાકરડાઓનું શું છે?' મહંતે પૂછયું.

'મનુષ્ય તરીકેની મારી ફરજ હું બજાવતો હતો. પાપના ઢગલામાં ડુબી ગએલા આગેવાન ભારમલને પ્રાયશ્ચિત્તથી સુધારવાનો મેં પ્રયત્ન આદર્યો. ઠાકરડાઓ મારા તરફ આકર્ષાયા. તે સિવાય બીજું વિશેષ મેં કાંઇ કર્યું નથી.'

'ગામ પર ત્રાસ લાવવાનું કાવત્રું ઠાકરડાઓ સાથે મળી તમે કરતા હતા, એવો રાજબાએ તમારા પર આરોપ મૂક્યો છે.'

'રાજબા ધારે તે આરોપ મારા ઉપર મૂકી શકે છે.'

'કારણ?'

'મારી નાની વયમાં મેં તેનું કાર્ય કરી આપ્યું છે, તેના મનનું સમાધાન કરી આપ્યું છે, પણ સાથે સાથે ભવિષ્ય ભાખી આપ્યું છે કે, તેણે મારા મઠમાં આવી રહેવું પડશે. મારું એ ભવિષ્ય સાચું ન પડે, હું મઠાધિપતિ ન હોઉં અને તેને મારા મઠનો આશરો લેવાનો પ્રસંગ ન પડે, એવી ગોઠવણ, સર્વેશ્વરની ઇચ્છા વિરૂદ્ધ જઈ, તે કરવા ઇચ્છે છે. હું તેમાં અંતરાય નાખવા માગતો નથી.' સ્પષ્ટતા કરતાં ભીમગિરિ બોલ્યા.

'ભીમગિરિ! મેં અન્યાય કર્યો.' નમ્ર બનતાં મહંત બોલ્યા.

'મહંતશ્રી! એમાં અન્યાય નથી. વરણાગના મઠના કીંગરનાં કમાડ, તે મઠનો નાશ થતાં વેડફાઇ જાત, તે આ પ્રસંગ આવી પડતાં તેનો સદુપયોગ થશે.'

'પણ તમારી સ્થિતિનો આવો પલટો લાવી મેં મારી જાતને અધમ બનાવવામાં બાકી રાખ્યું ન ગણાય?' મહંતે પશ્ચાત્તાપ પામતાં કહ્યું.

'જેવી જગન્નાથની ઇચ્છા.' ભીમગિરિએ કહ્યું.

'મારી ભૂલ મારે સુધારવાની રહી. વરણાગની ગાદીએ ફરીથી તમને ધામધૂમથી સ્થાપિત કરવાની મારી ફરજ હવે મારે અદા કરવી પડશે.'

'મહંતશ્રી! એમ બનવું અશક્ય છે. વરણાગના મઠનું ભાવિ મારા નીકળવાથી પૂર્ણ થાય છે. તેનો ઉત્કર્ષ નહિ થાય પણ પતન થશે. વરણાગની ગાદી મારા ખસવાથી નિર્મૂળ બની છે.' ભીમગિરિએ કહ્યું.

'તેને ફરીથી સજીવન કરવાના પ્રયત્નો તમે કરજો.'

'નહિ જી. વરણાગની વાત વિસરી જાઓ.' ભીમગિરિએ કહ્યું.

'તો આવતી કાલે આ ગાદી પર સ્થાપિત થાઓ.'

પોતાની ગાદી તરફ આંગળી કરતાં મહંત બોલ્યા.

'શાન્તમ્ પાપમ્. મહંતશ્રી! એ શું બોલ્યા? મને એ મોહ નથી.' ભીમગિરિએ ક્ષોભ પામતાં કહ્યું.

'પણ મારી ભૂલનો મારે ભોગ બનવું જ રહ્યું.' નમ્રતાથી મહંતે કહ્યું.

'મહંતશ્રી! ભીમગિરિને મહંત બનવાનું હશે તો ગાદી તેને શોધતી આવશે. આપનો પશ્ચાત્તાપ વ્યર્થ છે.'

'ભીમગિરિ! મેં તમારાપર ન કરવાની કરી નાખી.' ઉભા થઈ મહંતે ભીમગિરિને બાથમાં લઇ ઉઠાડતાં કહ્યું. તેમના મુખપર સાચે જ પશ્ચાત્તાપ તરવરી રહ્યો હતો.

'વિધિનું વિધાન. હું કે તમે શું કરી શકનાર છીએ?' મહંતના પશ્ચાત્તાપનો જવાબ આપતાં ભીમગિરિ બોલ્યા.

રાત્રિનો પ્રથમ પ્રહર શરૂ થયાનાં ચોઘડીઆં દૂર દૂરથી વાગતાં સંભળાયાં.

# પ્રકરણ ૩૬ મું
## અગ્નિતાંડવ

'શું કરી આવ્યા સોહનસિંહ?' સોહનસિંહ અને બાકીના ભીમગિરિને ગાડામાં સિદ્ધપુર તરફ રવાના કરી વાલમ આવ્યા કે તરત જ તેમને જોઈ રાજબાએ પૂછ્યું.

'બધું સીધે સીધું ઉતરી ગયું. ભીમગિરિ તાબે થઈ ગયા. ગામલોકો વિરૂદ્ધ પડ્યા પણ તેમનું કંઈ ચાલ્યું નહિ. કમાડ સાથે ભીમગિરિને ગાડામાં સિદ્ધપુરને માર્ગે મોકલી અમે અહીં આવ્યા છીએ.' વિજયની વાત કરતાં સોહનસિંહ જોરથી બોલતો હતો.

'સારૂં થયું એ પણ." રાજબાએ કહ્યું.

સામંત ત્યાં હાજર હતો, તેણે કહ્યું. 'રાજસિંહ વિના તારૂં ગાડું અટકી પડશે, રાજબા!'

રાજબા કંઈ બોલી નહિ.

'કેમ ન બોલી, રાજબા? રાજસિંહ વિના તું આજે શું કરીશ?' ફરીથી સામંતે કહ્યું.

'રાજસિંહને મેં જાતે જ સિદ્ધપુર જવા કહ્યું હતું. આજે તેની જરૂર અહીં નથી.' બેપરવાહ બની રાજબાએ જવાબ આપ્યો.

'અમારી જરૂર ક્યારે પડશે?' સોહનસિંહે પૂછ્યું.

'રાત્રે, પહેલા પહોર પછી.' રાજબાએ કહ્યું.

'ત્યારે અત્યારે અમને રજા છે?'

'હા, જાઓ.' રાજબાએ કહ્યું અને સોહનસિંહ તથા તેના સોબતીઓ ચાલતા થયા.

'સોહનસિંહ!' રાજબાએ સોહનસિંહને પાછો બોલાવ્યો.

'કેમ?'

'તમારે બધાએ આજ રાત્રે મહેરામણની સાથે રહેવાનું છે.' રાજબાએ કહ્યું.

'ભલે.' કહી સોહનસિંહ ચાલતો થયો પણ તેના મનમાં રાજબાની આ વાત ખૂબ ઘોળાયા કરી.'મહેરામણે રાજબાનો સાથ વળી ક્યારે સ્વીકાર્યો?'

સાંજ પડી. મહેરામણ, સામંત અને રાજબાની ત્રિપુટીએ આવી પડનાર મહાન કાર્ય માટે રીતસરનો કાર્યક્રમ ઘડી કાઢયો. રાત્રિનો બીજો પ્રહર થતાં ભૂત ડેખા દે અને બારમલના વાસ જોડેનો બીજો વાસ સળ-

આવે. તે કોલાહલ સાંભળી બીજા વાસના ઠાકરડાઓ ત્યાં બચાવ કરવા માટે આવે તેમને સોહનસિંહના અર્ધા સાથીઓએ હેરાન કરવા, મારવા, નસાડવા અને બાકીના અર્ધા સાથીઓએ તે પછીના વાસમાં ભૂતને સરળ થઈ પડે તેવી તૈયારીઓ કરવી. તે વાસ સળગતાં સાથીઓએ ઠાકરડાઓ સાથે મારામારીઓ–તોફાન આદરવાં. કપાઈ જાય તે તેમના જાનથી જાય. કાપાકાપીમાં બાળક, વૃદ્ધ કે સ્ત્રીનો વિચાર સરખો પણ કરવો નહિ. ઠાકરડા નામે કોઈ પણ હોય તેને ભારેમાં ભારે શિક્ષા કરવા સાથીઓએ તત્પર રહેવું એવી ગોઠવણ કરવામાં આવી. રાત્રિનો ત્રીજો પ્રહર પૂરો થતાં એ અગ્નિતાંડવ અને એ કાપાકાપી શાંત થઈ જવાં જોઈએ. બીજા દિવસનો સૂર્યોદય ગામની શાંતિમાં અને સ્વાસ્થ્યમાં ઉગે, એવી રીતની તકેદારી તે ત્રિપુટીએ આ ગોઠવણમાં રાખી હતી.

ગાંગજીભાઈ આવ્યા અને રાજબાએ આખો કાર્યક્રમ તેમને સમજાવ્યો.

'રાજબા! બધું ખરૂં પણ એ ભૂત શું?'

'ગાંગજીકાકા! તે માટે તમારે વધારે વખત ગુંચવાવું નહિ પડે. સવાર પહેલાં તેનો ભેદ તમારી આગળ ખુલ્લો થશે.' રાજબાએ કહ્યું.

થોડીવારે ઘેલાશા આવ્યા. ગાંગજીભાઈએ તેમને એ યુવાન ત્રિપુટીની કાર્યપદ્ધતિ રમુજી રીતે કહી સંભળાવી. કહેતા જાય અને હસતા જાય. ઘેલાશા પણ હસતા જાય અને સાંભળતા જાય.

'અરે, પણ ગાંગજીભાઈ! રાજબા આ 'ભૂત' કયાંથી પકડી લાવી?' હસતાં હસતાં તેમણે કહ્યું.

'ભગવાન જાણે ભાઈ! ગજબની છે એ તો.'

'છે જ તો. આપણે કયાં નથી જાણતા?'

પ્રથમ પ્રહર પૂરો થયા પહેલાં મહેરામણ ત્યાંથી ઉઠયો અને સોહનસિંહ તથા તેના સાથીઓને તૈયાર કરવા નીકળી પડયો. જતાં જતાં તેણે રાજબાને કહ્યું. 'રાજબા! એ ભૂત ઉપર આપણો આધાર છે એ ન ભૂલવી.'

'ભલે.' કહી રાજબાએ તેને નચિંત બનાવ્યો.

'અમારી જરૂર હોય તો રાજબા! કહેજે.' ગાંગજીભાઈએ કહ્યું.

'સવારે તમારી જરૂર પડશે, તે વખતે હાજર રહેશો.' હસવાનો ડોળ કરતી રાજબા બોલી.

'અને સામંત! તું શું કરીશ?' ઘેલાશાએ પૂછ્યું.

'એ ભૂતનો સાથી બનશે.' રાજબાએ કહ્યું. સામંત કંપી ગયો.

બન્ને ગયા. સામંત અને રાજબા એકલાં રહ્યાં.

'સામંત !'

'કેમ ?'

'તારે ભૂતની સાથે રહેવું પડશે.'

'ના, મને એ ન ફાવે.'

'મોતથી ડરે છે ?'

'મોતથી નહિ, પણ તેના ભયંકર દેખાવથી.' સામંતે કહ્યું.

'વાલમ ખાતર એટલું સહી લેવું પડશે. રાજસિંહ આજે અહીં હોત તો વને એ કાર્ય ન સોંપત.'

સામંત ન બોલ્યો.

'કેમ મૂગો રહ્યો ?'

'મને એ નહિ ફાવે.'

'વાલમ ખાતર તારે એ કરવું પડશે.' આગ્રહથી રાજબાએ કહ્યું.

'પણ શવજી એકલો તે કાર્ય કરશે તો ?'

'એ પણ આખરે માણસ છે. ત્રણે વાસમાં પહોંચી વળવાની તેની શક્તિનો આપણે વિચાર કરવાનો છે. સહાય વિના તે થાકી જાય, ફીક્કો પડી જાય અને એમ થતાં તેની ભયંકરતા ચાલી જાય તો ઠાકરડાઓ બધો ભેદ પામી જાય.' વસ્તુ સ્પષ્ટ કરતાં રાજબા બોલી.

'ભલે.' સામંત બોલ્યો તો ખરો, પણ તેના દીલમાં હજી ડર હતો.

'સામંત ! ડર હોય તો કાઢી નાખ. અત્યારે જ તને ખરા શવજીનાં તેના સાચા રૂપે જ દર્શન કરાવું એટલે તને એ ડર રહે નહિ.'

'શવજીને ક્યાં રાખ્યો છે ?' સામંતે શવજીને રાજબાના ઓરડામાં જ જોવાની આશાથી આમ તેમ જોવા માંડ્યું.

'અહીં નથી.'

'ત્યારે ?'

'હમણાં આવશે.'

બે પળ નહિ વીતી હોય ત્યાં માથે એક પોટકી ઉપાડી એક સાધારણ માણસને ડાદર ચઢતો સામંતે જોયો. રાજબાએ કહ્યું. 'મેં શું કહ્યું હતું ?'

'શું આ શવજી છે ?'

'શી...' આવનારે નાકપર આંગળી મૂકી સામંતને બોલતો બંધ રહેવાની સંજ્ઞા કરી.

'તું નથી ઓળખતો ?' રાજબાએ પૂછ્યું.

સામંતે ધારી ધારીને જોયું. એ મુખ તેને પરિચિત હતું, પણ શવજીનું હશે તેમ તો રાજબાના કહેવાથી તેણે માન્યું. સામંત ઊભો થયો. ડાફર ચઢી રહેલા શવજીને તેણે બાથમાં લીધો.

'ભાઈ !'

'સામંત !' કહી શવજી તેને ભેટી પડયો.

અંતરનાં હેત ઉભરાઈ આવ્યાં અને બન્ને જણાઓએ મૂગા રહી હર્ષાશ્રુથી આંખો ભીંજવી દીધી.

રાજબા તેમને વાતો કરવા દેવા ઇચ્છતી નહતી.

તેણે ઉતાવળથી કહ્યું. 'શવજી ! સમય થઈ ગયો છે.'

'તૈયાર છું. તમે નીચે ઉતરી જાઓ.' માથાપરની પોટકી નીચે ઉતારતા શવજી બોલ્યો.

રાજબા અને સામંત નીચે ઉતર્યાં.

થોડીવાર બાજુના ઘરની ઓશરીમાં ઉભાં રહ્યાં ત્યાં 'ધબ ધબ' અવાજ કરતું કોઈ ડાફર ઉતરવા માંડયું.

'સામંત ! તૈયાર થા,' રાજબાએ કહ્યું.

'કેમ ?'

'ભૂત તૈયાર થયું છે.' રાજબા બોલી રહી ત્યાં તો બારણામાં શવજીનું માથું જણાયું.

તેનો દેખાવ જોઈ શવજીને ક્રમકમાં આવી ગયાં. રાજબાએ આડું જોયું. ઠાકરડાઓનું નિકંદન કાઢવા તૈયાર થએલા એ ભૂતમાં બન્ને ભાઈબેને ભયંકરતા નિહાળી.

'હું સાથે નહિ જઈ શકું, રાજબા !' છેલ્લી ઘડીએ સામંતે કહી દીધું.

'હવે શું થાય ?' સામંતના જવાબથી હતાશ થતી રાજબા બોલી.

'બીજું કામ તું કહે તે કરવા તયાર છું.'

'તો જા ગાંગજીકાકાને જઈ કહે કે, શવજીના બચાવ માટે બસો હથીઆરબંધ માણસો તૈયાર કરે.' એકાએક વિચાર આવતાં રાજબાએ કહ્યું.

સામંત દોડયો ગાંગજીભાઈને સમાચાર કહેવા.

'તેમને સાથે લઈ તું પહેલા વાસમાં આવી જા.' દોડતા સામંતને રાજબાએ કહ્યું.

'રાજબા !' શવજીનું માથું બોલ્યું.

'કેમ ?' આડું જોઈ રાજબા બોલી.

'બધું તૈયાર છે ?'

'હા, બધું તૈયાર છે.'

'જાઉં છું ત્યારે.'

'જાઓ.' રાજબાએ કહ્યું અને એક કારમી ચીસ સંભળાઈ.

'ઇ...હી...ઇ...ઇ.' રાજબાએ કાને હાથ દઇ દીધા.

મહેરામણ તેના માણસો સાથે તૈયાર હતો. ભૂતને દૂરથી આવતું જોઇ તે અને ભાથીઓ ભડકી ઉઠયા.

'માર્યા' સોહનસિંહથી બૂમ પડાઇ ગઈ.

'સોહનસિંહ ! ગભરાશો નહિ.' સોહનસિંહનો હાથ બીકમાં જોરથી દાબતાં મહેરામણ બોલ્યો.

ભૂતની ભયંકરતાએ દરેક જોનારનાં હાંજાં ગગડાવી દીધાં. મહેરામણ, સોહનસિંહ અને બીજા ભાથીઓ ઠાકરડાવાસને નાકે ઉભા હતા તેમણે નજીક આવતા ભૂતથી પોતાનાં મુખો અવળાં ફેરવી દીધાં. પૂર ઝડપે ભૂત દોડયું આવતું હતું. હાથમાંની મશાલ ભડભડ સળગી રહી હતી. ધડ સિવાયનું હવામાં અદ્ધર દોડતું માથું કારમી ચીસો પાડતું હતું. સાંભળનાર દરેક બીકનાં માર્યાં પોતપોતાના જીવની સલામતીની ચિંતામાં પડયાં હતાં.

ભૂત વાસમાં પ્રવેશ્યું. મહેરામણ અને તેના માણસોએ થોકબંધ ઘાસ મહોલ્લાના નાકે ભેગું કરી દીધું હતું.

'ઇ...હી...ઇ...ઇ.' ચીસ પાડી ભૂતે ઘાસનો પૂળો ઉપાડયો અને પહેલા ઘરના બારણામાં મૂકી મશાલ ચાંપી. ભડભડ પૂળો સળગી ઉઠયો અને સાથે સાથે માટીના એ ઝુપડાનું લાકડાનું બારણું સળગી ઉઠયું.

એક, બે ત્રણ એમ અનુક્રમે ભૂતે ઝુંપડાં સળગાવવા માંડયાં. ઘરમાં પુરાએલાં સ્ત્રી, બાળકો અને પુરુષો બહાર નીકળી શું થાય છે તે જોવાનો પ્રયત્ન કરતાં તો ભૂતને જોઇ તેનાથી બચવા ઝુંપડામાં પાછાં સંતાઈ જતાં. કેટલાંક સાવચેત સ્ત્રી પુરુષો પોતાનાં બાળકો સાથે ઝુંપડાં ત્યજી બહારના ચોગાન તરફ નાસી છૂટતાં. ગઈ કાલે ભારમલજીના વાસની થએલી સ્થિતિ નજરે નિહાળનારાઓ જેમ બને તેમ ઝુંપડાંથી દૂર ને દૂર નાસવા પ્રયત્ન કરતા, પણ તેમને હોંશમાં આવેલા મહેરામણના માણસો કતલ કરતા, ઘાયલ કરતા, ઝાડ સાથે બાંધી દેતા, બૂમાબૂમ અને રોકકળ થઇ રહી. વીજળીની ઝડપે આખા વાસમાં ભૂત ફરી રહ્યું હતું. ભાથીઓઓ પણ હવે તો ભૂતને ઝુંપડાં સળગાવવામાં સહાય કરવા માંડી હતી.

આખો વાસ સળગી ઉઠયો. ભાગ્યે જ કોઇ બચીને બહાર નાસી જવા પામ્યું હતું.

બીજા વાસમાં ભૂત ગયું કે, ગાંગજીભાઈ તથા બીજાં ઘણાં હથીઆરબંધ માણસોને લઈ સામંત આવી પહોંચ્યો હતો. વળી તે વાસના ઠાકરડા પણ જોરેના વાસમાં વીતી ગએલી હકીકતથી વાકેફ બની નાસવાની તૈયારીઓ કરી રહ્યા હતા. કેટલાક નાસી ગયા હતા અને કેટલાક ભયના માર્યા અંદરથી બારણાં બંધ કરી ઘરોમાં ભરાઈ બેઠા હતા. મહેરામણ અને ગાંગજીભાઇના માણસોએ નાસતાં માણસોને પૂરા કરવામાં તકેદારી રાખી, તો પણ ચતુર ઠાકરડાઓ નાસી જવામાં વધારે સફળતા મેળવવા લાગ્યા. ઘરોની ઓથ પાછળથી સાંકડા નાળ જેવી વાડની કેડીમાંથી તેઓ ચાલાકીથી સરકી જઈ પોતાના જીવ બચાવતા હતા. હાથ પડતા તે માર્યા જતા હતા. નાસી જનારાઓ ગામ છોડી દૂરના દૂર ભાગતા હતા. ઘરોમાં સંતાઇ પેઠેલા અગ્નિદેવનો ભોગ બનતા હતા. બન્ને વાસ ભડભડ સળગી ઉઠયા. અગ્નિદેવ પૂર્ણ રીતે પોતાનો પંજો અજમાવી રહ્યા હતા. ભૂતની ભયાનકતા એ મહાકાય અગ્નિની સાંનિધ્યમાં વિશેષ ભયાનક બની રહેતી હતી. કોઇથી તેની તરફ નજર દોડાવી શકાતી નહતી.

બે વાસ સળગાવી ભૂતે ત્રીજા વાસમાં પ્રવેશ કર્યો, પણ અરે! અહીં તો બચાવના રીતસરના મોરચા મંડાઈ ચૂકયા હતા. પહેલા વાસમાં બનેલી હકીકત જાણી ચૂકેલા હરભમે બીજા અને ત્રીજા વાસ્તે તૈયાર થવાની હાકલ કરી દીધી હતી. પરિણામે બીજા વાસના કેટલાક બચવા પામ્યા હતા, પણ ત્રીજા વાસમાં તો લગભગ બસો માણસ હથીઆરસહ નાકામાં જ તૈયાર થઇ ઉભું હતું.

ઠાકરડાઓને જોતાં જ ભૂતે ભયંકર ચીસ નાખી 'ઇ...હી...ઇ...ઇ.' અને સામે ધસી આવતા ઠાકરડાઓની હિંમત ઓસરવા માંડી.

'શું જુઓ છો?' હરભમે બૂમ મારી અને છેટેથી તરવારનો છૂટો ઘા તેણે ભૂત ઉપર કર્યો. ધડ વિનાનું ડોલતું માથું એકાએક ઉછળ્યું અને વેગથી છૂટીને જતી તરવાર પકડવા એક અદૃષ્ય હાથ હવામાં વીંઝાયો. તરવાર પકડાઇ. 'ઈ...હી...ઇ...ઇ.' ફરીથી એક ચીસ પાડી ભૂતે હરભમ ઉપર હુમલો કર્યો.

'ઓ બાપરે!' હરભમથી ચીસ પડાઈ ગઈ અને તે બે ડગલાં પાછો ખસ્યો. હરભમની જ તરવાર ભૂતના હાથમાંથી છૂટી અને પાછા ખસતા હરભમના ડાબા ખભા પર ઘા કરી ભોંય પછડાઈ. જોનારાઓએ જોયું કે હરભમનો ડાબો હાથ તેના શરીરથી છૂટો પડી ગયો હતો.

બાકીના ઠાકરડાઓ નાઠા. નાસતાં નાસતાં એક જણે છૂટો ભાલો ભૂત તરફ ફેંક્યો. ફેંકાએલા ભાલાની અણી માથા નીચે ગરદનનો ભાગ હોય તે જગાએ જોરથી અફળાઈ. એક ચીસ ફરીથી પડી. 'ઇ...હી...ઇ...ઇ.' અને જેમ તેમ કરીને ઉભા રહેવાની હામ ભીડનારાઓની પણ હિંમત ઓસરી ગઇ. બધા ઠાકરડાઓ નાઠા. ભાલાનું ફળ ભૂતની ગરદનમાં ઘુસી ગયું હતું, પણ તે દેખાતું નહતું. ફક્ત ભાલાનો હાથો માથાની આગળ ઉંચોનીચો થયા કરતો હતો એટલુંજ જોનારાઓને દેખાતું હતું.

પછી તો ઉપરા ઉપરી ચીસો પડવા માંડી.

'ઇ...હી...ઈ...ઇ.' અને નાસતાં ઠાકરડા સ્ત્રીપુરૂષો અને બાળકો એ ચીસો સાંભળી ત્રાસ પામી પોતાના કાન બંધ કરી દેતાં હતાં.

ઘાયલ થએલું ભૂત હજુ જોરમાં હતું. સાથીઓની અને સહાયે આવેલા બીજા હથીઆરબંધ ગ્રામજનોની મદદથી તેણે ત્રીજો વાસ પણ સળગાવી દીધો.

ગામ ફરતા ત્રણે વાસો અગ્નિદેવની ભયંકર જ્વાળાઓના ભોગ થઇ પડયા. ઢોરઢાંખર અને માણસો જે નાસી ગયાં તે બચ્યાં અને બાકીનાં એ જ્વાળાનો ભોગ બની ગયાં. નાસનારાંઓ પૈકી પણ ઘણાં હથીઆરોનો ભોગ બની મોતને ભેટયાં અને કેટલાંક પકડાયાં. ભૂતની ભયંકર ચીસો ચારે ગમ સંભળાતી હતી. ગામ લોકો આશ્ચર્ય અને આનંદની મિશ્ર લાગણીથી આ તમાસો જોઇ રહ્યા હતા, તેઓ પણ ભૂતનો દેખાવ અને તેની કારમી ચીસો સાંભળી ત્રાસ પામી કાનમાં આંગળીઓ ઘાલતા હતા.

પણ એકાએક ભૂત અટક્યું. તેના હાથમાંથી મશાલ પડી ગઇ. તમાસો જોતા માણસો પૂરૂં વિચારે તે પહેલાં તો 'ધબ' દઇ તે નીચે પડયું.

રાજબા દોડી તેની નજીક ગઇ. તેણે જોર કરી ધડપરનું છેક ઉપરનું વેષ્ટન ખેંચીને દૂર કર્યું. અગ્નિના પ્રકાશમાં આખી માનવ આકૃતિ બધાંઓની નજરે પડી, છતાં કોઇની આગળ આવવા હિંમત ચાલતી નહતી.

રાજબાએ બૂમ મારી. 'ગાંગજી કાકા! અહીં આવો, શવજી મરણતોલ છે.'

દૂર ઉભેલા ગાંગજીભાઇ દોડી આવ્યા અને તેમની પાછળ શવજીનું નામ સાંભળી ઉભેલા સર્વ દોડી આવ્યા.

'બેટા! શવજી!' કહી ગાંગજીભાઇએ તેનું માથું ખોળામાં લીધું.

# પ્રકરણ ૩૭ મું
## પિતા પુત્ર

'બાપુ!' ધીમા પડતા અવાજથી શવજી બોલ્યો. તેણે પોતાના બન્ને હાથ ગાંગજીભાઈના ગળાની આસપાસ વીંટાળી દીધા. અધીર બનતા ગાંગજીભાઈ એ હાથોને પોતાની ગરદન પર જોરથી દાબી રહ્યા.

'બાપુ! મહેરામણ ક્યાં છે?' શવજીએ પૂછ્યું.

'બોલાવી લાવું.' કહી રાજબા ઉઠી.

સળગી રહેલા બીજા વાસ તરફથી મહેરામણ સોહનસિંહ સાથે ઝડપથી આવી રહ્યો હતો.

'મહેરામણ! દોડ.' રાજબાએ બૂમ મારી.

'કેમ?'

'શવજીની મરણની ઘડી છે.'

મહેરામણ દોડ્યો.

'ક્યાં છે શવજી?' કહેતો તે ટોળાં વચ્ચે ઘૂસવા મથ્યો.

'મેરા!' ટોળા વચ્ચેથી ગાંગજીભાઈએ તેને બોલાવ્યો.

'એ આવ્યો બાપુ!' ટોળામાં માર્ગ થયો અને મહેરામણ શવજી અને ગાંગજી પાસે જઈ ઉભો.

'ભાઈ!' શવજીએ તેને બોલાવ્યો.

'ભાઈ!' કહેતો મહેરામણ રડી ઉઠ્યો.

ગાંગજીભાઈની આંખ ભીની થઈ ગઈ.

'રડીશ નહિ ભાઈ! તારી પ્રતિજ્ઞા આજે પૂરી થાય છે. હવે તારે હસવાનો વખત છે.'

'તમે ક્યાંથી જાણ્યું?' મહેરામણે પૂછ્યું.

'રાજબાએ મને બધું કહ્યું છે.' શવજીએ કહ્યું.

'શવજી! તું મળ્યો પણ આખરની ઘડીએ. અહીં આવ્યો ત્યારે પ્રથમ મળ્યો હોત તો?' ગાંગજીભાઈએ કહ્યું.

'બાપુ! ભેદ ખુલ્લો થઈ જતાં આજના જેવું પરિણામ ન આવત.' શવજીએ કહ્યું. ગાંગજીભાઈ ચૂપ રહ્યા.

'રાજબા! શવજીને આપણે ઘરે લઈ જઈએ.' ગાંગજીએ રાજબાની સલાહ લીધી.

'ના બાપુ! મારો શ્વાસ ઘુંટાય છે. મને લઇ જવાનો વ્યર્થ પ્રયત્ન કરશો નહિ.' શવજીએ કરગરતાં કહ્યું.

ગાંગજીભાઈ રડી ઉઠયા. મહેરામણે ડુઠવો મૂકયો.

'ન રડો બાપુ! ભાઇ! મારી આખરની સ્થિતિપર આંસુ ન લાવો. જે કાર્ય માટે હું આજ સુધી જીવતો હતો તે કાર્ય આજે મેં પૂર્ણ કર્યું છે. અનેક દુઃખો સહન કર્યાં. અનેક વર્ષો રાહ જોઈ પણ છેવટે ધ્યેયપ્રાપ્તિ થતાં આજે હું સુખથી મરીશ. આજ પૂર્વે કદાચ મરણ આવ્યું હોત તો મારી સદ્દગતિ ન થાત. બાપુ! મારી પાછળ શોક કરશો નહિ, મારી પાછળ કોઇને શોક કરવા દેશો નહિ.' બોલતાં શવજીને વધારે જોર આવવા લાગ્યું.

'પાણી.' તેણે ધીમેથી કહ્યું.

મહેરામણ દોડયો. નજીકમાંથી પાણી લઈ આવ્યો.

શવજીની વાચા બંધ થતી જતી હતી.

'બા...પુ!' તેણે થોથરાતી જીભે કહ્યું.

'બેટા!' ગાંગજીભાઇએ કહ્યું.

શવજીથી બોલી શકાયું નહિ. ફકત હાથ ઉંચો કરી તેણે ચોંટેલા ભાલા તરફ પિતાનું લક્ષ ખેંચ્યું. રાજબા સમજી. શવજી ભાલો ખેંચી લેવાનું કહેતો હતો, પણ તેમ કરતાં તો તેનો જીવનદીપ વહેલો બોલાઇ જાય તેમ હતું.

'ગાંગજી કાકા! શવજી હવે થોડી ક્ષણોનો મહેમાન છે, તેને દુઃખમુકત કરો.' રાજબાએ કહ્યું.

પિતાએ પુત્રના ગળાની બાજુમાં પેસી ગએલું ભાલાનું ફળ જોર કરી ખેંચી કાઢયું. લોહીની એક શેડ છુટી અને શવજીનું પ્રાણપંખી જીવન-ધ્યેયને પર્યાપ્ત કરી અનંતને માર્ગે આગળ વધ્યું. તેનો નિર્જીવ દેહ સ્નેહીઓ અને દર્શન કરનારાઓને માટે નિશ્ચેષ્ટ અવસ્થામાં ભોંય પર પડયો હતો.

'ગાંગજી કાકા! શવજી અમર બની ગયો.' રાજબાએ ગાંગજી-ભાઇને દીલાસો દેતાં કહ્યું.

'બેન! દીકરો અમર થયો, પણ બાપને તો રણ વચ્ચે મૂકીને ચાલ્યો ગયો. કેટલાં વર્ષોથી નિર્મૂળ થએલી આશા ઘડી બે ઘડીને માટે ફળી અને પાછી સદાને માટે લુપ્ત થઇ. એના મોત કરતાં આજે મારૂં મોત મને વધુ વહાલું લાગત.' રડતે રાગે ગાંગજી બોલ્યા.

'બાપુ! એમ રડવાથી શું વળશે? આજે તો આપણે ઉત્સવનો દિન છે. શવજીભાઈએ આપણી આબરૂ સાચવી છે. ગામનું નાક સાચવ્યું છે. ગ્રામજનોની સલામતી સાચવી છે.' મહેરામણે કહ્યું.

'ન રડો, ગાંગજીભાઈ! આપણો શવજી તો સ્વર્ગે ગયો છે.'

વાત સાંભળી ઘેલાશા ઘેરથી શવજીને મળવા આવ્યા હતા. તેમણે રસ્તામાં જ શવજીના મૃત્યુના સમાચાર સાંભળી અહીં આવી ગાંગજીભાઈને આશ્વાસન આપતાં કહ્યું. 'રાજબા! શવજી વાલમમાં આવ્યો કે તરત જ તેં મને ખબર ન આપી એ સારૂં ન કર્યું.'

'કાકા! એમ કર્યું હોત તો પણ આખરે તો તમારે આજ વિયોગ હતો. વધારામાં વાલમનું દુઃખ માથે ઉભું રહેત તે જુદું.' પોતાની વાત નરમાશથી સ્પષ્ટ કરતી રાજબા બોલી.

'ગાંગજી! એમ રોકણાં રડે હવે શું વળશે? હિંમત રાખો. શવજી ખાતર જીવન ધરી નથી બેઠા. શવજી તો ઉજળો બની અમર થઈ ગયો. તેની પાછળ તમારે આંસુ પાડવાનાં ન હોય.' મોધિજીભાઈ પાછળથી આવ્યા હતા તેમણે પોચા હૃદયના ગાંગજીને ટોકતાં કહ્યુ.

'અરે મોધિજી! દુઃખ થાય છે કે, તે આવ્યો પણ તેને પૂરો જોયા પહેલાં, તેની પૂરી વાત જાણ્યા પહેલાં તે ચાલ્યો ગયો.' કંઈક હિંમત આવતાં ગાંગજી બોલ્યા.

શોક કરતા ગાંગજીભાઈ અને મહેરામણને બાજુએ હઠાવી શવજીના શબને નનામીમાં સુવાડી સ્મશાન તરફ લીધું, ત્યારે પુત્રનો બે પળનો મેળાપ પામ્યા પછી ચિર વિયોગ પામનાર ગાંગજીભાઈનું હૈયું પુત્ર સ્મરણથી વિશેષ રડી ઉઠ્યું. તેમના રૂદને અનેકને રોવડાવ્યા. ગામમાં શોકની લાગણી છવાઈ ગઈ.

---

## પ્રકરણ ૩૮ મું
## નૃસિંહગિરિની માંદગી

'રાજસિંહ! મને તાબડતોબ બોલાવવાનું શું કારણ છે?' રાજબાએ પૂછ્યું. સિદ્ધપુરના મહંતના કહેવાથી રાજસિંહ તેને તેડવા આવ્યો હતો, 'હું નથી જાણતો, પણ ભીમગિરિ ઉપર મહંતની અમી નજર છે.' રાજસિંહે કહ્યું.

રાજબા ન બોલી. તેનું મન વિચારે ચઢયું. ભીમગિરિની નિર્દોષતા સાબીત થઇ હોય તો પોતે શું જવાબ દેશે અને શું મોઢું લઇ ભીમગિરિ સમક્ષ ઉભી રહેશે ?

'ઝીંઝરનાં કમાડ ભીમગિરિએ મહંતને ભેટ આપ્યાં.' રાજસિંહે ઉમેર્યું.

'ભીમગિરિએ ભેટ આપ્યાં ?' આશ્ચર્ય પામતી રાજબા બોલી.

'હા,' રાજસિંહે કહ્યું.

'વરણાગના મઠનું ભવિષ્ય સારૂં નથી, કહી ભીમગિરિએ મહંતને ભેટ ધર્યાં.'

રાજબા સમજી. ભીમગિરિના પાસા સવળા પડતા હતા. મહંતના તેના પર ચાર હાથ હતા. તેના કથન ઉપર મહંતને અવિશ્વાસ ઉપજ્યો હશે અને તે જુઠાણાનો જવાબ માગવા તેને ત્યાં તેડાવી હશે.

'હવે ?' રાજબાએ વિચાર્યું. 'રાજસિંહ ! મારો બચાવ હું શી રીતે કરીશ ?'

'શેનો બચાવ ?'

'ભીમગિરિ વિરૂદ્ધના આરોપોનો ?'

રાજસિંહ ન બોલ્યો. એકધારી નજરે તે રાજબાના મ્હોં તરફ જોઇ રહ્યો.

'રાજસિંહ ! કંઇ બચાવ છે ?' રાજબાએ પૂછયું.

'હું શું જાણું ?' પોતાને રાજબાનો ચાકર ગણાવનાર રાજસિંહ રાજબાને શું માર્ગ બતાવી શકે ?

'રાજસિંહ ! મારી શેતરંજના વજીર ! મને સલાહ આપો. મારે શું કરવું ?' મહંતને શું જવાબ દેવો તેની સુઝ ન પડતાં રાજબાએ નમ્ર—વધુ નમ્ર થતાં રાજસિંહને પૂછ્યું.

રાજસિંહ મૂંગો મૂંગો રાજબાના ચહેરા તરફ ધ્યાનથી જોઇ રહ્યો.

'રાજસિંહ ! સિદ્ધપુરથી તમે હમણાં જ ચાલ્યા આવો છો. ત્યાંની પરિસ્થિતિથી તમે વાકેફ છો. જેમ તેમ બોલી મહંતને વિશ્વાસમાં લીધેલા તે વિશ્વાસ હવે શી રીતે ટકાવી રાખવો ?'

રાજસિંહે હજુ પણ મૌન ન છોડયું.

'રાજસિંહ ! કેમ આમ ?'

'રાજબા ! સિદ્ધપુરના મઠનું વાતાવરણ અદ્ભુત છે. તે વાતાવરણમાં બેસી તમે નિરાધાર જુઠાણું ચલાવી આવ્યાં છો, એ જ મને તો નવાઇ લગે છે. પાપી વિચાર પણ જે વાતાવરણમાં ન આવે—ન આવી શકે તે

વાતાવરણ વચ્ચે રહી તમે ખોટા આરોપો ભીમગિરિ ઉપર ચઢાવી આવ્યાં છો. તમારી હિંમતને ધન્ય છે!' મઠના પવિત્ર વાતાવરણથી પરિચિત થએલા રાજસિંહે કહ્યું.

'વતનનો સ્વાર્થ હતો, રાજસિંહ! વાતાવરણની પવિત્રતા તો મેં પણ પારખી હતી, પણ પછી મારા વ્હાલા વતન વાલમનું શું? એ વિચારે મને ભીમગિરિ ઉપરના આરોપો સજ્જડ કરવાનું સુઝાડયું. વતન ખાતર પ્રાણ જાય તેની મને પરવાહ નથી, પણ આ ખોટી વાત કહ્યાનો એકરાર મારાથી શી રીતે કરી શકાશે?'

રાજસિંહની પણ એ જ મુંઝવણ હતી.

'મારાથી સિદ્ધપુર નહિ આવી શકાય.' રાજબાએ નિર્ણય કર્યો.

'એમ ન થાય, રાજબા! ભીમગિરિપરનો મહંતનો વિશ્વાસ એથી વધી જશે.' રાજસિંહે કહ્યું.

'હું જઈ હવે ઓછો કરાવી શકું, એ શી રીતે બને એમ છે?'

'તમે નહિ જાવો એથી જ મહંત તમને પામી જશે. તમારી હાજરીની ત્યાં આવશ્યકતા છે.'

'વાતાવરણ અનુકૂળ હોય તો હું જઇ શકું. તમે કહી તે પરિસ્થિતિમાં ત્યાં જઈ હું મારી ફજેતી મારા દેખતાં ઉડાવવા નથી ઇચ્છતી. રાજબાએ કહ્યું.

'આજે નહિ તો કાલે, પણ તમે જશો તેમાં જ તમારૂં અને આપણું સાર્થક્ય છે.' રાજસિંહે કહ્યું.

રાજબા ન બોલી એટલામાં સામંત ઝડપથી આવતો સામેથી દેખાયો. નજીક આવતાં તેણે નીચેથી જ કહ્યું. 'રાજબા! ગાંગજીકાકા આવે છે.'

'ભલે આવતા.' કહી રાજબાએ હૃદયવ્યથાને દબાવવા ઉત્સાહભર્યો દેખાવ કર્યો.

'રાજબા! ગાંગજીભાઇ અને ભીમગિરિને સારો મેળ છે, એમ કહેવાય છે.' રાજસિંહે આશાની મીટ ગાંગજીભાઈ તરફ માંડી.

'તેનું શું?' રાજબાએ કહ્યું.

'તે કંઇ સલાહ આપે તો.'

'સારૂ.' કંઇક છણકો કરતાં રાજબા બોલી. કોઇની આગળ પોતાની નબળાઇ બતાવી સલાહ લેવામાં તેને પોતાનું અપમાન લાગતું.

થોડીવારે ગાંગજીભાઇ એકલા આવ્યા. તેમના દીલ પર શવજીના મૃત્યુનો આઘાત હતો. મોં પર વ્યથાનાં ચિન્હો હતાં.

'આવો કાકા!' ગાંગજીને આવકારતાં રાજબા બોલી.

'હા, બહેન!' કહી બાજુના વસ્ત્ર પટ પર તે બેસી ગયા.

'કેમ રાજસિંહ! સિદ્ધપુરના શું ખબર છે?' રાજસિંહને જોઇ તેમણે પૂછ્યું.

'મહંતે ભીમગિરિને મિત્ર કરી સ્થાપ્યા છે. મહંત રાજબાને તાકીદે તેડાવે છે.'

'શા કામે?'

'કંઇ કહ્યુ નથી.'

'છતાં તમે શું ધારો છો?'

'કંઇ કળી શકાતું નથી.' રાજસિંહે મનની વાત ન આપવાનો જાણે નિશ્ચય કર્યો હતો.

'ભીમગિરિ કેમ છે?'

'મજામાં છે. તેમને ત્યાં કોઇ વાતની કમીના નથી.'

'એક વાત પૂછવી રહી જાય છે, રાજબા!'

'શું?'

'શવજી તને કયાંથી મળી આવ્યો?'

'સિદ્ધપુરના મઠમાંથી.'

'કયા વેશે?'

'તમે તેને જોયો તે વેશે. મહંતે તેને જુદો જ આવાસ કાઢી આપ્યો હતો.'

'તે મઠમાં રહેતો હતો?'

'હા, અહીંથી નાસી તે સીધો ત્યાં ગયો હતો. મહંતે તેને આશ્રય આપી તેને માટે સ્વતંત્ર ઓરડી તૈયાર કરાવી હતી.' રાજબાએ કહ્યું. ગાંગજીભાઇના દીલમાં મહંતનો ઉપકાર વસ્યો.

'મારે અવશ્ય તે મહંતને દર્શને જવું પડશે.' ગાંગજીએ કહ્યું.

'તો આપણે સાથે જઇએ.' રાજબાએ ઇચ્છા દર્શાવી.

'ભલે, પંદર વર્ષ સુધી શવજીને આશ્રય આપનાર મહંતનાં દર્શન કરી મારે મારૂં જીવન પવિત્ર બનાવવું છે,' ઉપકારવશતાનો સ્વીકાર કરતાં તેમણે કહ્યું.

રાજબાના દીલમાં ઉત્સાહ પ્રગટયો. મહંત સમક્ષ ગુન્હેગાર જેવા બનીને એકલા જવા કરતાં ગાંગજીભાઇની સાથે જવામાં તેને આશ્વાસન લાગ્યું. ગાંગજી આગળ દીલ ખોલતાં તેને દીલાસો મળવાની આશા જાગી. આત્મગૌરવ પર નિર્ભર રહેતી રાજબાએ ગાંગજીમાં મુરબ્બીવટ જોઇ અને તેનાથી બોલાઇ ગયું. 'કાકા! ભીમગીરીપરના મારા આરોપો ખોટા પડતાં મારો જવાબ આપવા મોટા મહંતે મને ત્યાં બોલાવી છે.'

'એથી ડરવા જેવું શું છે? તું જ કહેતી હતી કે, મહંત ક્ષમાશીલ છે.'

'પણ ગુન્હેગાર બની કોઇની આગળ ઉભા રહેવું મને પસંદ નથી.'

'પણ ત્હેં ગુન્હો કર્યો હોય તો તે વતન ખાતર કર્યો છે, તારા સ્વાર્થ માટે નહિ.'

'છતાં દીલમાં દુઃખ થાય છે.'

'હું સાથે આવીશ. તારી વતી હું જવાબ આપીશ.'

'પણ ભીમગિરિનું થએલું અપમાન શી રીતે ન થયું થશે!

'એનો પણ માર્ગ નીકળશે. તું આમ મુંઝાઇશ તો નહિ.' ગાંગજીએ રાજબાને આશ્વાસન આપતાં કહ્યું.

'કાકા! તમે જરૂર આવશો?'

'એમાં વારેવારે પૂછવાનું શું હોય? તું જાય ત્યારે મને સાથે લેતી જજે.' સહજ ભાવે ગાંગજીભાઇએ કહ્યું.

'રાજસિંહ! કયારે જઇશું?'

'કાલે સવારે નીકળીએ તો બપોરે પહોંચી જઇએ.'

'ભલે.' ગાંગજીભાઇએ કહ્યું.

એટલામાં બહારથી ઘેલાશા ગાંગજીભાઇને શોધતા આવ્યા. સાથે મહેરામણ હતો.

'ગાંગજીભાઇ છે કે?' તેમણે નીચેથી બુમ મારી.

'હા, આવો શેઠ કાકા! 'રાજબાએ ઘેલાશાને બોલાવ્યા.

'અરે શું આવે, કપાળ? આજનો દિવસ જ ખરાબ ઉગ્યો છે.' કહેતા ઘેલાશા ઉપર આવ્યા.

'કેમ એમ કહો છો?' ગાંગજીએ પૂછ્યું.

'હજુ તો સ્મશાનમાંથી હમણાં ચાલ્યા આવ્યા છીએ ત્યાં સમાચાર આવ્યા છે કે મહંત નૃસિંહગિરિ ઘડીબેઘડીના મહેમાન છે.'

'શું કહો છો, ઘેલાશા ? નૃસિંહગિરિ એટલા માંદા છે ?' ગાંગજીભાઈએ સખેદાશ્ચર્ય પૂછ્યું.

'હા, હમણાંજ મોંઘજીભાઇ મને એ સમાચાર આપી ગયા. હું તમને શોધવા નીકળ્યો છું જો સાથે આવો તો.'

'ચાલો,' કહેતા ગાંગજીભાઇ ઉભા થયા.

'હું પણ આવું, ચાલો રાજસિંહ !' કહેતી રાજબા ઉઠી.

મહેરામણ રાજબાની આ હીલચાલ તરફ અનિચ્છાથી જોઇ રહયો. રાજબા સાથે તે મહત્વની વાતચીત કરવા આવ્યો હતો અને રાજબા અત્યારે નૃસિંહગિરિના મઠમાં જતી હતી.

'રાજબા !' તેણે કહ્યું.

'કેમ મહેરામણ ?' રાજબાએ તેને પૂછ્યું.

'અત્યારે ન જાય તો ન ચાલે ? પછી આપણે સાથે જઇશું.'

રાજબાએ માન્યું કે મહેરામણ કોઇ મહત્વની વાત કરવા આવ્યો હતો. તેણે ગાંગજી તરફ જોયું.

'ભલે, રાજબા ! તમે પછી આવજો. હું અને ઘેલાશા જઇએ છીએ.' કહી ઘેલાશાને લઇ ગાંગજીભાઇ નીચે ઉતરી ગયા. રાજબા, મહેરામણ અને રાજસિંહ વાતો કરતાં બેઠાં. થોડીવારે તેમાં સામંત ભળ્યો.

'રાજબા ! ભીમગિરિએ મને દગો દીધો.' મહેરામણે કહ્યું.

'પણ મેં એથી વિશેષ દગો દીધો છે.' રાજબાએ કહ્યું.

'સારૂં કર્યું. તે એ દાવના છે.' મહેરામણે કહ્યું.

'પણ એ પાપની કબુલાત હવે મારે કરવી પડશે.'

'કેમ ?'

'મહંતે મને સિદ્ધપુર બોલાવી છે.'

'સિદ્ધપુર જવાની તારે શી જરૂર છે ?' સામંતે કહ્યું.

'એમ બને ખરૂં ?'

'કેમ નહિ ?' મહેરામણે કહ્યું.

'મારાથી એવું ન કરાય. મહંતે મારા બોલવા પર વિશ્વાસ રાખી ભીમગિરિને પદભ્રષ્ટ કર્યા છે.'

'રાજબા ! તને બીજી ખબર છે ?'

'શું ?'

'રાત્રે બચીને નાઠેલા ઠાકરડાઓ બધા વરણાગના મઠમાં ગયા હતા. પણ ત્યાં તેમને કોઈએ આશરો ન દીધો !' મહેરામણે કહ્યું.

'કોણ આશરો આપે ભીમગિરિ વિના?' રાજબાએ કહ્યું.

'હરભમ અને બીજા ઠાકરડા આગેવાનો ભીમગિરિને સિદ્ધપુર લઈ ગયાની વાત જાણતા હતા. ગઈ રાતે બીજો પહોર પૂરો થતાં તેઓ એ માટે ભીલા બાગમાં મળી કંઈ નિર્ણય કરવાના હતા તે પહેલાં સવજીનું ત તેમને ખાઈ ગયું.'

સામંતે પોતે જાણતો હતો તે હકીકત કહી.

'રાજબા! એક નવીન વાત આજે બહાર આવવા પામી છે.'

'શું?'

'નૃસિંહગિરિની ખાલી પડતી જગાએ ભીમગિરિને લાવવાનો આગ્રહ ન્યાયસભાના સભ્યો સેવી રહ્યા છે.'

'ન બનવું જોઈએ, મહેરામણ!' રાજબાએ કહ્યું.

સામંત અને રાજસિંહ ચૂપ રહ્યા.

"નૃસિંહગિરિની માંદગી સમયસરની છે અને ભીમગિરિનું વરણાગના મઠાધિપપદેથી ભ્રષ્ટ થવું એ સમયને અનુરૂપ છે, એમ ઘણાનું માનવું છે.' મહેરામણે કહ્યું.

'મહેરામણ! એમ થાય તો આપણું તો આવી બન્યું જ ગણાય. એક ગામમાં બે વિરુદ્ધ તત્ત્વો રહી કાં તો ગામને પાયમાલ કરે કે પોતે પાયમાલ થાય.' રાજબાએ કહ્યું.

'ગમે તેમ હોય પણ રાજબા! નૃસિંહગિરિની માંદગી ભીમગિરિના આગમનની સૂચક હોય એમ લાગે છે.'

'એ તો જેવા લેખ.' રાજબાએ કહ્યું.

---

## પ્રકરણ ૩૯ સું.

## કામેશ્વરે સાચવેલું પ્રતિનિધિત્વ

વાલમના મઠના પ્રથમ મહંત નૃસિંહગિરિની માંદગી ભયંકર હતી. એકલા અને અટુલા એ મહંત પાછળ ગાદી સાચવનાર કોઈ ન હતું. તેમનું જીવન એકલવાયું અને નિઃસંગ વ્યતીત થયું હતું. જીંદગીના છેલ્લા દિવસોમાં પણ તેમણે પોતાના અનુયાયી માટે દરકાર કરી ન હતી. આજે ગામને માથે પ્રશ્ન આવી ઉભો હતો કે થોડા દિવસ માટેના જગતના મહેમાન રહેનાર નૃસિંહગિરિની સંસ્થાનું આધિપત્ય કોને સોંપવું?

વરણાગના મહાધિપપદેથી ભ્રષ્ટ થએલા ભીમગિરિ ઉપર વાલમના મોટા ભાગના માણસોની પસંદગી ઉતરતી હતી, પણ 'તે પદભ્રષ્ટ મહંતને ફરીથી મહંતપદે સ્થાપિત કરી શકાય?' એ અતિ મહત્વનો પ્રશ્ન ભીમગિરિના પક્ષકારોને મુંઝવતો હતો. ન્યાયસભાના સભ્યોએ સાથે મળી, બુઝાતા જીવનદીપને મહાપ્રયાસે શોભાવી રહેલા મહંત નૃસિંહગિરિની મુલાકાત લીધી.

'દેવ! આપની ગાદી અમર તપે તેવા ચેલા માટે આપ અમને ભલામણ કરો.' ન્યાયસભાએ પોતાની માંગણી રજુ કરી.

'વરણાગના ભીમગિરિને મારી પછી આ સ્થળે અભિષેક કરશો તો ગામ અને ગાદીનું મંગળ થશે.' મરતાં મરતાં પણ મહંતે કહ્યું.

ન્યાયસભાને એ વાત મીઠી લાગી, પણ ગાંગજી અને ઘેલાશા જાણતા હતા કે, તીખી વીજળી જેવી રાજબા અને મહંત બનીને ભીમગિરિ વાલમ ગામમાં સાથે રહી શકશે નહિ. ભીમગિરિ વિના વાલમને ન ચાલે એમ એક મત માનતો હતો, જ્યારે રાજબા વિના વાલમને ન ચાલે તે આખું ગામ માનતું હતું. મહંત નૃસિંહગિરિની ઇચ્છાને શી રીતે અમલમાં મુકી શકાય?

પદભ્રષ્ટ ભીમગિરિને ફરીથી મહંતપદે સ્થાપી શકાય કે કેમ તે તો હજુ પ્રશ્ન જ હતો, પણ જો તેમને મહંતપદે સ્થાપી શકાય અને વાલમના મઠની ગાદીએ તેમનો અભિષેક કરવામાં આવે તો રાજબા અને ભીમગિરિની અથડામણનો વજ્રપાત ગામ શી રીતે સહન કરી શકે?

કોઇ એવી શક્તિ ન હતી કે રાજબાને મનાવી શકે. કોઈ એવું સાધન ન હતું કે ભીમગિરિ અને રાજબાનો આંતરિક વિરોધ શમાવી શકે. ન્યાયસભા વિચારતી હતી. ભીમગિરિને વાલમના મઠના મહંત બનાવી રાજબાનો ખોફ વહોરી લેવો કે નૃસિંહગિરિ પછી મઠની હયાતીને નષ્ટ થવા દેવી?

'આ સમયે પદ્મનાભ હોત તો રાજબાને સમજાવી પટાવી ભીમગિરિને અહીં લાવી દેત.' ઘેલાશાએ મમરો મૂક્યો. ન્યાયસભાએ ઘેલાશાના એ શબ્દોની કીંમત આંકી પદ્મનાભનું પ્રતિનિધિત્વ સાચવતા કામેશ્વરને આ બાબતનો નીવેડો લાવવાનું કામ સોંપવાની ગાંગજીભાઇએ દરખાસ્ત મૂકી. બધાઓએ તે દરખાસ્ત ઉપર મુક્તહાસ્ય કર્યું. ચિત્રકાર્યમાં મગ્ન રહેતો કામેશ્વર કુશળ પદ્મનાભનું પ્રતિનિધિત્વ શી રીતે જાળવી શકે?

ગાંગજીભાઈ પોતાના શબ્દોને વળગી રહ્યા અને તેમના અત્યાગ્રહને વશ થઈ ન્યાયસભાએ તેમની ઇચ્છાનુસાર કામેશ્વરને એ કાર્ય સોંપવાની તૈયારી બતાવી.

રાત પડતાં ગાંગજીભાઈ કામેશ્વરને ત્યાં ગયા.

'કામ!' તેમણે કહ્યું.

'આવો કાકા!' માનથી કામેશ્વરે તેમનો સત્કાર કર્યો.

'આજે તારે માથે કડવી ફરજ આવી ઉભી છે.'

'શી ફરજ કાકા?'

'તારા મૃત પિતાનું પ્રતિનિધિત્વ સાચવવાનો તારે માટે પ્રસંગ ઉભો થયો છે. ન્યાયસભા માને છે કે જે કાર્ય આજે તે નથી કરી શકતી તે પદ્મભાઈ હોત તો જરૂર થાત. તું પદ્મભાઇનું પ્રતિનિધિત્વ ધરાવે છે, એટલે તારી ફરજ છે કે તારે તે કાર્ય કરવું.'

'કયું કાર્ય?'

'ભીમગિરિને વાલમના મઠના મહંત પદે સ્થાપિત કરવાનું.'

'એ તો વરણાગમાં છે.'

'ત્યાંથી તેમને પદભ્રષ્ટ કરવામાં આવ્યા છે.'

'તો ફરીથી પાછા મહંત બનાવી શકાય?'

'હા, જો મોટા મહંત રજા આપે તો.'

'એમાં મારી શી જરૂર?'

'રાજબા ભીમગિરિની વિરૂદ્ધમાં છે, તેના વિના ગામને ચાલી શકે તેમ નથી અને તેની હયાતી દરમ્યાન ભીમગિરિને તે વાલમના મઠે અધિપતિ થવા દે તેમ નથી. તારે રાજબાને સમજાવવી પડશે.' ગાંગજીભાઇએ કહ્યું.

જીંદગીમાં અમુક જ વખત રાજબાને જોએલી હજુ તે તેને પુરી પીછાનતો ન હતો. ફક્ત એક જ વખત તેનો તેની સાથે ભેટો થએલો પોતાના લગ્ન પહેલાં. તે વખતે તે તેને બહુજ ચતુર અને રૂપાળી લાગેલી. રાજબા સાથેની આટલી પીછાનથી કામેશ્વર તેને શી રીતે આ મહાન કાર્યમાં મનાવી શકે? તેની આત્મશ્રદ્ધા ઓસરવા માંડી.

'કાકા! મારાથી એ ન થાય. રાજબા સાથે મારો પરિચય નથી.' તેણે કહ્યું.

'એટલે શું થઇ ગયું? પદ્મનાભનું પ્રતિનિધિત્વ તું ધરાવે છે. તારાથી આવા નિર્માલ્ય શબ્દો ન બોલાય.' ગાંગજીએ તેને બીરદાવ્યો.

'કાકા ! હું વિચાર કરીશ.

'વિચાર કરવાનો નથી. આવતી કાલે સવારે રાજબા સાથે તારે મારે અને રાજસિંહે સિદ્ધપુર જવાનું છે. વાલમની સલામતી હવે તારે હાથ છે.' કહી ગાંગજીભાઈ ગયા.

આખી રાત કામેશ્વરે વિચારોમાં ગાળી. રાજબા સાથેના પહેલા પ્રસંગો પૈકી કેટલાએક યાદ કરી તેના સ્વભાવનો અભ્યાસ કરવા તેણે પ્રયત્ન કરી જોયો, પણ સર્વ નિરર્થક ગયું. રાત્રિ વીતી જવા આવી, પણ તે કોઈ નિર્ણયપર આવી શક્યો નહિ.

સવાર થયું. ગાંગજીભાઈ તેડવા આવ્યા. વિચારમગ્ન કામેશ્વર તૈયાર થયો.

'ક્યાં જવાનો વિચાર રાખ્યો છે?' સુરેખાએ તેને પૂછ્યું.

'સિદ્ધપુર જવું છે.' તેણે જવાબ આપ્યો.

સુરેખા ન બોલી. કામેશ્વરે કુતૂહલ દર્શાવવા માટે જ ઉમેર્યું.

'ભીમગિરિને અહીંના મઠના મહંત બનાવવા છે.'

'તમે નહિ કરો તેટલું ઓછું, રાજબાને જોઈ છે? ઉભાને ઉભા ખાઈ જશે.' સુરેખાએ કહ્યું.

કામેશ્વરને કંઈક સાંભર્યું. તેણે કહ્યું. 'હા જોઈ છે. તારા કરત રૂપાળી છે.'

'ચીતરી મૂકી હશે ક્યાંક.' કામેશ્વરનો સ્વભાવ જાણતી સુરેખા બોલી.

કામેશ્વર ઓરડામાં ગયો અને એક ચિત્ર લઈ આવ્યો. વર્ષો પહેલાં તે ચિત્રની પૂજા થતી હશે એમ તેના ઉપર કુકુંમના છાંટા જોઈને સુરેખાએ વિચાર્યું. 'કોનું ચિત્ર છે?'

'તેં કહ્યું તેનું.'

'રાજબાનું?'

'હા.' હસતાં કામેશ્વર બોલ્યો.

'પૂજા કરી લાગે છે.' ટાળમાં સુરેખા બોલી.

'તે મારી આરાધ્ય દેવતા હતી.' કામેશ્વરે કહ્યું.

સુરેખાએ નાકનું ટેરવું ચઢાવ્યું. કામેશ્વરે તેના ગાલપર એક ઝીણી ચૂંટી ખણતાં કહ્યું: 'ઇર્ષ્યા કરીશ નહિ.' અને એ ચિત્રને વાળી કામેશ્વરે તે પર કપડું વીંટી દીધું. થોડી વારે સિદ્ધપુર જવા નીકળેલા સૌ એ કામેશ્વરે પ્રયાણ આદર્યું ત્યારે તેના હાથમાં કપડામાં વીંટેલું પેલું ચિત્ર હતું.

રાજબા, કામેશ્વર, ગાંગજી અને રાજસિંહ સિદ્ધપુર પહોંચ્યાં ત્યારે સૂર્ય નમી ગયો હતો. ભીમગિરિની વિરોધી રાજબાએ મહંત પાસે પોતાની ભૂલ કબૂલ કરી પણ ભીમગિરિ માટે એક સારો શબ્દ પણ તેણે તેમને ન કહ્યો. ગાંગજીભાઇએ ભીમગિરિને મળી વાલમના મઠની ગાદીનું મહંતપદ સ્વીકારવાનું આમંત્રણ આપ્યું.

રાત પડી. ગાંગજીભાઇએ ભીમગિરિને ફરીથી મહંત પદ સ્વીકારવાની રજા આપવા મોટા મહંતને વિજ્ઞપ્તિ કરી. મહંતે સર્વ બાજુનો નિર્ણય કરી મૂકયો હતો. ભીમગિરિ તૈયાર હોત તો પોતે સિદ્ધપુરની ગાદી પણ તેની તરફેણમાં છોડી તેને મહંત બનાવવા તૈયાર હતા. તેમણે ખુશીથી હા પાડી. હવે ફક્ત રાજબાને સમજાવી લેવાનું વિકટ કાર્ય કામેશ્વરે પાર પાડવાનું હતું.

રાત્રિનો બીજો પ્રહર શરૂ થયો. દરેક પોતપોતાની ઓરડીમાં સૂઇ ગયું હતું.

ગાંગજીભાઇ અને રાજસિંહ તો તેમની ઓરડીમાં ધસઘસાટ ઉંઘતા હતા. પોતાની ઓરડીની બન્ને બાજુના ગાંગજી અને રાજસિંહને ઉંઘતા સાંભળી કામેશ્વરના દીલને અજંપો થતો હતો.

રાત્રિ ઝપાટાબંધ વીતે જતી હતી. કામેશ્વરનો ચિત્તવ્યાપાર પણ એટલીજ ઝડપે ચાલી રહ્યો હતો.

'સવાર થશે અને ગાંગજીભાઇ જાહેરમાં ભીમગિરિને વાલમના મઠના મહંત બનાવવાની માંગણીનો પ્રસ્તાવ કરશે ત્યારે રાજબા જરૂર વિરોધ કરવાની તેને શી રીતે સમજાવાય? પિતાના નામથી રાજબાને સમજાવી હોય તો? તેમની મહેચ્છા, ભીમગિરિ માટેની તેમની લાગણી, એ બધાનું અસરકારક વર્ણન કરી પિતાની યાદથી રાજબાનું દીલ ભરી દીધું હોય તો? રાજબા માનશે ખરી? કદાચ પોતાની સમજાવટને તે ધુતકારી કાઢે તો? પછી એને મનાવવાનો કયો માર્ગ રહે? પિતા આગળ પોતે લીધેલી પ્રતિજ્ઞાનું શું? પછી તો તેને માટે રત્નસિંહ કે શવજીનો માર્ગજ ખુલ્લો રહે. પિતાની રૂબરૂમાં પ્રતિનિધિત્વ સાચવવાની પ્રતિજ્ઞા લીધી ત્યારે તેને આવો ખ્યાલ હતો?' આ અને આવા અનેક વિચારોએ તેની નિદ્રાને ભગાડી દીધી. તે સૂતો હતો પણ વિચાર કરતો હતો.

'રાજબાને શી રીતે સમજાવવી!'

'અને અત્યારે રાત્રિએ સમજાવવા જાઉં તે પળે રાજબા મને ધુતકારી કાઢે તો?' એક વિચાર તેના દીલમાં જાગ્યો અને તેર વર્ષ

પહેલાંના પ્રસંગનું તેને સ્મરણ થઈ આવ્યું. હજુ તો તેનાં લગ્ન થયા નહતાં. એક દિવસ સાયંકાળે તેણે રાજબાને ઉત્તરના આંબાવાડીઆ તરફથી મલપતી ચાલે ચાલી આવતી જોઇ. 'કોણ હશે એ રૂપગર્વિતા?' તેણે મનમાં વિચાર કર્યો.

તે નજીકમાં આવી અને તેણે તેને ઓળખી. આથમતી સંધ્યાના આછા પ્રકાશમાં રાજબાનું ગૌર બદન આદર્શ યુવતીની દેહરેખાઓનું સ્પષ્ટ બયાન આપતું હતું. કામેશ્વર તેના દેખાવ અને યૌવન ઉપર આસક્ત થયો અને ઘેરે જઇ તેજ ક્ષણે રાજબાને ચિત્રફલક ઉપર ચીતરી દીધી. એ ચિત્ર તેણે કેટલાં વરસોથી હજુ સંગ્રહી રાખ્યું હતું, પણ રાજબા વિશેની તેની તે વખતની લાગણીઓ? ક્ષણિક સુખોર્મિની જેમ તે જાગી અને વિલીન થઇ ગઇ હતી. ચિત્ર તરફ ફક્ત તેને ભાવ હતો પણ એક આદર્શ ચિત્ર માટે હોય તેવો. પોતાની આ કથા કહીને પણ રાજબાને તે મનાવી શકે તો કેવું સારૂં? રાજબા માટેના તેના ભાવો આજે કેવા હતા? તેણે દીલને તપાસી જોયું. ઉંડેઉંડે સૂતેલા દીલને જગાડી–ઢંઢોળી તેણે પ્રશ્ન પૂછી જોયાં.

'સૌંદર્ય સદાય પૂજ્ય છે. सत्यं शिवं सुंदरम्.' હૃદયે જવાબ આપ્યો.

'ત્યારે અત્યારે રાજબા પાસે જતાં તે તેનો અનાદર કરી કાઢી મૂકે તો?' એ પ્રશ્ન માટે હવે તેને વધારે વિચારવાનું હતુંજ નહિ.

તે ઉઠયો. બાજુમાં ઢાંકીને મૂકેલું ચિત્ર બહાર કાઢયું. બારણામાં આવી રાત્રિના તારાઓના આછા પ્રકાશમાં તેણે તે ચિત્ર ધારીધારીને જોયું. ચિત્રકારે ચિત્ર ચીતરવામાં જ ખૂબી કરી હતી. રાજબા દેવીસમાન દીપતી હતી. કુવિચારોને આપ મેળે દાબી દેવા પડે તેવું ચિત્રમાંની રાજબાનું મુખ હતું. ચિત્રને ભોંયપર મૂકી કામેશ્વર ઘડીભર વિચારમાં પડયો. 'જવું કે નહિ?'

અને રાજબા? તેને શરૂઆતમાં નિદ્રા આવી પણ કોઇ ભયંકર સ્વપ્ને તેની નિદ્રાને દૂર કરી હતી અને સ્વપ્નની જંજાળ કરતી તે પથારીમાં આળોટતી હતી.

તેનું એ સ્વપ્ન શું હતું? છેલ્લા કેટલાક દિવસોથી રાજસિંહ તરફનો રાગ તેણે તદ્દન ઓછો કરી નાખ્યો હતો, છતાં આજે સ્વપ્નામાં રાજસિંહ આવી તેને કેમ લલચાવી ગયો? રતનસિંહની પત્ની તરીકે પોતે મહાન કાર્ય કરી સ્વર્ગસ્થ પતિના આશીર્વાદ મેળવી લીધા હતા. પોતાના જેવું ભાગ્યશાળી એ પળે દુનિયામાં કોઈ ન હતું, એમ તે માનતી હતી.

વીર પતિની વીર પત્નીને વીરત્વ સિવાયની લાલચો હોય નહિ ત્યાં રાજસિંહ એક સામાન્ય માનવી સ્વપ્નમાં આવી તેને લલચાવી રહ્યો હતો. અને થોડા દિવસ પૂર્વે ? તેને માટે પોતાનું દીલ કુમળી લાગણીઓ અનુભવતું હતું અને પેલા મંદિરમાં રાતવાસો ગાળ્યો હતો તે પ્રસંગ ! રાજબાને કંપારી છૂટી. રાજસિંહ, તેને પોતાના જીવન ધ્યેયની સિદ્ધિમાં આડખીલીરૂપ લાગવા માંડયો. તેનાં કરતુકો પોતાને નડતાં હશે, તેની વાસનામય ઇચ્છાઓનું પ્રાબલ્ય પોતાનાપર અસર કરતું હશે અને પરિણામે એવાં કુત્સિત સ્વપ્નો આવી માનસિક નિર્મળતાને બગાડી દેતાં હશે, એવા વાસનાઓ પર કાબુ વિનાના માણસોનું સાંનિધ્ય શા ખપનું ? તેવાઓની હયાતીની જગતને શી જરૂર ? વિચારમાં તે એક ડગલું આગળ વધી. તેને પોતાની ચિરસંગિની કટાર સાંભરી આવી. એવી રીતે કાયમ મનની શાન્તિને હરનારનો જીવ એ કટારથી કેમ ન લેવો ? જેથી વીર પતિને સ્વર્ગસદનમાં બેઠાં બેઠાં પણ પત્નીની નિર્મળતાનો ખ્યાલ આવે.

આગળ વધતી જતી વિચારમાળા તેણે અટકાવી અને કેડની બાજુમાં છુંપાવી રાખેલી સુંદર પણ નાજુક કટાર તેણે બહાર કાઢી, રાત્રિના અંધકારમાં પણ તે કટાર ચમકી ઉઠી. રાજબા ઉઠી, તેણે બારણા બહાર પગ દીધો. રાજસિંહ સૂતો હતો તે ઓરડી તરફ જોયું. બહાર કોઈ નથી એની ખાત્રી કરી તે તે ઓરડી તરફ ચાલી. નિર્દોષ માનવી પ્રાણી ઘડી પછી હતું નહતું થવા સર્જાયું હશે કે શું ?

ચાર ડગલાં તે આગળ ચાલી. રાજસિંહની ઓરડી નજીક તે આવી ગઈ. હાથ લાંબો કરે અને તે ઓરડીની સાખ પકડી શકે તેટલે દૂર તે ઉભી રહી. તેણે અંદર નજર કરી. ઉંઘતા રાજસિંહ પાસે કોઈ ઉભું હતું.

'કોણ હશે ?' તેણે મનને સવાલ કર્યો.

તે આગળ વધી. સૂતેલ રાજસિંહ પાસે ઉભેલી વ્યક્તિ બારણા તરફ આવવા આગળ વધી.

'કોણ ?' રાજબાથી પૂછાઇ ગયું.

'એ તો હું ભીમગિરિ, રાજબા ! અત્યારે અહીં ક્યાંથી ?'

'તમારે તેની પંચાત ? રાજસિંહને નિરાંતે સુવા પણ નથી દેવો કે શું ?' રાજબાએ કહ્યું.

'એ નિરાંતે સૂતો છે, પણ તેને માથે મોત ભમે છે માટે હું આવ્યો હતો,' વીર જેવા શબ્દો ભીમગિરિએ ફેંક્યા. રાજબાના હાથમાં કટારની પકડ ધીમી પડી ગઇ.

'ભીમગિરિ જાણી ગયા કે શું ?' તેણે મનને પૂછ્યું.

'પણ અરે હકીકત જાણીને ભીમગિરિ તો ચાલ્યા જાય છે. સવારે તો, રાજબા, તારી ફજેતી લૂંટાશે.' રાજબાના મને તર્ક બાંધ્યો.

'તો કાયમનો ચરૂ બની બેઠેલો, જેના કારણે મારે રાજસિંહના સંસર્ગમાં આવવું પડયું તે ભીમગિરિનેજ કાં ઠાર ન કરૂં ? કે જેથી બધી ચિંતા અને આફત આપમેળે ટળી જાય.'

તેણે મનમાં વિચાર્યું અને આગળ ચાલ્યા જતા ભીમગિરિની પીઠ પાછળ તેણે કટાર ઉગામી.

કામેશ્વરના ઓરડીના બારણા આગળ જ ભીમગિરિનાં સો વર્ષ પૂરાં થઇ જાત, પણ એકાએક કામેશ્વર ઓરડીમાંથી કૂદ્યો અને રાજબાએ ઉગામેલી કટાર ભીમગિરિની પીઠમાં ભોંકાઇ જાય તે પહેલાં તેણે પોતાનો ડાબો હાથ આડો ધર્યો. કટાર ભીમગિરિની પીઠમાં ન ભોંકાતાં કામેશ્વરની હથેળીમાં ઉતરી ગઇ.

ભીમગિરિએ પાછળ ફરી જોયું.

'કોણ કામ ?'

'હા, હું કામ.'

'અરે તારીના, તું કયાંથી અહીં વચ્ચે આવી પડયો ?' રાજબાએ નિરાશ થતાં કહ્યું.

'રાજબા ! ઉપકારનો બદલો ત્હેં અપકાર કરી વાળ્યો છે. પદ્મનાભના પુત્રને ત્હેં ઘાયલ કર્યો છે. એ પાપ તને નહિ છોડે.' કહી ભીમગિરિ આગળ વધ્યા.

'કામ !' રાજબાએ કામને બોલાવ્યો.

કામેશ્વર હજુ સ્થિર હતો, તે બોલ્યો નહિ. રાજબાએ તેને ઢંઢોળ્યો.

'કામ !'

'હું–' કામે કહ્યું.

રાજબા તેને તેની ઓરડીમાં દોરી ગઇ.

'રાજબા !' કામેશ્વરે કહ્યું.

'કેમ ?'

'મારૂં કહ્યું માનશો ?'

'શું ?'

'કેટલાંય વાસોથી હું ઝંખું છું.' રાજબાના દીલમાં ધ્રાસકો પડયો. પદ્મનાભનો પુત્ર તેને શું કહી રહ્યો હતો ?

'તું શું કહેવા માગે છે?' કામેશ્વરની માંગણી અયોગ્ય ન હોય તેનો વિચાર કરતી રાજબા બોલી.

'હું માગીશ તે આપશો?' દુઃખતો હાથ દાબતાં કામેશ્વર બોલ્યો.

'શું?'

'વચન આપો.'

'અરે મૂર્ખ! પદ્મનાભનો પુત્ર થઇ વાસનાઓનો ભૂખ્યો રહ્યો છે?'

'ના, બ્હેન, વાસ્નાઓ મ્હેં મારી નાખી છે.' કહી તેણે રાજબાનું ચિત્ર તેને બતાવ્યું.

'શું છે?' રાજબાએ પૂછ્યું.

'જે દિવસે તમને મેં જોયાં તે દિવસનું આ ચિત્ર છે અને તે દિવસથી મેં વાસનાને મારી છે.'

'કેટલો વખત થયો?'

'તેર વર્ષ.'

'તેર વર્ષ? તો તારે શું જોઇએ છે?'

'તમે ભીમગિરિને કેમ મારવા ગયાં હતાં?'

'તે મારી ખાનગી બાબત છે.'

'છતાં કહેશો?'

રાજબાએ સત્ય વસ્તુ કહી દીધી.

થોડીવારે કામેશ્વર બોલ્યો. 'બ્હેન! એક ઘડી માટે તેર વર્ષ પહેલાં મને તમારે માટે મોહ જાગ્યો હતો. આજે એમાંનું કંઇ નથી. રાજસિંહ માટેના તમારા વિચારો ગેરવાજબી છે. તેને મારીને તમે શું લાભશો? અને એવા કેટલા માણસોને તમે મારશો? તમારા મન પર કાબુ રાખો, પછી રાજસિંહ કે કોઈ તમને શું કરી શકનાર છે?' કામેશ્વરે કહ્યું.

'કામ! એ વાત જવા દે. ભીમગિરિને બચાવી ત્હેં આફત ઉભી રાખી છે.'

'ના, બ્હેન! મ્હેં આફત આવતી અટકાવી છે.'

'શી રીતે?'

'મારે તમારી પાસેથી વરદાન જોઇએ છે.'

'કયા હક્કથી?'

'મારા પિતાના પુત્ર તરીકે, તમારા ઠાકરડાઓ ઉપરના વિજયના સ્મારક નિમિત્તે મને વરદાન આપો.'

'મારી પાસે કંઈ નથી.'

'ઘણું છે.'

'શું જોઈએ છે? માગી લે, કામ!'

'આવતી કાલે મોટા મહંત પાસે વાલમના મઠાધીશ તરીકે મહંત ભીમગિરિની માગણી કરો.'

'કામ! તું શું કહે છે?'

'ખરું કહું છું, બહેન! વાલમનું એમાં બહેતર છે.'

'તારા પિતા હોત તો આવું ન કરત.'

'મારા પિતાનું હું પ્રતિનિધિત્વ ધરાવું છું. વાલમ ખાતર એટલું કરો.'

'મારા જીવ પર આવશે, કામ!' નિરાશ બનતાં રાજબા બોલી.

'મારા પિતાની ખાતર.' કહી કામ ઉઠયો.

'ભલે.' કહી રાજબાએ પોતાની ઓરડીનો માર્ગ લીધો.

તેના દીલમાં હુતાશન સળગતો હતો. કામેશ્વરના હાથમાં કાળી બળતરા થતી હતી.

---

## પ્રકરણ ૪૦ મું.

## 'ભલે આવી, રાજબા'

સિદ્ધપુરના મઠના મધ્યવર્તી ઓરડામાં મુખ્ય આસન ઉપર મહંત બીરાજેલા હતા. બાજુમાં બાજઠ ઉપર પદભ્રષ્ટ મહંત—ભીમગિરિ હતા અને સામે વાલમના પ્રતિનિધિઓ—ગાંગજી, કામેશ્વર, રાજબા અને રાજસિંહ પોતાની માંગણી રજુ કરવા બેઠાં હતાં.

'ગુરૂદેવ!' ગાંગજીએ મોટા મહંત તરફ જોઈ બોલવાની શરૂઆત કરી. 'મારા શવજી ઉપર શરૂઆતમાં ન વીતવાની વીતી ચૂકી હતી. તે બારમલની ચોકી વટાવી નાઠો અને તમારે આશરે આવી રહ્યો ત્યારથી તેના જીવને કંઈક રાહત મળી હશે.'

'હા, ગાંગજીભાઈ! શવજી આવ્યો ત્યારે બેહાલ અવસ્થામાં હતો. શરીર જીર્ણ બની ગયું હતું. વસ્ત્રોનું ઠેકાણું ન હતું. પૂરું બોલવાના પણ હોશ ન હતા.'

'આપે મહાન ઉપકાર કર્યો ગુરૂદેવ!' ઋણ સ્વીકાર કરતાં ગાંગજીએ કહ્યું.

'ઉપકાર શાનો ? માનવી તરીકેની ફરજ માનવીએ બજાવવી રહી. તેને આશ્રય આપી નિર્ભય બનાવવા પ્રયત્નો આદર્યા, પણ તેનું મન માનતું ન હતું. બારમલને તે ઓળખતો હતો. ગમે ત્યાંથી પણ તે તેને શોધી લઇ જશે, એવી તેને બીક રહ્યા કરતી હતી એટલે મેં તેને માટે સ્વતંત્ર ઓરડી તૈયાર કરાવી સંતાઇ રહેવાની સંપૂર્ણ ગોઠવણ કરી આપી. તમે તે ઓરડી જોઈ ?'

'હા ગુરુદેવ! સાંજે જોઇ હતી. મારાપર અને આજે તો આખા વાલમ ઉપર આપે શવજીને રક્ષણ આપી ઉપકાર ચઢાવ્યો છે.'

'ઉપકાર માનો વિશ્વનિયંતાનો કે તેણે મને શવજીનું રક્ષણ કરવાની પ્રેરણા કરી.' મહંતે નિખાલસ દીલથી કહ્યું.

'ગુરુદેવ!' કહેતી રાજબા ઉભી થઇ અને નમન કરી આગળ બોલી: 'મારા ઉપર એક મહાન ઉપકાર કરી આપી તે દ્વારા એક મહાન ઉપકાર વાલમ ઉપર ચઢાવ્યો છે. આજે બીજો ઉપકાર ચઢાવવાની આપની પાસેથી માંગણી કરું છું.'

'ઉપકાર નહિ રાજબા! ફરજ.' રાજબાનું બોલવું સુધારતાં મહંતે કહ્યું.

'ભીમગિરિને વાલમના મહંતપદે સ્થાપિત કરવાની અમને રજા આપો.' રાજબાએ કહ્યું. બોલતાં તેનું શરીર કમ્પી ગયું. તેની જીભ ધ્રૂજી ગઇ.

'વરણાગના ગહંત પાસેથી તેમને ભ્રષ્ટ કરાવવાનો પ્રપંચ રચી તારા પરનો મારો વિશ્વાસ તેં ઘટાડી દીધો છે. રાજબા! આજે ફરીથી તું તેમને મહંતપદે સ્થાપિત કરવાની માગણી કરે છે. એ ઉપરથી લાગે છે કે, તું કોઇ બીજો પ્રપંચ રચી રહી હોય.' હસતાં હસતાં મહંત બોલ્યા.

'ગુરુદેવ! એ પણ પ્રપંચ છે. પદ્મનાભના સ્વર્ગસ્થ આત્માને અને તેમના પુત્ર કામેશ્વરને રાજી રાખવાનો મારો પ્રપંચ છે.'

'એમ કેમ?' મહંતે પૂછ્યું. ભીમગિરિએ રાજબા સામે જોયું.

'પૂછો ભીમગિરિને. ગઇ રાતે મેં તેમને કટારથી હુલાવી દીધા હોત, પણ આ કામેશ્વર વચ્ચે આવ્યો, તેનો હાથ ઘવાયો. નિર્દોષ બ્રાહ્મણનું લોહી મ્હેં વિના કારણ વહાવ્યું તેના પ્રાયશ્ચિત્ત બદલ મારે મારા દીલની ઇચ્છાઓને કચડી નાખવી રહી. ગામ આખું ઇચ્છે છે કે ભીમગિરિ વાલમના મઠના મહંત બને તો મારે પણ એ ઇચ્છામાં મારી ઇચ્છા

સંક્રાન્ત કરવી રહી. નિર્દોષ બ્રાહ્મણનું લોહી વહાવ્યાનું એ પ્રાયશ્ચિત.' રાજબા બોલી.

'બ્રાહ્મણનું લોહી વહાવ્યાના પ્રાયશ્ચિત્તરૂપ માટે જ તું ભીમગિરિની વાલમના મઠાધિપપદે માગણી કરે છે?' મહંતે સ્પષ્ટતા માગી.

'તે ઉપરાંત એક કારણ છે.'

'શું?'

'મારા પતિને જે પુત્રતુલ્ય માનતા હતા તે પદ્મનાભના પુત્રની મારી પાસે માગણી છે કે, તેના પિતાના નામ ખાતર પણ મારે ભીમગિરિની વાલમ માટે માગણી કરવી.'

'તારું અંતર શું કહે છે?'

'તે કહેવા હું ઈચ્છતી નથી.' રાજબાએ કહ્યું.

'ભીમગિરિ મહંત થાય તે તને ગમતું નથી?' મહંતે પૂછ્યું.

'કેમ ન ગમે?'

'ત્યારે?'

રાજબાએ જવાબ ન આપ્યો. મહંતે તેને વધુ પ્રશ્નો પૂછી છેડવાની ઇચ્છાને જતી કરી.

'મહંતશ્રી!' ભીમગિરિએ બોલવું શરૂ કર્યું: 'રાજબા માને છે કે, તેના પતિને ખુવાર કરવામાં મારો હાથ છે. વળી આજ સુધી તે મને કાકરડાઓનો પક્ષકાર માની વાલમને અવળે પંથે ચઢાવનાર સમજતી હતી. આમ અને પતિને વફાદાર રહેનાર રાજબા મારા પરનાં એ વહેમથી મને દુશ્મન કેમ ન ગણે?'

'રાજબા! ભીમગિરિ સાચું કહે છે?' મહંતે રાજબાને પૂછ્યું.

'કદાચ સાચું હોય પણ ખરૂં.'

'ભીમગિરિ! રાજબાની એ માન્યતા તમે કેટલી સાચી માનો છો?'

'કિંચિત માત્ર નહિ.' ભીમગિરિએ કહ્યું અને તેજસ્વી ખુલ્લાં નયનો તેમણે ખંડમાં બેઠેલા બધા તરફ વારાફરતી ફેરવ્યાં. દરેકને ખાત્રી થઇ કે ભીમગિરિ વફાદાર અને સરળ હૃદયી છે. તેણે પાપ કર્યું નથી. પાપ કરે તેવી તેની માનસિક નિર્બળતા નથી.

મહંતે રાજબાના શબ્દોનો અને ભીમગિરિના બચાવનો વિચાર કરી જોયો અને અંતમાં પૂછ્યું

'વાલમના પ્રતિનિધિ બની આવેલા આપ ચાર સજ્જનોને હું દીલગીર કરવા નથી ઇચ્છતો તે કારણે જ ભીમગિરિને વાલમના મઠના મહંતપદે બિરાજવાની હું છૂટ આપું છું. મારા હૃદયની ઉંડી ઇચ્છા તો એ હતી કે હું જાતે અહીંથી મહંતપદેથી છૂટો થઇ ભીમગિરિને આ સ્થાને બેસાડું. મહંતે ઇચ્છા વ્યક્ત કરી.

ચારે પ્રતિનિધિઓ સાંભળી રહ્યા. ભીમગિરિની મહંતે આંકેલી યોગ્યતા સાંભળી રાજબાના હૃદયમાં મહાન ઉલ્કાપાત મચી રહ્યો જેને પોતે આજ સુધી અધમ અને વિશ્વાસઘાતી માનતી હતી તે ભીમગિરિપર મહંતના ચારે હાથ હતા.

\+ × × ×

ભીમગિરિ સાથે સિદ્ધપુરથી વાલમના સર્વ પ્રતિનિધિઓ પાછા આવ્યા ત્યારે મહંત નૃસિંહગિરિનો છેલ્લો શ્વાસ ઘૂંટાતો હતો. તેમની બેભાન અવસ્થામાં ભીમગિરિએ તેમના ગુરુપદનો સ્વીકાર કરી લીધો નૃસિંહગિરિનો પ્રાણ બુઝાતાં મઠના મહંત તરીકેનું તિલક ભીમગિરિને કરવામાં આવ્યું અને નૃસિંહગિરિના નિર્જીવ દેહની અંતિમ ક્રિયા ત્યાર પછી કરવામાં આવી.

નૃસિંહગિરિના મૃત્યુ પાછળ સારા પ્રમાણમાં ધન ખર્ચવામાં આવ્યું. ઉદાર ભીમગિરિએ નૃસિંહગિરિની મરણોત્તર ક્રિયા અને લ્હાણો પાણી યથાવિધિ કરી વાલમના મઠની કીર્તિમાં અનેકધણો વધારો કરી દીધો.

શુભ મુહૂર્ત જોઈ ભીમગિરિને ગાદીપર બેસાડવામાં આવ્યા, ત્યારે સિદ્ધપુરના મોટા મહંત તરફથી તેમની સમસ્ત જમાતને આમંત્રણ દેવામાં આવ્યાં. ધામધૂમ અને હર્ષોદ્ગાર વચ્ચે ભીમગિરિને વાલમના મઠના અધિપતિપદે સ્થાપિત કરવામાં આવ્યા પણ તે દિવસે રાજબા નહોતી દેખાતી. તેના દીલનું માપ કોઇથી લઇ શકાતું ન હતું. ગાંગજીભાઈ, વેલાશા, મેઘજી અને બીજા ઘણાઓની સમજાવટ છતાં રાજબાએ ભીમગિરિના એ મહોત્સવમાં ભાગ ન લીધો તે નજ લીધો.

ભીમગિરિ મહંત બન્યા અને વરણાગના મઠમાં રહી જે કીર્તિ તેમણે સંપાદન કરી હતી તેથી અનેકધણી નામના તેમણે જુજ દિવસોમાં પ્રાપ્ત કરી લીધી.

ગાદી પર આવ્યા છતાં તેમણે કેસરગિરિને સંભાર્યો નહિ-કદાચ તેમને સાંભર્યો નહિ હોય-પણ એક દિવસ માના બારણામાં તેમણે

જીર્ણ વસ્ત્રધારી એક બાવો જોયો. તેનું મુખ જોતાંજ ભીમગિરિ બૂમ પાડી ઉઠયા.

'કેસરગિરિ !' અને હર્ષાવેશમાં દોડી તેને ભેટી પડયા.

'તારી શું ખબરો છે ?'

'ગુરુદેવ ! આપનું ભવિષ્ય સાચું પડયું. વરણાગના મઠની અવદશા બેઠી છે. હું ત્યાંથી છેલ્લા ચાર દિવસથી ચાલી નીકળ્યો છું આપને શોધતો,' કહેતો કેસરગિરિ ભીમગિરિના બાથમાંથી છૂટી તેમનાં ચરણોમાં લોટી પડયો.

દિવસો વ્યતીત થતા ગયા. એક દિવસ મઠના બારણામાં તેમણે એક શોકાતુર યુવતીને નત મસ્તકે ઉભેલી દીઠી.

'કોણ ?' તેમણે પૂછયું.

'હું રાજબા' યુવતીએ કહ્યું.

'ભલે આવી, રાજબા.' મહંતે કહ્યું.

'ગુરુદેવ ! પૂછો તો ખરા કે શા માટે આવી છે ?'

'પૂછવાની જરૂર નથી. વર્ષો પહેલાં હું જાણતો હતો કે, તારે મઠનો આશ્રય લીધા વિના છૂટકો નથી. હૃદયની શાન્તિ પામવા અને જીવનના તત્ત્વજ્ઞાનને સમજવા તારે માટે મઠનો આશ્રય આવશ્યક છે.'

'ગુરુદેવ ! કરેલી ભૂલનો પશ્ચાત્તાપ થાય છે.'

'જીવન એટલેજ પશ્ચાત્તાપની પરંપરા. રાજબા ! તું ભલે આવી.' ભીમગિરિએ રાજબાને સત્કારી મઠની વિશાળ જગામાં તેને માટે સ્વતંત્ર ઓરડી કાઢી આપી અને મહંત ભીમગિરિની કીર્તિનો ધ્વજ ગામેગામ અને દેશેદેશ ઉડી રહ્યો.

**સમાપ્ત.**

---

૧૫-૪-૪૮

